# શ્રી કનૈયાલાલ મુનશી રચિત પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | પાટણની પ્રભુતા | (નવલકથા) | ૨—૮—૦ |
| ૨ | ગુજરાતનો નાથ | ,, | ૩—૦—૦ |
| ૩ | રાજાધિરાજ | ,, | ૩—૮—૦ |
| ૪ | જય સોમનાથ | ,, | ૩—૦—૦ |
| ૫ | પૃથિવી વલ્લભ | ,, | ૧-૧૨—૦ |
| ૬ | ભગવાન કૌટિલ્ય | ,, | ૨—૮—૦ |
| ૭ | વેરની વસુલાત | ,, | ૩—૦—૦ |
| ૮ | કોનો વાંક ? | ,, | ૨—૮—૦ |
| ૯ | સ્વપ્ન દ્રષ્ટા | ,, | ૨—૮—૦ |
| ૧૦ | નર્મદ: અર્વાચીનોમાં આદ્ય | | ૧—૪—૦ |
| ૧૧ | નવલિકાઓ | (નવલિકા સંગ્રહ) | ૨—૦—૦ |
| ૧૨ | કાકાની શશી | (નાટક) | ૧—૪—૦ |
| ૧૩ | પૌરાણિક નાટકો | ,, | ૨—૮—૦ |
| ૧૪ | સામાજીક નાટકો | ,, | ૧-૧૨—૦ |
| ૧૫ | બ્રહ્મચર્યાશ્રમ | ,, | ૦—૮—૦ |
| ૧૬ | સ્નેહ સંભ્રમ | ,, | ૧—૪—૦ |
| ૧૭ | શિશુ અને સખી | (નવી સુધારેલી વધારેલી આવૃત્તિ) | ૨—૦—૦ |
| ૧૮ | આદિ વચનો | સાહિત્ય વિષયક લેખો | ૨—૮—૦ |
| ૧૯ | કેટલાક લેખો ભા ૧-૨ | ,, | ૩—૮—૦ |
| ૨૦ | થોડાંક રસ દર્શનો | | ૨—૦—૦ |
| ૨૧ થી ૨૩ | લોપામુદ્રા ભા. ૧ થી ૪ | | ૪—૮—૦ |
| ૨૪ | નરસૈયો ભક્તહરિનો | | ૧—૮—૦ |
| ૨૫ | મધ્યકાલનો સાહિત્યપ્રવાહ | | ૪—૦—૦ |
| ૨૬ | Gujarata and Its Literature | | ૬—૦—૦ |
| ૨૭ | I Follow The Mahatma | | ૨—૮—૦ |
| ૧ | કુમાર દેવી | શ્રી લીલાવતી મુનશી | ૧—૦—૦ |
| ૨ | રેખા ચિત્રો | ,, | ૨—૮—૦ |
| ૩ | જીવનમાંથી જડેલી | ,, | ૨—૮—૦ |

: મળવાનું મુખ્ય સ્થળ :

**આર. આર. શેઠની કંપની : બુકસેલર્સ**

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ—૨

સંસ્કાર ગ્રંથાવલિ પુસ્તક એકવીસમું

# જય સોમનાથ

[ પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજનું પુરસ્સંધાન ]

: લેખક :

કનૈયાલાલ મુનશી

: પ્રકાશક :

આર. આર. શેઠની કંપની

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

: પ્રકાશક :
ભુરાલાલ ર. શેઠ
આર. આર. શેઠની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ



આવૃત્તિ પહેલી ૨૫ : ૭ : ૧૯૪૦

રૂ. ૩–૦–૦

: મુદ્રક :
પાના ૧ થી ૨૦૦ સુધી ઇશ્વરભાઈ લ. પટેલ, નલિની પ્રિન્ટરી, મુંબઇ–૨
બાકીનું તમામ મેટર મનુભાઈ અમૃતલાલ શેઠ, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર

# આ મુ ખ

'ઇસ્ટ અને વેસ્ટ' નામના અંગ્રેજી માસિકના ૧૯૧૧ના નવેંબર–ડીસેંબર અંકમાં મેં 'સોમનાથની જીત' નામનો ઐતિહાસિક લેખ લખેલો ત્યારથી મને આ વિષયમાં રસ છે. ત્યાર પછી વર્ષો પર 'પાટણની પ્રભુતા'ના પુરસ્સંધાન રૂપ આ વાર્તા લખવાનું મન થયેલું. એ ઉમેદ જાહેર પણ કરેલી.

પણ એ ઉમેદ મનની મનમાંજ રહી ગઈ તે પાછી ૧૯૩૫–૩૬માં પ્રગટી ને આ વાર્તા ૧૯૩૭માં લખાઈ રહી.

ગઝનીના અપ્રતિરથ વિજેતા સુલતાન મહમ્મૂદે સોમનાથ પર ચડાઇ કરી ત્યારે હીંદની અને ખાસ કરીને ગુજરાતની શી દશા હતી તે ચીતરવાનો આમાં કંઇ પ્રયત્ન છે. એક તરફ વ્યવસ્થાશીલ પ્રચંડ વિજેતા અને બીજી તરફ વીરત્વના તણખા જેવા રાજવીઓ, એ બેના પહેલવહેલા અથડામણમાં અનેક મહાકાવ્યોની સમૃદ્ધિ સમાયલી છે.

આ આક્રમણના મૂલ સાધનો મુસ્લીમ તવારીખોમાં મળે છે. પણ અનેક સામગ્રીઓ જોયા પછી એમાં તથ્ય ઓછું છે એમ મને લાગે છે. એના કારણો ટૂંકામાં આપી દઉં.

(૧) હીંદી તવારીખોમાં આ આક્રમણ માટે કંઈ પણ ઉલ્લેખ નથી

(૨) મુસ્લીમ ઇતિહાસકાર ફરીસ્તા કહે છે કે 'નહરવાલ (અણહીલવાડ) નો રાજા બિરહમદેવ (ભીમદેવ) અજમેરના નરેશ તથા અન્ય રાજાઓના સૈન્યને એકત્રિત કરી તેનો રસ્તો રોકવાની પ્રબળ તૈયારી કરી રહ્યો છે એથી સુલતાને સિંધને માર્ગે મુલતાન જવાનો વિચાર કર્યો. માર્ગમાં અસહ્ય તાપને લીધે તથા પાણીના સંપૂર્ણ અભાવને લીધે સૈન્યનો ઘણો ભાગ પાગલ થઈ મરણ પામ્યો'[૧] તો ભીમદેવનો આવા મોટા વિજયનો ઉલ્લેખ કેમ કોઇ પ્રશસ્તિમાં, દ્વયાશ્રયમાં, કીર્તિકૌમુદી કે કોઇ બીજા ઇતિહાસમાં નથી ?

(૩) મુસ્લીમ તવારીખો એમ કહે છે કે મહમ્મૂદે પાટણની ગાદીએ કોઇ ડાબિશિલીમને ખંડિયા તરીકે બેસાડયો. આ વાતને કોઇ હીંદી સાધનનો આધાર નથી.

(૪) ભીમદેવનો રાજ્યકાલ હંમેશા વણત્રૂટયો આપણાં ઉપલબ્ધ ઐતિહાસિક સાધનો ગણે છે. વિ. સં. ૧૦૮૬ના તામ્રપત્ર પરથી ભીમદેવ કચ્છ પર રાજ્ય કરતા લાગે છે, ને વિ. સં. ૧૦૮૮ એનો મંત્રી વિમલ આબુ પર મોટું મંદિર બાંધે છે.[૨] આક્રમણ ૧૦૮૨–૮૩માં થયું હોય તો આ સતા ને સમૃદ્ધિ જરા અજબ જેવાં લાગે છે.

(૫) સોમનાથના આક્રમણનો પહેલો વિગતવાર ઉલ્લેખ મહમ્મૂદના સમય

---

(૧) ફરીસ્તા : જીલ્દ ૧ પા. ૭૫ બ્રીગ. રતિકાન્ત ભટ્ટ : ગુર્જરેશ્વર ભીમદેવ સોલંકી, બુદ્ધિપ્રકાશ, જુલાઇ–સપ્ટેંબર, ૧૯૩૫,નો અંક.

(૨) દુર્ગાશંકર શાસ્ત્રી : ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ : વિભાગ પહેલો પા. ૧૮૯–૧૯૦.

પછી બસેં વર્ષ પછી આશરે ઇ. સ. ૧૨૩૦માં ઇબ્ન અસીરની 'કામિલુત્તવારીખ'માં મળે છે.

(૬) કેટલાક મુસ્લીમ તવારીખકારો જે સોમનાથની મૂર્તિનું વર્ણન આપે છે એ હીંદુની દૃષ્ટિએ અસંભવિત છે, એટલું જ નહીં પણ અલબરુની જેણે એ મૂર્તિ જાતે જોઈ હતી તે સાક્ષી પૂરે છે કે સોમનાથનું લિંગ હતું અને તે શિવ મંદિરમાં હોય છે તેવું નક્કર હતું. મહમ્મૂદની કીર્તિગાનારા કહે છે તેમ એ મૂર્તિ પોલી નહોતી.[૧]

આ શંકાઓ વિચારવા જેવી છે છતાં એ આક્રમણમાં સત્ય છે એમ માની આ વાર્તા રચી છે.

ઘોઘા બાપાનાં પરાક્રમો કલ્પિત નથી. મારા ઉપરોક્ત અંગ્રેજી લેખમાં મેં કોઈ ઠેકાણેથી ઉતાર્યાં છે. મેં એ ક્યાંથી લીધાં તે શોધવાની મને ફરી તક નથી સાંપડી પણ રજપુતાનામાં હજી એક સ્થાન 'ઘોઘા દેવ કા થલ'ને નામે પ્રસિદ્ધ છે એમ મેં નોંધ્યું છે.

પણ આ વાર્તામાં મારો ઇરાદો સુલતાન મહમ્મૂદનું આક્રમણ ચીતરવાનો નથી, ગુજરાતે કરેલો પ્રતિરોધ વર્ણવવાનો છે. જો આ આક્રમણ પાયાદાર માનીયે તો એનો સામનો કરતાં સોલંકીઓના ગુજરાતને બળ મળ્યું એમ માનવું પડે છે. આ વાર્તામાં ચીતરેલા ગુજરાતના મહાપ્રયત્નના આમુખ વિના–ગંગસર્વજ્ઞ, ભીમ ને સામંતની ભીષ્મ અડગતા વિના,–ગંગાના આત્મસમર્પણ ને ચૌલાની પ્રણયવિહ્વલ ભક્તિ વિના, દેવપ્રસાદ, મુંજાલ ને કાક, મીનલ ને મંજરીનું ગુજરાત શક્ય નથી.

---

(૧) રતિકાન્ત ભટ્ટનો ઉપરોક્ત લેખ.

તે સમયે પ્રભાસ પાટણ આખા ભરતખંડમાં પાશુપતમતનું કેંદ્ર હતું.[૧] એ મતના સ્થાપક લકુલેશ અથવા નકુલેશ ને શંકરના અવતાર માન્યા છે. તે ભરૂચ પાસે કાયાવરોહણમાં—આજના કારવાણમાં જન્મ્યા હતા.

પાશુપતમતની એક મુખ્ય શાખા કાપાલિકોની છે. કાપાલિક, કાલમુખ, વામાચાર ને ભૈરવ એવી એની ઉપશાખાઓ પણ મનાય છે. એની પ્રક્રિયા કમકમા ઉપજાવે એવી છે. ખોપરીમાં ખાવું, ચિત્તાની ભસ્મ શરીરે ચોળવી, ભસ્મ ખાવી, ત્રિશૂળ ધારણ કરવું, દારુ રાખવો અને સ્મશાનવાસી દેવની ભક્તિ કરવી એ મોક્ષ મેળવવાનાં એનાં સાધનો છે. પાર્વતીને ત્રિપુરસુંદરી રૂપે પૂજનારી શાખા પણ હતી. આ શાખાઓના અવશેષ રૂપ અઘોરીઓ ને કાંચળિયાઓ આજ સુધી ચાલી આવ્યા છે.

પાશુપતમતના કેંદ્ર એવા ગંગસર્વજ્ઞના પ્રભાસમાં આ શાખાઓને સ્થાન હોવું જ જોઈએ. અર્વાચીન વાંચનાર ને એ શાખાઓની પ્રક્રિયાના ઉલ્લેખો જરા અકારા લાગશે. પણ તે વગર અગ્યારમી સદીનું પ્રભાસનું દર્શન અવાસ્તવિક જ ગણાય.

'પ્રબંધચિન્તામણિ'ના કુમારપાલ પ્રબંધમાં ભીમદેવની પત્ની અને ક્ષેમરાજની માને વારાંગના કહી છેઃ

श्रीमदणहिलपुर पत्तने बृहति श्री भीमदेवे साम्राज्यं पालयति श्री भीमेश्वरस्य पूरे चउलादेवी नाम्नी पण्यांङ्गना........तामन्तःपुरेन्यधात् ।[२]

---

(૧) દુર્ગાશંકર શાસ્ત્રી : શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ

(૨) પ્રબંધ ચિન્તામણિ: કુમારપાલ પ્રબંધ

એના પુત્રનું નામ ક્ષેમરાજ કે હરિપાલ હતું[1] અને મોટો છતાં, આ કલંકને કારણે એને ગાદી ન મળી.

ગર્વિષ્ટ ચાલુક્યે નર્તકીને પત્ની બનાવી એ વાત પરથી ચૌલાનું ચરિત્ર સરજાયું છે. મેરુતુંગે ચૌલાદેવીને અંતઃપુરમાં રાખવાનું કારણ આપ્યું છે તેનાં કરતાં આ વાર્તામાં આપેલું કારણ કાલ્પનિક છતાં વધારે સુંદર લાગે છે.

આ વાર્તા 'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો નાથ' ને 'રાજાધિરાજની' વાર્તામાળાનો મણકો છે ખરો છતાં એની કલ્પના, શૈલી, રચના, અને લખાવટમાં ઘણો ફેર છે, જેટલો પચ્ચીશ પચાસ વર્ષના અને બાવન વર્ષના માણસમાં હોય તેટલો તો જરૂર.

સાહિત્ય સર્જનના સ્વરૂપની શોધમાં મેં ઘણાં ઘણાં પ્રયત્નો કર્યાં છે. કથાકાર શિરોમણિ ડૂમાની છાપ કૈંક અંશે સરી ગઇ છે, એટલે રમતાં રમતાં વાચનારને આની લખાવટ પેલી ત્રણ જેવી સારી નહીં લાગે. વળી ભીષણ પ્રસંગો, કરૂણાત્મક જીવન અને મહાન આશયો સેવતી વ્યકિતઓએ આ વાતોમાં આછા રંગોને માટે સ્થાન નથી રાખ્યું. પણ મારે તો મારી સર્જકતાને ધોરણે બદલાવું જ જોઇએ. જેવી છે તેવી વાર્તા ગુજરાતને ચરણે ધરું છું. આજે ઘણા વર્ષનો એક સંકલ્પ પૂરો થાય છે એજ મારો સંતોષ છે.

મહાબળેશ્વર
૧૦–૫–૪૦

કનૈયાલાલ મુનશી

---

(૧) શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી : ગુ. મા. રા. ઈતિહાસ પા. ૨૦૧

## અનુક્રમ


| | | | |
|---|---|---|---|
| પ્રકરણ ૧ લું | જગતના નાથ | ... | ૧ |
| ,, ૨ જું | નૃત્યાંજલિ | ... | ૧૫ |
| ,, ૩ જું | દૈવકોપ | ... | ૨૯ |
| ,, ૪ થું | સામંત ચૌહાણ | ... | ૫૧ |
| ,, ૫ મું | ગરજનનો હમ્મીર | ... | ૭૦ |
| ,, ૬ ઠું | સામંત મિત્રતા બાંધે છે | ... | ૯૧ |
| ,, ૭ મું | ઘોઘા રાણાની જશ ગાથા | ... | ૧૦૬ |
| ,, ૮ મું | પિતા અને પુત્ર સંકલ્પસિદ્ધિમાં ભેગા મળે છે. | ... | ૧૩૩ |
| ,, ૯ મું | ઘોઘા બાપુનું ભૂત | ... | ૧૪૮ |
| ,, ૧૦ મું | સામંતને ચૌલા ફરી મળે છે | ... | ૧૬૬ |
| ,, ૧૧ મું | અણહીલવાડ પાટણ | ... | ૧૮૫ |
| ,, ૧૨ મું | પ્રભાસમાં તૈયારી | ... | ૨૦૪ |
| ,, ૧૩ મું | ઉમિયા–શંકર | .... | ૨૨૯ |
| ,, ૧૪ મું | પોષ વદ ૧ ને શુક્ર | .... | ૨૫૨ |
| ,, ૧૫ મું | તે રાત | ... | ૨૭૩ |
| ,, ૧૬ મું | બીજે દહાડે | ... | ૩૦૨ |
| ,, ૧૭ મું | ચૌલાનું નૃત્ય | ... | ૩૨૯ |

## પ્રકરણ પહેલું

## જગતના નાથ

૧

સંવત ૧૦૮૨ની કાર્તિક સુદ એકાદશી હતી. લોહચુંબકથી ખેંચાતા હોય એમ યાત્રાળુઓ સોમનાથના પરમપૂજ્ય શિવાલય તરફ આકર્ષાઈ આવ્યા જતા હતા.

કોઈ દેલવાડાને રસ્તે, કોઈ વેરાવળ બંદરથી, કોઈ જૂનાગઢને રસ્તે; કોઈ સુખી, કોઈ દુઃખી; કોઈ સબળ, કોઈ રોગિષ્ઠ; કોઈ લૂલા, કોઈ પાંગળા; કોઈ પગે, કોઈ ગાડામાં, કોઈ ઘોડા પર કે રથમાં, કોઈ ઊંટ પર કે હાથી પર; કોઈ ભજન ગાતા, કોઈ કીર્તન કરતા, કોઈ એકતારાની ધૂનમાં, કોઈ ઝાંઝપખાજના તાલ સાથે; કોઈ રક્ષકોથી સંવૃત ધનસંચય લઈને, કોઈ જીવનભર સંઘરેલી પાઈઓ ભેગી કરી, કોઈ નિર્ધનતામાં મસ્ત ભિક્ષાથી જ મજલ કાપતા; કોઈ બાધા છોડવા, કોઈ ભક્તિભીના, કોઈ ધન ત્યાગવા ને કોઈ ધન સંઘરવા, કોઈ વેચવા ને કોઈ વેચાવા, કોઈ પુણ્ય કમાવા ને કોઈ પાપ વિમોચવા.

—તે આવ્યા જતા હતા, હજારો ને હજારોની સંખ્યામાં. તે આવતા એક જ પરમ કર્તવ્યદૃષ્ટિ આગળ રાખીને–દેવનું દર્શન; અને તેમના કાનમાં એક જ પુણ્યનાદ ગુંજતો સાંભળતા–'જય સોમનાથ.'

—તે આવ્યા જતા, અને પ્રભાસના કોટની બહાર ને અંદર, રસ્તામાં, ઝાડ નીચે, ઘરની છાંયમાં કે ધર્મશાળામાં બેસતા, સૂતા કે ખાવાની તૈયારી કરતા.

—તે આવ્યા જતા ને સૂર્યતેજમાં ઝગમગતા ભગવાન શંકરના પાટનગર પર ભક્તિભર નયનો ઠારતા, તેનાં હજાર મંદિરશિખરોની ધજાઓના નર્તન વડે હૈયાં ઉત્સાહઘેલાં કરતા, સોમનાથના મંદિરના સોનાના કળશના મોહક તેજથી મુગ્ધ થતા, અને તેની ભગવી મોટી ધજાના વિજયમસ્ત ફરકાટમાં મોક્ષમાર્ગ નિહાળતા.

અને તે આવ્યા જતા નગરના મુખ્ય દ્વારમાં અથડાતા, હોંકારો કરતા, 'જય સોમનાથ'નો જયઘોષ કરતા.

· ૨ ·

સોમનાથનું શિવાલય નહોતું આલય, નહોતું શહેર, ને નહોતો સ્વસ્થ પ્રદેશ. સદીઓની શ્રદ્ધાએ તેને દેવભૂમિ સમું સમૃદ્ધ ને મોક્ષદાયી બનાવી મૂક્યું હતું.

તેના કોટની બહાર સ્મશાનમાં કાળા, મોટા, લઠ્ઠ, મહાવ્રતધારી કાપાલિકોનું ઝુંડ પડ્યું હતું, ખોપરીઓના અલંકારોમાં બિહામણું, રાખ કે નરમાંસ ખાતું, ખોપરીઓમાંથી હૂડકાર સાથે મદિરા પીતું.

તેના કોટની અંદર પેસતાં ધર્મશાળાઓમાં ધનવાન યાત્રાળુઓ પડ્યા હતા. તેની આસપાસ ડાબી બાજુએ ઘાંચી, મોચી, ને ગરીબ વસવાયાં રહેતાં. તેની જમણી બાજુએ દુર્ગપાલ, ચોકીદારો, ને પગીઓનો વાસ હતો.

દરવાજામાંથી મોટે રસ્તે આગળ ચાલતાં, કૂવાઓ ને વાવ વટાવતાં, ચૌટું આવતું. ત્યાં ગુજરાતી વ્યાપારીઓ જગતના કલા-કૌશલ્યની સામગ્રીઓ એકઠી કરી યાત્રાળુજગતને વેચતા. તાંબા-પિત્તળનાં વાસણો, રેશમી ને જરીનાં કપડાંઓ, જાતજાતના અલંકારો ત્યાં નજરે ચડતાં. ત્યાં ગુજરાતી નાણાવટીઓનો પૂર્વજ પગ પર પગ ચડાવી મોટી દુંદ પર હાથ ફેરવતો વ્યાજે નાણાં ફેરવી ધનાઢ્ય થવામાં રાતદિવસ મચ્યો રહેતો.

ચૌટાની બે બાજુએ ઉચ્ચ વરણની વસતી હતી. ત્યાંથી જતાં અંદર કોટ આવતો અને તેની પાસે બહારથી બ્રાહ્મણવાડો હતો. ત્યાં બે હજાર શ્રોત્રિયો વેદાભ્યાસ પાઠ પૂજા ને શાસ્ત્રવિધિ વડે આ લોકમાં સોમનાથની કીર્તિ અને પરલોકમાં પોતાનો મોક્ષ સાધતા.

અંતરકોટ વીશેક હાથ ઊંચો અને છ હાથ પહોળો હતો. તેમાં દાખલ થતાં બન્ને તરફ બ્રાહ્મણોની સાથરીઓ અને પૂજાપાની દુકાનો આવતી. ત્યાં વચ્ચે ગણપતિનું મંદિર આવતું. કહેવાતું કે એ મંદિર યયાતિરાજાએ બંધાવ્યું હતું. જમણી અને ડાબી તરફ ફૂલના ઉદ્યાનો હતાં. હિરણ્યા નદીમાંથી બે મોટી નહેરમાં પાણી આવતું અને એમાંથી આ ઉદ્યાનો હમેશાં લીલાછમ રહેતાં.

જમણા હાથના ઉદ્યાનની પેલી તરફ ભૈરવનું મંદિર હતું. એ મંદિરમાં કાપાલો ને કાલમુખાઓ સુરા અને માંસથી યથાવિધિ પૂજા કરી ઉગ્ર ને ભયાનક ભૈરવ આરાધતા. અને કહેવાતું કે કાળી ચૌદશે ત્યાં નરમેધ થતો. ભાગ્યે જ કોઈ યાત્રાળુ ત્યાં જઈ શકતો. ઘણાખરા તો કમકમા જેમ તેમ દબાવી, દૂરથી જ પગે લાગી, ચાલી જતાં.

ડાબી બાજુના ઉદ્યાનમાં પડતા દરવાજામાં અનેક દંતકથાના કેન્દ્ર એવા ત્રિપુરસુંદરીના મંદિરમાં જવાતું. એ મંદિરની આસપાસ કુમારી, કાલી, કાપાલી, ચામુંડા આદિ ઉમાનાં જુદાં જુદાં સ્વરૂપનાં નાનાં મોટાં મંદિરો હતાં.

ત્રિપુરસુંદરીના મંદિરમાં જાત્રાળુઓ રસથી જતાં. ત્યાં થાંભલે ને ગોખલે શિવશક્તિનાં જોડલાં નજરે ચડતાં. મંદિરને દ્વારે એક મોટું ભૈરવીચક્ર કોતરવામાં આવ્યું હતું. સ્ત્રી થઈને જ મોક્ષ મળે એવી શ્રદ્ધાવાળા પચાસ ભક્તો ત્યાં સ્ત્રીના હાવભાવથી મહા–શક્તિની દિવસ ને રાત પૂજા કરતા.

આશ્વિન માસના પહેલા દસ દહાડા મહાશક્તિના જીવંત પ્રતીકનું સ્વતન, કીર્તન ને પૂજન, ઉત્તર કૌલિક સંપ્રદાયના શાક્તો કરતા. ત્યાં મધુ, માંસ, મત્સ્ય ને મદિરાનાં નૈવેદ્યો વહેંચાતાં. આ મંદીરમાં ભોગ ને વિલાસ મોક્ષનું પરમ સાધન બની જતાં.

આ સંપ્રદાયમાં દીક્ષા પામેલાં સ્ત્રીપુરુષો મંદિરમાં વર્ણ ને જાત ને આચાર છોડી જગજ્જનની મહાશક્તિની આરાધનામાં તલ્લીન બનતાં.

• ૩ •

ગણપતિના મંદિરની બરોબર સામે મંદિરનાં પરકોટનો દરવાજો હતો. તેની ઉપર નગારખાનું હતું જ્યાં પહોરે પહોરે ચોઘડિયાં વાગતાં. એ દરવાજાની બે પાસે બે દીપમાળો હતી, અને તેની ઉપર પથ્થરમાં કોરેલા બે વૃષભો હતા. બન્ને દીપમાળો પર અદ્દ્ભુત કોતરકામ હતું. જમણી દીપમાળની પાસે ચંદ્રકુંડ હતો, જેમાં સ્નાન કરનાર સર્વ રોગ અને પાતકથી મુક્ત થતો.

દીપમાળો વચ્ચે થઈને જતાં સામે સભામંડપનાં પગથિયાં આવતાં. તેના પર થઈ મંડપમાંથી ગર્ભદ્વારમાં જવાનું ગર્ભગૃહ ઉપર મોટું શિખર હતું જેના દરેક થરો પર દેશદેશના કારીગરોએ જુદાં જુદાં ચિત્રો કોતર્યાં હતાં. તેના પર શંભુની ભગવી વિજય-પતાકા ફરફરતી.

સભામંડપ ચડતાં બે બાજુ પર કાળા પથ્થરના બે મોટા ઐરા-વતો પર ઇન્દ્રરાજા પૂજા કરવા આવતા કોતરવામાં આવ્યા હતા. મંડપ જેવો વિશાલ હતો તેવો ભવ્ય લાગતો. એના અડતાળીસ સ્તંભો વૃક્ષાવલિઓથી વિસ્તરતા વનનો ખ્યાલ આપતા. તેમાં પાંચ હજાર માણસ એક સામટાં ઊભાં રહી દર્શન કરી શકતાં.

મંડપની સામે પૂર્વાભિમુખ ગર્ભદ્વાર તરફ મોં રાખી પડેલો

પિત્તળનો મોટો નંદી હતો. એના પુચ્છનો સ્પર્શ પણ સંસારસાગાર તરવાના પરમ સાધનરૂપ હતો એમ મનાતું.

ગર્ભગૃહમાં ત્રણ ભુવનના નાથ ભગવાન સોમનાથ વિરાજતા.

સૃષ્ટિના પ્રારંભની પૂર્વે પુરુષ અને પ્રકૃતિ ઉદ્‌ભવ્યાં. એક બીજાના ધ્યાનમાં મસ્ત, નારાયણ અને નારાયણી રૂપે, બન્ને અનંત જલમાં પોઢયાં; તે વખતે નારાયણની નાભિમાંથી કમળ નીકળ્યું. અને તેનાં શતદલોની કાન્તિ કોટિ સૂર્ય સમી ઝળહળવા લાગી. તેમાંથી હિરણ્યગર્ભ પ્રગટયા.

'હું કોનો પુત્ર છું ?' બ્રહ્માએ પ્રશ્ન કર્યો, એ પ્રશ્નનું નિરાકરણ કરવા સદીઓ સુધી કમળના નાળમાં તેમણે ભમવા માંડયું. આખરે તે થાકયા અને તપ આરંભ્યું. તીવ્ર તપશ્ચર્યાને અંતે પીતાંબર અને ચતુર્ભુજ એવા વિષ્ણુનું દર્શન તે પામ્યા.

એમના હૃદયમાં ગૂંગળાતો પ્રશ્ન હિરણ્યગર્ભે પૂછયો, 'હું કોનો પુત્ર ?' વિષ્ણુએ જવાબ આપ્યો. 'જગતનો સ્રષ્ટા હું છું અને મારા વડે તમે પ્રગટયા છો.' આ અપમાન સહેવાને અશક્ત એવા બ્રહ્મા ક્રોધાવિષ્ટ થયા અને વિષ્ણુ સાથે દારુણ યુદ્ધ કરવાને રોકાયા. શતદલ કમલના પ્રકાશમાં તુમુલ દ્વંદ્વયુદ્ધ ચાલ્યું. તે વખતે યુદ્ધમાં મસ્ત એવા આ ભડવીરો વચ્ચે સેંકડો જ્વાલાઓથી સુશોભિત' પ્રલય–સમુદ્રના અગ્નિસમુદાય સમ તેજસ્વી, ક્ષય અને વૃદ્ધિથી રહિત અનિર્વ-ચનીય ને અતર્કિત એવું જગતના મૂલરૂપ આ અદ્‌ભુત જ્યોતિર્લિંગ પ્રગટ થયું; અને તરત વિષ્ણુએ વરાહનું અને બ્રહ્માએ હંસનું રૂપ લઈ પાતાળ ને આકાશમાં તેનો પાર પામવાનો પ્રયત્ન આરંભ્યો.

એ લિંગ પર સોમે પહેલાં સુવર્ણનુ મંદિર બંધાવેલું. જ્યારે સતયુગ પણ બેઠો નહોતો ત્યારે અમૃતનો નાથ અખંડ સ્વરૂપે બાર માસની રાત્રિઓ શોભાવતો હતો. પણ બૃહસ્પતિની સાધ્વી તારાને

લલચાવનાર ચન્દ્ર કર્તવ્યભ્રષ્ટ હતો. પોતાની સત્તાવીસ પત્નીઓમાં માત્ર રોહિણી પાછળ જ ઘેલો થઈ ભમતો હતો. બેપરવા પતિથી કાયર બનેલી એની બીજી છવ્વીસ પત્નીઓ પોતાના પિતા દક્ષની પાસે રડતી ગઈ. દક્ષ પુત્રીઓનું દુઃખ ન દેખી શક્યો. તેણે ગુસ્સે થઈ શાપ દીધો, 'તું ક્ષયરોગી થા.' આ શાપ સાંભળી, કૌમુદીહીણી રાત્રિઓ અનુભવવાની બીકે ત્રણે લોક થરથર ધ્રૂજી રહ્યા.

પળેપળે ક્ષય પામતો સોમ, સસરાના શાપથી જળતો, આખરે આ જ્યોતિર્લિંગને શરણે આવ્યો. અનેક યુગો સુધી એણે તપ કર્યું. આખરે તુષ્યમાન થએલા આ લિંગે પ્રસન્ન થઈ ચન્દ્રનો ક્ષય અટકાવ્યો, અને પંદર દિવસ ક્ષય થશે અને પંદર દિવસ વૃદ્ધિ થશે' એવું વરદાન આપ્યું. તે જ વખતે આ લિંગને સોમનાથને નામે સત્કારી ઋષિઓ અને દેવતાઓએ ચન્દ્રકુંડની સ્થાપના કરી, અને સોમે સુવર્ણનું મંદિર બંધાવ્યું.

યુગો વહી ગયા. લંકાધિપતિ રાવણે જગતનું આધિપત્ય હાથ કરવા અહીંયાં ઉગ્ર તપશ્ચર્યા માંડી. શંભુને રીઝવવા એણે વારા ફરતી માથાં કાપી સોમનાથને ચરણે ધર્યાં. આખરે છેલ્લું માથું કાપવાને એ તૈયાર થયો ત્યારે કૃપાના સાગર એવા શંભુ પ્રસન્ન થયા, અને દશે માથાં પાછાં ફરી બેસાડી જગત જીતવાનો રાવણને પરવાનો આપ્યો. ત્યારે દશાનને આ ઠેકાણે રૂપાનું મંદિર કરાવ્યું.

દ્વાપર ને કલિની સંધ્યામાં યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણચન્દ્રે સોળ હજાર એકસો ને સાઠ પત્ની સહિત આ લિંગની આરાધના કરી નરોત્તમ પદ પ્રાપ્ત કરેલું તે સમયે એમણે ચંદનકાષ્ઠનું મંદિર કરાવ્યું.

કાલક્રમે જ્યારે કલિ તપવા લાગ્યો ત્યારે વલ્લભીપુરના પરમ માહેશ્વર રાજાઓએ તેને પથ્થરનું કરાવ્યું. એમ કહેવાતું કે આ મંદિર થયું ત્યારે વિશ્વકર્માએ મદદ કરેલી, અને ગંધર્વકિન્નરોના ગાન ને નૃત્ય વડે એમાં સ્થાપના થએલી.

· ૪ ·

આ જ્યોતિર્લિંગ પર દિવસરાત રુદ્રી થતી; તેમની સામે સભા-મંડપમાં સૂર્યોદયથી મધ્યરાત્રિ સુધી સતત નૃત્ય થતું.

દીપમાળા આગળ થઈ પ્રદક્ષિણાને માર્ગે જતાં પરકોટમાં બીજા ત્રણ નાના દરવાજા આવતા. એકમાં થઈ પાશુપત મઠમાં જવાતું. ત્યાં પૂજ્યપાદ ગંગ સર્વજ્ઞ રહેતો.

શંકરના અવતાર લકુલિશે સ્થાપેલા પાશુપત સંપ્રદાયના એ અધિષ્ઠાતા. સકલ જ્ઞાનના અંભોધિ હોવાથી એમણે 'સર્વજ્ઞ' ની ભૂમિકા પ્રાપ્ત કરી હતી. લોકે લોકમાં એમની ખ્યાતિ પ્રસરી રહી હતી. કાશ્મીરથી કાંચી સુધી શિષ્યો એમનાં ગુણગાન કરતા. દેશ દેશના નરેશો પોતાના મુકુટમણિના તેજથી એમના પગ ધોતા. એમની નાનામાં નાની ઇચ્છામાં લોકોને સોમનાથ ભગવાનની આજ્ઞા સંભળાતી. એ દેવ નહોતા ગણાતા, પણ એમણે દેવને પણ દુર્લભ એવું તપોનિધિત્વ પ્રાપ્ત કર્યું હતું.

બીજો પાછળનો દરવાજો એક નાના ચોકમાં થઈ જનારને દરિયા પરના દરવાજા પર લઈ જતો.

· ૫ ·

પરકોટમાં દક્ષિણ તરફ ચોથું બારણું હતું. તેમાં થઈને નર્તકીઓની વસતીમાં જવાતું, જેની આસપાસ પણ નાનો કોટ હતો.

આ વસતીમાં ત્રણસોથી ચારસે નર્તકીઓ રહેતી. કેટલીક હતી ગુજરાતણો, ઘઉંવર્ણી ને નાને ઘાટે ઘડેલી, મંદ ભાવ-વાહી સ્વરે દેવને આરાધતી. કેટલીક ઉત્તરની હતી. તે થોડું સમજાય એવી ભાષા બોલતી પણ ખુલ્લે સરોદે અટપટા રાગોથી દેવને રીઝવવા પ્રયત્ન કરતી. કેટલીક હતી એથી ય ઉત્તરે આવેલા કોઇ

પર્વતના પ્રદેશની, ઊંચી, છાંટી ગોરાંગી અને તેજસ્વી, પણ એમનો કંઠ હતો કર્કશ, ને એમના રાગમાં માધુર્યની ઊણપ જણાતી, અને કેટલીક દક્ષિણની હતી શ્યામવર્ણની ને ટૂંકા નાકની, અવનવા અભિનયથી નૃત્ય કરતી, મધુર સ્વરે ગાતી ને કોઈ ન સમજે એવી બોલી બોલતી.

એ બધી દેવાર્પિત હતી; દેવને નૃત્યગીતથી આરાધવા એ એમનું જીવનકર્તવ્ય હતું. આ ચારસેં સ્ત્રીઓ દિવસ ને રાત વસ્ત્રાભૂષણ સજવામાં, સંગીતનૃત્ય શીખવા કે શીખવવામાં કે કોઇ પુરુષને વિલાસના પાઠ પઢાવવામાં પોતાનો વખત ગાળતી.

• ૬ •

આ વસવાટમાં બધાં ઘરોથી અલગ એક નાનું ને રૂપાળું ઘર હતું.

આ સુઘડ ઘાટના વાડામાં એક ઝાડ નીચે ખાટલા પર ઊંધી પડી પડી એક છોકરી સુંવાળા નાના હાથ પર ગાલ ટેકવી, પહોળા પસારેલા પગોને ખાટલા પર ઠોકતી હતી. બપોરે ઊંઘી ઊઠયા પછી તે આમ પડી હતી. એના ચમકતા કાળા વાળ સિંહની યાળ સમા સુંવાળા, એનો ઉઘાડો વાંસો અર્ધો ઢાંકી, ગૂંછળાં વળી, ઘૂંટણ સુધી જતા હતા. અધીરાઇમાં જેમ એના પગ ઠોકાતા તેમ કાળા પાણીના ધોધની માફક તે એના પગ ઉપરથી વહેતા.

એની અધીરાઈ વધતી તેમ એના પગ જોરથી ઠોકાતા, અને કેશની ધારાઓ, ઊછળી ઊછળીને પગ પરથી જોસભર વહેતી.

તે અઢાર વર્ષની હતી પણ એના શરીરનો ઠાઠ પંદર વર્ષની બાલિકાનો હતો, અને એના મુખ પર આઠ વર્ષના બાલકનું માધુર્ય ને સરલતા હતાં. પણ તેની તેજસ્વી આંખોમાં ઉમર કરતા ય ઊંડું ગાંભીર્ય હતું.

એના કપાળ પર કરચલીઓ આવતી ને જતી. હજી એની મા કેમ ન આવી? સર્વજ્ઞ જ એની માને શા સારુ મોડે સુધી બેસાડી રાખતા હતા? એ ડોસો હમેશાં એવું જ કંઈ કરતો હતો.

તેણે ડોકું ઊંચું કરી સૂર્યનારાયણ તરફ જોયું. તેની ડોકની સુરેખ કમાન હૈયાં કંપાવે એમ વળી. સૂર્ય નમવા માંડ્યો હતો. અને ભગવાન સોમનાથના મંદિરના સોનાના કળશ પર પડતાં તેનાં કિરણો સૌમ્ય થવા લાગ્યાં હતાં.

તેણે ક્યાં સુધી પોતાની ગહન આંખો મંદિરના શિખર પર ઠારી. છેક ગગનને સ્પર્શતા એ શિખરની કારીગીરીમાં પેઢીધર શિલ્પીઓએ ભવ્યતાનું સત્ત્વ સરજ્યું હતું. ચૌલા એને કૈલાસ માનતી. બાલપણથી તે તેના પર હમેશાં જતી હતી, અને તેના છજામાં ઊભી ઊભી સાગરનાં તરંગોનાં તાલ સાથે નૃત્ય કરતી હતી.

થોડા વખતમાં સૂર્યાસ્ત થશે – ચૌલાની વિચારમાલા ચાલી – અને આરતી શરૂ થશે. પછી તેનો વારો – તેના જીવનની અપૂર્વ પળ આવશે. એ બાલક હતી ત્યારથી તેને માટે એની મા અને દાદા ઝંખતાં; એ સમજમાં આવી ત્યારથી તેના માટે દિવસ ને રાત એકાગ્ર ચિત્તે મહેનત કરી રહી હતી. જે પળ માટે તે જીવતી હતી તે હવે હાથવેંતમાં આવી લાગી હતી.

જગતના નાથ સોમનાથનું રંજન કરવા એની મા જેવી ત્રણસે નર્તકીઓ દિવસ ને રાત નૃત્ય કરતી. પણ તે પોતે બધાથી જુદી હતી. કોઈનો પણ પગ આવા સુરેખ ને સબળ નહોતા. કોઈની કમર એની છટાથી વળતી નહોતી. ગંગ સર્વજ્ઞ પણ તેને બોલાવી હમેશાં તેની ખબર પૂછતાં અને તેને ખાતરી હતી કે પોતે પણ તેનામાં રસ લેતા હતા. ઘણીવાર નાચતાં તેના પગ થાકી જતા ત્યારે સોમનાથ તેને શકિત દેતા હતા. ઘણી વાર સ્વપ્નમાં

ત્રિશૂળધારીએ દર્શન દઈ એને કહ્યું હતું કે 'બેટા, તું મારી ખરી નર્તકી છે,' અને તે પણ તેના દેવની જ હતી, – તન ને મનથી, શ્વાસ ને પ્રાણથી. જીવનભર ભગવાનના ચરણોમાં નૃત્ય કરવા સિવાય એને બીજો જરા ય રસ નહોતો. જીવનભર નૃત્ય કરવું – 'જય સોમનાથ' ની ઘોષણા સાથે નૃત્ય કરતાં દેવના ગર્ભદ્વાર આગળ પ્રાણ છોડવો, એનાથી વધારે સુંદર પરાકાષ્ટા એની કલ્પનામાં આવતી નહીં.

દેવાલયની નૃત્યશાળાના નિયમ પ્રમાણે અઢાર નૃત્યશાસ્ત્ર, બાર અભિનયશાસ્ત્ર, ને સાત સંગીતશાસ્ત્રમાં નિષ્ણાત એવી અઢાર વર્ષની બાલનર્તકીને કાર્તિકી એકાદશીની આરતી સમયે પહેલી વાર દેવ આગળ નૃત્ય કરવાનો અધિકાર મળતો. એ ધન્ય પળમાં એક બાલપુષ્પ વિકસતું – દેવને ધરાવાતું – અને પછી બાકીનો અવતાર રોજ નૃત્ય કરતી નર્તકી તરીકે સુકાઈ રહેતું.

ચૌલાને ક્ષણભરના પ્રકાશ પાછળ રહેલા અંધકારનો વિચાર નહોતો. આજે એ નૃત્ય કરશે, સોમનાથ પોતે એના પર પ્રસન્ન થશે. એમને પ્રસન્ન કરવા ક્યાં એણે ઓછી તપશ્ચર્યા કરી હતી? નૃત્યકલાની ટોચે પહોંચવા એણે ઇંદ્રિયો દમી નાંખી હતી. નહોતો એણે આહાર વધાર્યો, નહોતી નિદ્રા વધારી, નહોતો પરપુરુષનો સ્પર્શ કર્યો. સોમનાથ જરૂર પ્રસન્ન થશે, અને ... હમેશાં એકાદશી અને શિવરાત્રીએ એના વિના કોઇ બીજાનું નૃત્ય દેવ જોશે જ નહીં. એને ખાતરી જ હતી. ઘણીવાર પહો ફાટયાં પહેલાં તેણે નિર્જન સભામંડપમાં જઈ સોમનાથ આરાધ્યા હતા, અને વર માગ્યો હતો કે કોઈ કલ્પે નહીં એવી અપૂર્વ કલા મને આપો. અને દેવે એ વરદાન આપવા કબૂલ્યું હતું એટલે આજે આપશે. અને પછી એ નાચશે, ને એના ભોળા શંભુ રીઝશે.

તેણે ફરીથી મંદિરના શિખર તરફ જોયું. એ શિખર પર ભગવી ધજા હવામાં ફરફરતી, તેની સામે તે ક્યાં સુધી જોઈ રહી.

ફરફરતી ધજાની થનગનાટભરી ગતિ તેને હમેશાં મુગ્ધ કરતી. જ્યાં નૃત્ય કરતી હોય ત્યાં તેનું હૈયું જતું. ફરફરતી ધજાઓ, નાચતા તરંગો, લહેરાતી શાખાઓ જોઈ એના હૈયામાં સ્નેહ ઊભરાતો. પોતે એ બધાની કુટુમ્બી હતી; તાલબદ્ધ સૌંદર્ય એમનું બધાનું સામાન્ય લક્ષણ હતું. અને એ બધાના અધિષ્ઠાતા એના ભોળા શંભુમાં જ ચૌલાનું જીવન પરોવાઈ ગયું હતું. એને મન બે જ હતાં– એક ભગવાન નટરાજ અને બીજી પોતે, તેની બાલ નર્તકી. બાકીનું જગત તો માત્ર ઓળાઓનું જ બન્યું હતું.

'ચૌલા ! ચૌલા ! ઊઠ, પડી શું રહી છે ?' ગંગાનો અવાજ આવ્યો. ચૌલાના મુખ પર ઉત્સાહ આવ્યો. તેણે જરા ઊંચા થઈ પાછું જોયું, અને તેની ડોક ને ખભાની રેખાઓમાં રહેલું માધુર્ય સ્પષ્ટ થયું.

'ઊઠ, ઊઠ,' ગંગા આવી 'આજે કોણ આવ્યું છે તે ખબર છે ?'— પણ મારા લૂગડાં લાવી કે નહિ ?'

'આ રહ્યાં,' હસતાં ગંગાએ કહ્યું.

ગંગાની ઉત્તરાવસ્થા બેસી ચૂકી હતી. તેના વાળમાં સફેદ લટો રૂપાના તાર સમી ચમકતી હતી પણ તેના મુખ પર, તેની ચાલમાં, તેના અવાજમાં હજી આકર્ષણ હતું. તેના અવાજમાં હજી ય સૌંદર્ય ઝરતું. પચ્ચીસ વર્ષ સુધી તેણે સોમનાથના દેવાલયમાં નૃત્યકલાની અધિષ્ઠાત્રીનું પદ કેમ ભોગવ્યું હતું તે તરત જણાઈ આવતું હતું.

એની આંખો એની દીકરીની આંખો જેવી ચમકતી નહોતી, પણ તેવી જ સુંદર અને ગંભીર હતી. પણ અત્યારે તે પુત્રીને જોઈ

હસી રહી હતી. આ વૃદ્ધ થતી આંખોમાં પણ ભાવ દર્શાવવાની ખૂબી હજી ક્ષીણ થઈ નહોતી.

ચૌલાએ માના હાથ પર પડેલાં વસ્ત્ર ને આભૂષણો જોયાં એટલે એકદમ દોડીને તેની પાસે ગઈ. વસ્ત્રો ને આભૂષણ એનો પ્રાણ હોય એમ તે જોઈ રહી—એકી નજરે ને એકે શ્વાસે.

'બા ! બા ! આ બધાં મારે માટે ?'

'હા, એમણે તારે માટે દેશ દેશથી મંગાવ્યા છે.'

એની માતા સર્વનામ વગર ગંગ સર્વજ્ઞનો ઉલ્લેખ ભાગ્યે જ કરતી. આ રીતમાં શું રહસ્ય હશે તે કલ્પી ચૌલા હમેશાં હરખાતી. 'હેં ?' તેણે કહ્યું.

'હા. અને આજ કોણ આવ્યું છે તેની ખબર છે ?'

'ના, કોણ છે ?'

'પાટણનો રાજા ભીમદેવ.'

'ઉંહ' કહી ચૌલા એક હાર લઈ ગળે પહેરવા લાગી.

'કેમ ?' માએ લાડથી કહ્યું. 'તને ગુર્જર ભૂમિનો રાજા ઓછો પડે છે ?'

'મને ? મને તો મારા સોમનાથ વિના કોઈની પરવા નથી.'

'મારી પણ નહિ ?' માએ હસતા ગાલ પર એક તમાચો માર્યો.

'તું ? બા ! બા ? તારા વિના કંઈ ચાલે ?' કહી ચૌલા એની માને ગળે વળગી પડી.

- ૮ -

આ આખા વસવાટ પર ચૌલાની મા રાજ્ય કરતી, જેમ તેની પૂર્વે તેની દાદીએ કર્યું હતું તેમ. ગંગાથી બધી નર્તકીઓ થર થર કાંપતી. નૃત્ય, ગીત ને અભિનયમાં એને શું નહોતું આવ–

કતું તે કોઈ કહી શકતું નહિ. કોઇપણ નર્તકીનો સૂરભંગ, તાલભંગ કે મુદ્રાભંગ તે તરત પારખતી, અને એ ગુના માટે તે ગુનેગારની સખત જડતી લેતી. કોને કયું ઘર આપવું, કેટલાં વસ્ત્રાભૂષણ આપવાં, ક્યારે રજા આપવી એ બધું તેના હાથમાં હતું.

ગંગાના પગમાં હજી પચીસ વર્ષની છોકરીનું જોર અને છટા હતાં. જ્યારે તે નાચતી ત્યારે યાત્રાળુ વૃંદ દિંગ બની જોયા કરતો. એમ કહેવાતું કે ભગવાન સોમનાથનો તેણે સાક્ષાત્કાર કર્યો હતો. પણ તેની સત્તા નીચે રહેલી નર્તકીઓ આ વાતમાં શ્રદ્ધા રાખતી નહીં.

એની સત્તા ને સર્વોપરિતાનું મૂલ જુદું હતું એમ અદેખા લોકો કહેતા. બધી નર્તકીઓમાં એકલી એ જ ભયંકર ગંગ સર્વજ્ઞ પાસે જઈ શકતી અને ધાર્યું કરાવી શકતી. ચિબાવલા એમ કહેતા કે ગંગા માગે તે પહેલાં ગંગ સામે ધરે. વૃદ્ધો એ એના નાનપણની કંઈ કંઈ દંતકથા કહેતા, પણ તે ખરી કે ખોટી તે કોઈ કહી શકતું નહીં. પણ દર સોમવારે રાત્રે જ્યારે ગંગા મંદિરમાં નૃત્ય કરતી ત્યારે સર્વજ્ઞ આવવાનું ચૂકતા નહીં. અને કેટલાક દૂષીઓ ચૌલાની મુખરેખામાં બ્રહ્મચારી સર્વજ્ઞના મુખની રેખાઓ શોધવાનો સફળ પ્રયત્ન કરતા હતા, અને એ રેખાઓ સરખી ન હોય તોપણ સરખી છે એમ માનવાને કારણ શોધી લેતા.

જેમ ગંગાની માએ એને તૈયાર કરી હતી તેમ ગંગાએ ચૌલાને પોતાના પદ માટે તૈયાર કરી હતી. જેટલી કલા તેને આવડતી તેટલી તેણે છોકરીને શીખવી હતી. જુવાનીમાં જેટલી તે સુંદર હતી તેથી ય વધારે સુંદર તેની છોકરી હતી. અને સર્વજ્ઞના પટ્ટશિષ્ય શિવરાશિનું ધ્યાન ચૌલા પર રહે એવી વેતરણ કરી હતી. કાલક્રમે જ્યારે તેની શક્તિ ઓસરવા માંડે ત્યારે નર્તકીઓનો રાજ્યદંડ ચૌલા સાચવી લે એવી એના હૈયાની મોટી હોંસ હતી. માત્ર કોઈવાર ચૌલામાં

તેને અવિશ્વાસ આવતો. છોકરી વ્યવહારુ નહોતી. એ નાચતી, ગાતી, અને સોમનાથનો વિચાર કર્યા કરતી. દેવને સમર્પિત દાસીઓ દેવનું જ રક્ષણ કરે એ વાત ગંગાએ પણ બીજી નર્તકીઓને ઘણી-વાર શીખવી હતી, પણ તેને પળે પળે આચારમાં મૂકતાં ઘણી મુશ્કેલીઓ નડતી હતી, તેનું ભાન વ્યવહારુ ગંગાને ખૂબ હતું. એ ભાન ચૌલાને પણ પાકી વયે આવશે એમ માતા માનતી. કોઈક પળે તે પાકી વયની થતાં પાકી થશે કે કેમ એવો પણ સંશય તેના મનમાં થતો.

ગંગાની પણ કસોટી હતી. ચૌલા આજે પહેલીવાર મહાશિવ પૂજા વખતે નૃત્ય કરવાની હતી. એ પ્રસંગ માટે એણે કેટલાંય વર્ષોથી તૈયારી કરી હતી. ગયે વર્ષે સર્વજ્ઞે કહ્યું તોપણ થાય છે, હજી ચૌલા બાળક છે, હજી એની કેળવણી અધૂરી છે, એમ બાનાં કાઢી તેણે વાત ઉડાવી હતી.



## પ્રકરણ બીજું

## નૃત્યાંજલિ

બહાર દીપમાળો પર હજારો દીવાઓ સળગ્યા. પરકોટ પર ચોમેર દીપાવલી ઝગમગી રહી. ભગવાન સોમનાથની આરતીનો વખત થયો એટલે સભામંડપમાં લોકોની ઠઠ જામવા લાગી.

સભામંડપના સ્તંભસમૂહમાં સોને રસી દીવીઓ પર બત્તીઓ સળગી. છત પર ને થાંભલાઓ પર ત્રિપુરારિનાં પરાક્રમો ચીતર્યાં હતાં તે જાણે સજીવન થયાં હોય એવાં દેખાવા લાગ્યાં. છતમાં ચાર ચાર થાંભલાઓ વચ્ચે સોનાની સાંકળે લટકતા ઘંટોના નાદ વધારે ને વધારે સંભળાવા લાગ્યા, લોકોની જેમ ભીડ વધતી ચાલી તેમ 'જય સોમનાથ' ની ઘોષણાઓ વધવા લાગી.

ગર્ભગૃહની છતમાંથી લટકતા રત્નજડિત દીપકોમાં દીવાઓ બળતા અને વચ્ચે છાતી સમાણું ઊંચું સોમનાથનું લિંગ, પુષ્પ ને બીલપત્રોના ઢગમાં છુપાએલું, કૈલાસનો ભાસ કરાવતું. તેની ઉપર મોટી સોનાની જળાધારીમાંથી પાણી પડતું. ચાર વેદ વિદ્યામાં નિષ્ણાત શ્રોત્રિયો પુરુષસૂક્તિના પાઠ વડે મહાશિવપૂજા કરી રહ્યા હતા.

એકદમ નાગરખાનામાં નગારાં ને શરણાઇઓ વાગી, અને લોકોમાં ધક્કામુક્કી શરૂ થઈ. પંદરેક અલમસ્ત બાવાઓ આવ્યા અને જગ્યા કરવા લાગ્યા. લોકો ઝપાટાબંધ ખસી ગયા અને ગર્ભ-દ્વારની સામે જગ્યા થઈ ગઈ.

એક બાવાએ પ્રતાપી શંખ ફૂંકવા માંડયો અને તેનો પ્રચંડ

ઘોષ ચારે તરફ થઈ રહ્યો. લોકો મૂંગા થઈ ગયા, અને એકી નજરે સભામંડપમાં પગથિયાં તરફ જોઈ રહ્યાં.

પહેલાં એક વૃદ્ધ આવ્યા—ઊંચા, સાઠેક વર્ષના, ગૌરવર્ણા. એમણે વ્યાઘ્રચર્મ પહેર્યું હતું, અને આખે શરીરે ભભૂત ચોળી હતી. એની અડધી ધોળી થએલી દાઢીની એમણે ગાંઠ મારી હતી. એમની ડાબી ખાંધે બીજની ચંદ્રકલા જેવી જનોઈ લટકતી હતી. એમને આવતા જોઈ ઘણા હાથ જોડી ઊભા રહ્યા, ઘણા પગે પડયા, કેટલાકે સાષ્ટાંગ દંડવત્ કર્યા. 'જય સર્વરૂપ' 'જય સર્વજ્ઞ' ચારે તરફ ઉચ્ચારાઈ રહ્યું.

આ વૃદ્ધના લલાટ પર ત્રિકાળજ્ઞાનનો પ્રકાશ પડતો હતો. એમની આંખો નિર્મળ, ગંભીર, સદ્ભાવશીલ હતી. એમની દૃષ્ટિ જાગતા જગતથી દૂર કોઈ તેજોબિંદુને શોધતી હોય એમ ભમ્યા કરતી. શંભુની સેવા અને પાશુપતમતના વિજય અર્થે સેવેલા જીવનના સંસ્કારો ગંગ સર્વજ્ઞને ડગલે ડગલે નીંગળતા. સત્તાવીસ વર્ષ પર એ મહાધિપતિ થયા ત્યારે પાશુપત આમ્નાયની કીર્તિ અસ્ત થવા આવી હતી. આજે દેશ દેશના પંડિતો અને રાજાઓ એમનો પડતો બોલ ઝીલવા તત્પર રહેતા. એમની એકનિષ્ઠ સેવાથી આખા ભરતખંડમાં સોમનાથની આણ ફરતી.

સર્વજ્ઞની પાછળ ત્રણ જણ આવ્યા. એક સર્વજ્ઞનો પટ્ટશિષ્ય શિવરાશી હતો. ગુરુના જેવો જ પહેરવેશ તેણે પહેર્યો હતો ખરો, પણ તેના મુખ પર વિદ્યા કરતાં વ્યવહારિકતા વધારે સ્પષ્ટ દેખાતી.

એની સાથે આવતો પુરુષ કદાવર ને જબરો લાગતો. મશાલોનાં તેજ, શ્યામલ ચહેરાને તાંબાની જેમ ચમકાવી એની મોટી કાળી આંખોમાંથી પાછાં વળતાં. એના મુખ પર, એની આંખોમાં, એના આખા વ્યક્તિત્વમાં કંઈ સરલતા, કંઈ નિડરતા, કંઈ વિશ્વસનીયતા એવાં હતાં કે જગતની પાસે વહાલનું દાણ લેવા એ જન્મ્યો

હોય એમ લાગતું. તે થાકેલો દેખાવા છતાં તેની ચાલવાની રીતથી તે કોઈ રાજવી લાગતો હતો; અને આ છાપ એને માથે બાંધેલો મોટો સાફો, કેડે લટકાવેલી લાંબી તરવાર, અને ખભે ભેરવેલું મોટું ધનુષ્ય વધારે સ્પષ્ટ કરતાં હતાં. થાકેલો છતાં તરાપ મારવા તત્પર એવા કેસરીનો કંઈ ખ્યાલ એને જોઈને આવતો.

એની સાથે આવતો ત્રીજો પુરુષ વિધિએ બીજાથી તદ્દન જુદો ઘડ્યો હતો. એ શરીરે નાનો પણ છટાદાર હતો. એનું ગૌરવર્ણું સુંવાળું મુખ, તેજસ્વી ને ચંચલ આંખો, નાની ને ઘાટીલી આંગળીઓ તે કોઈ સુખભાગી શ્રીમંતનો લાડકવાયો હોય એમ દેખાડી આપતાં. એને જોઈ પહેલાં કોઈ એને બાલક ધારે, પણ એના બીડેલા હોઠની અડગ રેખાઓ એના મુખને એવું પ્રતાપી કરી દેતી કે એને બાલક ધારનાર તરત જ પોતે ધૃષ્ટતા કરવા માટે થરથર કાંપતો. એણે પણ કેડે તરવાર બાંધી હતી; પણ નિરર્થક શસ્ત્રોનો ભાર વહેવાનો એને શોખ નહોતો લાગતો.

સર્વજ્ઞ ‘ નમઃ શિવાય ’ ના સત્કારનો ‘ શિવાય નમઃ ’ એવો ઉત્તર આપતા, હાથ લાંબા કરી આશીર્વાદ દેતા ગર્ભદ્વારની પાસે આવ્યા. એક જણે તૈયાર રાખેલાં બીલીપત્રો એમણે લીધાં, અને ગર્ભગૃહમાં દંડવત્ પ્રણિપાત કરી તે વડે દેવનું પૂજન કર્યું. પછી નરેશો જેને પૂજવામાં ગર્વ ધરતા એવા ગંગ સર્વજ્ઞે નમ્રતાથી, દયામણા બની, હાથ જોડી શિશ નમાવી દેવનું ધ્યાન કર્યું. પછી એક ભરડાએ આરતી તૈયાર કરી, અને સર્વજ્ઞે તે લઈ કરવા માંડી.

આજે ચૌદ વર્ષ થયાં દરરોજ સાંજે, એક દિવસ ચૂક્યા વિના સર્વજ્ઞ સ્વહસ્તે દેવને આરતી ઉતારતા ત્યારે યાત્રાળુઓ મૂંગે મોઢે ‘ નમઃ શિવાય ’ બોલતા. હજારો ઘંટાના નાદ સૂર પૂરતા અને દેવનાં દુંદુભિ હોય એમ નગારાં ગગડતાં, ત્યારે સર્વજ્ઞ હૃદયની ભક્તિને આ પ્રાર્થના રૂપે વ્યક્ત કરતા.

ગંગ સર્વજ્ઞે આરતી પૂરી કરી અને 'જય સોમનાથ'નો ઉચ્ચાર કર્યો. અને તરત તેની આસપાસ ઊભેલાઓએ ઘોષણા ઉપાડી લીધી. ઘોષણાનો ઘોષ સભામંડપમાં થઈ પ્રસર્યો, પરકોટમાં ઊભેલા યાત્રાળુમાં વહ્યો, અને બહાર પડી પ્રલયસમુદ્રની ગર્જના હોય તેમ ચોમેર ફરી વળ્યો. એક પળ માટે આખું પ્રભાસ સોમ-નાથમય થઈ રહ્યું.

અને યાત્રાળુસંઘ આરતીની આસકા લઈ રહ્યો.

શિવપૂજાની પૂર્ણાહૂતિ થઈ અને ગંગ સર્વજ્ઞ બહાર આવી એક સુવર્ણના પાટ પર બેઠા. પાસે શિવરાશિ ને પેલા અતિથિઓ બેઠા.

'ભીમદેવ, બેટા,' સર્વજ્ઞે રાજવી લાગતા અતિથિને કહ્યું. 'આખરે ધારાધીશે ગામો આપ્યાં ખરાં.'

ભીમદેવ હેતથી આગળ આવ્યો, 'પણ મહારાજ, મંદિરનો જીર્ણોદ્ધાર તો હું જ કરાવીશ હોં.'

'જેવી તારી ભક્તિ અને દેવની ઇચ્છા' સર્વજ્ઞે હસીને કહ્યું. અને થોડાક જણ પગે લાગી ગયા પછી ઉમેર્યું. 'ક્યારે આવશે!'

'આવતે વર્ષે, કેમ વિમલ?' ભીમદેવે મંત્રી તરફ ફરીને કહ્યું.

'હાં, જરૂર,' હસ્તે મુખે એના રૂપાળા સાથીએ કહ્યું. 'ત્યાં સુધીમાં આદીશ્વર કરશે તો મહારાજના હાથમાં માળવા પણ આવી જશે.'

સર્વજ્ઞ જરા ગંભીર થઈ જોઈ રહ્યા. આદીશ્વરનું નામ અને માળવા સાથે વિગ્રહ એ બંને વિષય તેમને રુચ્યા નહીં.

'હવે નૃત્યનો સમય થઈ ગયો' સર્વજ્ઞે કહ્યું.

એકદમ દરવાજા આગળ લોકોનો હોહાકાર થઈ ઊઠ્યો અને વાત અધૂરી રહી. તપાસ કરતાં માલમ પડ્યું કે અંદર આવવાની

ધમાચકડીમાં કોઈ કચરાઈ ગયું હતું. ભુમરાણ થયું, અને મશાલી-ઓએ દોડાદોડ કરી મૂકી.

થોડી વારે પાછી શાંતિ પ્રસરી, અને પરકોટના દક્ષિણ દરવાજાથી સભામંડપ સુધી દોરડા બાંધી કરેલા અલાયદા રસ્તા તરફ લોકો જોઈ રહ્યા.

પહેલાં બે મશાલચીઓ આવ્યા. પાછળ ગંગા આવી, દસ્સા-દાર લૂગડાં પહેરીને. તેની પાછળ એક નાનકડી સ્ત્રી સફેદ વસ્ત્રમાં વીંટાએલી આવી. તેની પાછળ છ નર્તકીઓ આવી. સાથે મૃદંગ અને વાદ્યના વગાડનારા પણ આવ્યા.

આ બધાં સભામંડપની વચ્ચે આવ્યાં અને મહાદેવને ભોંય પડી નમસ્કાર કરી રહ્યાં. સર્વજ્ઞની આંખો ભાવભીની બની શ્વેત વસ્ત્રમાં ઢંકાએલી સ્ત્રી પર ઠરી.

'આજે નવી નર્તકી નૃત્ય કરવાની હશે?' ભીમદેવે શિવ-રાશિને ધીમેથી પૂછ્યું અને તેણે ડોકી વતી હા કહી.

'કોણ છે? નામ શું?' વિમલ મંત્રીને રસ પડયો. શિવરાશિએ મૂંગા રહી જવાબ દેવાની ના પાડી.

અને ગંગાએ દેવનું કીર્તિગાન આરંભ્યું.

એના કંઠમાંથી માધુર્યની સરિતા વહેતી. એ સરિતામાં ભક્તિ તરતી, ભાવ તરતો, ને સ્તવન પણ તરતું. તે ગાતી શંકરની સ્તુતિ, પણ તેનો હેતુ હતો સર્વજ્ઞને રીઝવવાનો. તેની આંખો જેટલી વાર દેવ પર ઠરતી તેથી વધારે વાર સર્વજ્ઞની આંખોને શોધતી. એ એકલી તેને જ માટે ગાતી—સર્વજ્ઞ અડધી આંખ મીંચી તેને જ સાંભળતા. તે બધાં શાસ્ત્રો સાથે સંગીતશાસ્ત્રની પણ પાર ગયા હતા—અને ગંગા સિવાય કોઈનું પણ સંગીત તેમની કસોટીએ ચડયું નહોતું.

સંગીત થંભ્યું, ગંગાએ દૃષ્ટિ વડે સત્કાર યાચ્યો, ને સર્વજ્ઞે અડધી આંખ ઉઘાડીને તે કર્યો. ને બન્નેની નજર શ્વેતવસ્ત્રમાં વીંટાએલી સ્ત્રી તરફ એક સામટી ગઈ.

'હવે નૃત્ય શરૂ કરો.' ધીમેથી સર્વજ્ઞે કહ્યું...

—અને તેની નજર આગળ એક અવિસ્મરણીય પરોઢિયું આવ્યું. ઓગણીશ વર્ષ પળમાં સંકેલાઈ ગયાં...અર્બુદાચલ નજર આગળ ખડો થયો—જ્યાં છ મહિના સુધી શુદ્ધિની શોધમાં એમણે પંચાગ્નિ સેવ્યો હતો. ત્યાંથી પાછા આવતાં, દેવની સેવામાં અને ભકતો ને શિષ્યોના સહવાસમાં તેમને જે અદ્દ્ભુત ઉત્સાહનો અનુભવ થયો હતો તેનું સ્મરણ થયું.

મધરાત ગઈ પણ ઉલ્લાસનો જુવાળ ઊતર્યો નહિ. એ ઊંઘી ન શક્યા—જાણે કોઈ દૂરથી બોલાવતું લાગ્યું. હાથમાં દંડ લઈ તે બહાર પડયા, અને સાગરતીરે ને તીરે આથમતા તારાઓના તેજમાં ફરવા લાગ્યા.

ત્યાં સાગરમાંથી કોઈ લક્ષ્મી આવી હોય તેમ એક સુંદરી મળી. અરુણના તેજમાં તે અપાર્થિવ લાગી. એ ચિત્ર કદી વીસર્યા નહોતા. એમણે પૂછ્યું હતું, 'કોણ છે?'

સુંદરીએ જવાબ આપ્યો હતોઃ 'એ તો હું.' એ શબ્દ – એ અવાજ—એમને યાદ હતા.

એમણે તરત ઓળખી. એ હતી નર્તકીઓની મુખ્યાની પુત્રી, કોકિલ કંઠે શિવસ્તવનોને પણ કૌમુદીમય અમૃત ઝરતાં કરતી તે. એ જાણતા હતા કે તે હતી નર્તકી, પણ શિવભક્તિમાં અચલ પોતાની સેવા પણ એનો શ્વાસ અને પ્રાણ હતી.

સર્વજ્ઞ થંભ્યા. અંતરનો ઉલ્લાસ બહાર ઊભરાયો, 'તું ક્યાંથી?'

'અત્યારે નાહી. મારે ભગવાન પાસે નૃત્ય કરવું છે.'

'અત્યારે? એકલી? શો વર માગે છે દેવ પાસે?'

અને તે નીચું જોઈ રહી. ઓગણીશ વર્ષ પણ એ દર્શન તે ભૂલ્યા નહોતા.

'દેવની ને તમારી સેવા.' ધીમેથી તેણે ઉચ્ચાર્યું હતું. અને એકદમ તેના હૈયામાં ન સમજાય એવો ભભૂકો ઊઠયો હતો. સર્વજ્ઞથી કંઈ અજાણ નહોતું. ભીલડીનાં નૃત્યે શિવના હૃદયમાં પ્રગટાવેલી જ્વાળાની આંચ એમને અત્યારે લાગી હતી. એમને દેવની આજ્ઞા સંભળાઈ...

—અસ્ત થતા તારાઓનાં તેજ, સાગરસંગીતનો નશો, સવારના માદક પવનની લહેરો અત્યારે પણ તેમના સ્મરણપટમાં તેવાં ને તેવાં આલેખાયાં હતાં.

આ સ્મરણસ્વપ્ન પળવારમાં પૂરું થયું ને તેમણે સ્થિર અવાજે કહ્યું 'નૃત્યનો સમય થયો.'

એમનું હૈયું આશાભર્યું આવતી પળોની વાટ જોઈ રહ્યું.

નાનકડી ચૌલા શ્વેત પરિધાને વસ્ત્રાભૂષણ ઢાંકી, નીચું મોં કરી બેઠી હતી. એનું હૃદય કદી ધબક્યું નહતું એવા જોરથી ધબકતું હતું. અને તેના કાનમાં ગૂંગળાવતો નાદ થતો હતો.

તેણે સર્વજ્ઞનો અવાજ સાંભળ્યો. માને 'ઊઠ' કહેતાં સાંભળી ને થરથરતા પગે તે ઊઠી. કેમ પગ ઊપડશે? નૃત્ય ને અભિનયનો એકે પ્રકાર તેને યાદ નહોતો – કેમ નૃત્ય થશે? આંખો અગાડી પડદો આવ્યો હતો.

પણ તેના હૈયાને તળિયે શ્રદ્ધા હતી. તેના સોમનાથે તેને કદી છોડી નહોતી, અને એ તો અત્યારે સામે હતા. તેણે પિંડી સામે જોયું – આ હતા – હાજરાહજૂર – તેના દેવ – તેના પ્રાણ – તેના નાથ. તે પ્રણિપાત કરી રહી.

ગંગાનો શબ્દ સંભળાયો: 'સર્વજ્ઞને પગે લાગજે.'

'જરૂર' તેના પગમાં જોર આવ્યું. તે ગઈ અને સર્વજ્ઞને પગે લાગી. મઠાધિપતિ હસ્યા. તે આશીર્વાદ હતો ... ને અસ્ત થતા તારાઓ, ઘૂઘવતો સાગર, ને પરોઢિયાની લહેરો પળવાર તેના સ્મરણ પર ફરી તરી આવ્યા.

ચૌલા ઊઠી. સર્વજ્ઞની પાસે બેઠેલા શિવરાશિને તેણે જોયા, પાસે બેઠેલા બેઅપરિચિત યુવકોની રસભરી આંખો પોતાને ટગર ટગર જોતી ભાળી અને પાછી ખસી – કૂદી, અને સભામંડપની વચ્ચે, રત્નજડિત દીપાવલીઓના કૌમુદીમનોહર પ્રકાશમાં, ઉપરનું વસ્ત્ર સેરવી દઈ તેના પડેલા ઢગ વચ્ચે શ્વેત કમળમાંથી ઉદ્‌ભવેલી નારાયણી સરખી તે ઊભી. પ્રેક્ષકસમૂહ, મુગ્ધ ને અબોલ જોઈ રહ્યો. કોમળ કદળી સમા, નૂપુરે શોભતા પગ પર – સોનેરી જરીના ગાંઠે બાંધેલા ચણિયામાંથી ચમકતી મેખલામાંથી – કોઈ સુંદર મંદિરમાંથી અદ્‌ભુત શિખર નીકળે તેમ – નાજૂક કમર, ગૌરવર્ણ પેટ, હીરામાં ઝગમગતું અણદેખાતું રતનમંડળ, આછી ભૂરી નસોની રેખાઓમાંથી શોભતી ડોક, બાલકશું સુવાળું મનોહર મુખ નીકળ્યાં. એના મુખમાં પાર્થિવ સુંદરીની અપૂર્વ રેખાઓ નહોતી, દેવીઓની ભવ્યતા નહોતી, નાની બાલિકાની માત્ર સુકુમારતા નહોતી; એ તો કોઈ સુભગ સ્વપ્નમાં પલકવાર જ નિહાળેલું, નવમંજરીઓનું ઘડયું મધુર નિર્દોષતાના સત્ત્વ સરખું બાલ વસંતનું મુખ હતું.

પણ ચૌલાને એના રૂપનું જરા ય ભાન નહોતું. આસપાસની મેદની હતી કે નહીં તેની પણ તેને સ્પષ્ટ ખબર ન હતી.

તેની આંખ તો ઠરી હતી – દૂર – એના સોમનાથના લિંગ પર– જેને રીઝવવા આટઆટલાં વર્ષો એણે એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરી હતી તે એના જીવનહાર પર. હા, ભોળા શંભુ એની વાટ જોતા હતા; એનું નૃત્ય જોવા અધીરા બન્યા હતા, એને શાબાશી આપવા તત્પર હતા. તરત એના પગમાં ચેતન આવ્યું. ઝાંઝરને અવિરત

ઝમકારે, વેગે સરતી સરિતાની માફક તે સીધી ગર્ભદ્વાર સુધી આવી ને મૃદંગનો ઠેકો શરૂ થયો.

ચૌલાની નસોમાં રુધિરે વેગ પકડયો. એ ચૌલા નહોતી–પર્વતકન્યા હતી; આ સોમનાથનું મંદિર નહતું – નગાધિરાજ હિમાલય હતો; આ લિંગ નહોતું – તપશ્ચર્યામાં નિશ્ચલ એવા એના પ્રાણ હતા. પાર્વતી રૂપે તે પૂજા કરી રહી. તેના પગ, તેના હાથ, તેની કેડ, તેની ડોક પૂજા કરતી પાર્વતીનો ભાવ બતાવી રહ્યાં. એના મુખ પર ઘેલી ભોળી પૂજારિણીનો ભાવ હતો. એની આંખો આતુર, વિહ્વલ, ભક્તિભીની હતી. તેણે ઊભા રહીને, બેસીને, નમી નમીને પૂજન કર્યું; હાથના અભિનય વડે એણે વચાચંદન નાખ્યા; બબ્બે હાથે પુષ્પો ચડાવ્યાં; તેના આખા અંગમરોડમાંથી શંભુ રીઝવવાનો તલસાટ નીગળી રહ્યો.

પૂજારિણી થાકી, પગ શિથિલ થયા. હાથોમાં શિથિલતા દેખાઈ. મુખ પર ખિન્નતા આવી, સંગીત મંદ થયું – તાલનો ઠેકો ધીમો પડયો. તેના મુખ પર ધીમે ધીમે ઉત્સાહ અદૃશ્ય થયો. દયામણાપણું આવતું ગયું, આંખો નિરાશાભર થવા લાગી.

ચૌલા અભિનય નહોતી કરતી. પાર્વતીએ તપ કર્યું હતું તેવું જ તેણે કર્યું હતું, અને હવે તે શંભુ રીઝવવા બેઠી હતી. ને ન રીઝે તો ? અંતરના ભાવે તેના નૃત્યને સ્વાનુભવાલંબી કરી મૂકયું.

તરત તેનો ભાવ બદલાયો. કામદેવને તેણે આવતો જોયો. તેના મુખ પર હોંસ આવી, અભિનયોમાં ચેતન આવ્યું. પગના ઠેકા ધીમા પણ આશાભર્યા થયા. ધીમે ધીમે સરતા પગો આશાભર્યા તાલે નર્તી રહ્યા.

તે ચમકી; આશાભરી – તેનું અડધું અંગ વાકું વળ્યું, તેનાં વિહ્વલ નયનો જોઈ રહ્યાં – ને ધીમે ધીમે તે પાછી ફરી. કામ–દેવનું શર શંભુને વાગ્યું, ને કોડભરી, નયનોમાં પ્રાણ પૂરી – ચમકતી,

જરા શરમાતી, જરા ગર્વમાં શંભુ પાસે આવી. ચૌલાએ લિંગ સામું જોયું – એને લાગ્યું કે શંભુ મનાયા.

પાછળ ઊભેલી છ નર્તકીઓએ મીઠે સરોદે મહાદેવજીની વાણી ઉચ્ચારી :

किं मुखं किं शशांकश्च किं नेत्रे चौत्पले च किं।
भ्रुकुट्यौ धनुषी चैते कंदर्पस्य महात्मनः।
अधरः किं च बिंब किं किं नासा शुकचंचुका।
किं स्वरः कोकिलालापः किं मध्ये चा थ वेदिका ॥

પાર્વતી વિરહવિહ્વલ પણ ખેંચાતી ને શરમાળા પાછી હઠી, નિતમ્બ વારા ફરતી વિજયની મસ્તી દાખવવા લાગ્યા. મંદહાસ્યે ને સસંભ્રમ મુખે, ઉપરણાથી સ્તનમંડળ સંતાડતી સંતાડતી, ધીમે, સંકોડાતે પગે, ગર્વમાં ઠમકતાં પાછાં પગલાં ભરતી તે પાછી હઠી.

તે ફરી ચમકી – ગભરાઈ – ને થંભી.

નર્તકીઓએ ગાયું :

किं जातं चरितं चित्रं किमहमोहमागतः।
कामेन विकृत श्चाद्य भूत्वापि प्रभुरीश्वरः ॥
ईश्वरोऽहं यदीच्छेयं परांगस्पर्शनं खलु।
तर्हि कोऽन्योऽधमः क्षुद्रः किं किं नैव करिष्यति।

---

૧. આ શું મુખ છે કે ચન્દ્ર? આ શું નેત્ર છે કે કમળ? આ શું મહાત્મા કામદેવનું ધનુષ્ય છે કે ભૃકુટિ? આ શું અધર છે કે બિંબ? આ શું નાસિકા છે કે પોપટની ચાંચ? આ શું સ્વર છે કે કોકિલાનો આલાપ? આ શું મધ્ય છે કે વેદીકા? —શિવપુરાણ.

૨. ઇશ્વર અને પ્રભુ હોવાં છતાં કામાન્ધ બનીને આજે શું મારૂં વર્તન વિચિત્ર બન્યું છે, અને શું હું મોહને વશ થયો છું? ઇશ્વિર એવો હું, પરસ્ત્રીના અવયવને સ્પર્શ કરવા ઇચ્છું ત્યારે ક્ષુદ્ર શું શું અસત્યકાર્ય ન કરે? કરેજ.

સર્વજ્ઞથી ન રહેવાયું ને તેણે પાછળની ટૂંક ઉચ્ચારી :

एवं वैराग्य मासाद्य पर्य्य कोसाद्धनं च तत्।
वारयामास सर्वात्मा परेशः किं पतेदिह ॥

અને ચૌલાનું શરીર કંપમાન થયું. તેના ઘૂઘરામાં ગભરાટ આવ્યો. ભયભીત, તે અંગેઅંગથી કાંપવા લાગી.

મદન હણાયો ને મિત્રના મૃત્યુથી ઘેલી બનેલી પાર્વતીએ નૃત્ય ને મુખભાવદ્વારા રુદન આરંભ્યું. પણ શિવજી જતા રહ્યા. અને મિત્રવિયોગનું રુદન વિરહનું બની ગયું. મૃદંગે ધ્રુસકા લેવા માંડયા. ચૌલાના પગમાં લથડાટ આવ્યો. તેના હાથમાં હતી હતાશા ને આંખોમાં આક્રંદ. તે રડી, તે કકળી, ને આખરે દેવ પર નયન-દૃષ્ટિ ઠારી ધ્યાન કરવા લાગી. મુખભાવ સખત થયો. ઝંકારમાં સ્થિરતા આવી, અભિનયમાં તાપસીનું ગૌરવ આવ્યું. અંગોમાં કર્કશતા આવી. તેણે અભિનયે આસન વાળ્યું. અંગુલિઓ વડે ધ્યાનમુદ્રા કરી. નેત્રોને નાસિકાગ્ર રાખી ધીમે ધીમે મંદ પડતા મૃદંગ જોડે ધ્યાન આરંભ્યું. તે સ્થિર થઈ – ધ્યાનસ્થ થઈ...

—ને વૃદ્ધ બ્રાહ્મણ અતિથિનો સત્કાર કરવાનો ભાવ દર્શાવી રહી. તેણે અભિનયે હાથ ધોયા, પગ વાળી પ્રણિપાત કર્યા, ઝાંઝરને ઝમકારે સત્કાર દર્શાવ્યો, ને એક ચિત્તે બ્રાહ્મણનાં વચન સાંભળી રહી:

इन्द्रादिलोकपालांश्च हित्वा शिवमनुव्रता ।
नैतत्सूक्तं हि लोकेषु विरुद्ध दृश्यतेऽधुना ॥
क्वत्वं कमलपत्राक्षी क्वासौ वै त्रिविलोचनः ।
शशांकवदना त्वं च पंचवक्त्रः शिवसस्मृतः ॥

---

૩. એ રીતે વિવેકને પ્રાપ્ત થઈ, સર્વાત્મા શંકરે દૃઢ એવું કટિ-બંધન રચ્યું. કેમકે, ઇશ્વર શું મોહમાં પડે? પડે જ નહિ.

वेणी शिरसो ते दिव्या सर्पिणीव विभासिता।
जटाजूटं शिवस्यैव प्रसिद्ध परिचक्षते ॥
चंदनं च त्वदीयांगे चिताभस्म शिवस्य च।
क्व दुकूलं त्वदीयं वैशांकरं क्व गजाजिनम्।
क्व भूषणानि दिव्यानि क्व सर्पा इशंकरस्य च ॥

પાર્વતીએ તિરસ્કાર કર્યો. ઝાંઝર ગુસ્સામાં ઝમકવા માંડયા. તેના હાથના મરોડમાં ઉગ્રતા આવી. મૃદંગ પણ ગુસ્સામાં ગર્જના કરી રહ્યું. ઉગ્ર પાર્વતીની આંખમાંથી અંગારા ખર્યા. પગની છટા-ભાર ફાળ ભરતી, ઝાંઝરમાંથી તાલ દેતી તે ચારે તરફથી બ્રાહ્મણને ડારી રહી. આંખો વડે, ભાવ વડે, મુદ્રાઓ વડે એણે તુચ્છકાર કર્યો. મોઢું ચડાવી તે વાંકી ફરી ને —

ચૌલા એકદમ બદલાઈ ગઈ. પ્રચ્છન્નવેશી શિવજી બ્રાહ્મણ મટી પોતાને ખરે સ્વરૂપે પ્રગટ થયા. મૃદંગમાં વાદળનો ગગડાટ સંભળાયો. વાદ્યો અટકયાં.

---

૪. ઇન્દ્રાદિ લોકપાલને છોડી દઇ તું શિવને ઇચ્છે છે એ કંઈ તને યોગ્ય નથી, કારણ કે લોક વિષે એ વિરુદ્ધ દેખાય છે. વિરુદ્ધ કેવી રીતે તે કહું છું તે સાંભળ. કમળપત્ર સરખા નેત્રવાળી તું કયાં અને ત્રણ છે નેત્ર જેને એવા શિવ કયાં? ચન્દ્ર સરખા મુખ-વાળી તું કયાં અને પાંચ મુખવાળા શાંવ કયાં? તારા દિવ્ય કેશના રૂપનું પણ કોઈ વર્ણન કરવા શકિતમાન થયા નહીં, જયારે શિવના મસ્તક ઉપરનો જટાજૂટ તો પ્રસિદ્ધ કહેવાય છે. તારા અંગ વિષે ચંદન અને શિવના અંગમાં ચિતાની ભસ્મ; તારું રેશમી વસ્ત્ર કયાં ને શિવનું હસ્તિચર્મરૂપ અશુભ વસ્ત્ર કયાં? તારાં દિવ્ય આભૂષણ કયાં અને શંકરના સર્પ કયાં!

ચૌલાની આંખે પણ લિંગમાંથી શિવજી પ્રગટ થતા દેખાયા. નૃત્ય કરતાં તેની રગોમાં ઉલ્લાસ વધતો જતો હતો. તેના હૈયામાં અકથ્ય ઉત્સાહનાં પૂર આવતા હતા, ગતિ ને નાદની ઊછળતી સરિતામાં તણાતાં તેની કલ્પના આગળ સાક્ષાત્ શંભુ આવી ઊભા—એના જીવનહાર?

તે બધું ભૂલી ગઈ—જીવનનું લક્ષ્ય સાંપડયું હતું એટલી જ તેને ખાતરી રહી, તેણે નૃત્ય ને અભિનયનાં શાસ્ત્રો વિસારી દીધાં; તેનું નાક ફાટવા લાગ્યું—પ્રેમઘેલછાથી તેની આંખો વ્યાકુળ ને વિશાળ થઇ ગઈ.

પ્રણયવિહ્વલ પાર્વતીને સરજતાં તે પ્રણયવિહ્વલ વધૂ બની ગઈ, પગ નાચતા નહોતા — ભૂમિને સ્પર્શ્યા વિના ઊડતા હતા. હાથ છટાભેર મરડાતા નહોતા — પણ સખત પવનમાં વળતી, ડોલતી, ગૂંચવાતી, વેલીઓ બની રહ્યા હતા. તેનું મુખ પ્રણયના સાર સમું, અલખ તેજે લખલખતું.

તેણે ઉલ્લાસમાં પ્રદક્ષિણા કરી. વૃષભને કોટે વળગાડયો. શંભુથી આલિંગાયલી તે રુદ્રમાલથી રમી રહી, તે આલિંગનથી દબાઈ ગઇ. ચુંબનથી શરમાઈ ગઈ.

તે નૃત્ય કરવા લાગી. વધતા વેગથી મૃદંગનો ઠેકો ને ઝાંઝરનો ઝમકાર ધબકતા હૈયા સાથે સાથ આપી રહ્યો. ચૌલાએ સંયમ છોડયો. નૃત્ય પ્રણયકાવ્ય બની ગયું ... ચુંબિત, મૃદિત, આનંદની અવધિ અનુભવતી તે ધરણીએ ઢળી.

વાદ્ય ને મૃદંગ એકદમ અટકી પડયાં. મેદની ચિત્રવત્ બની ગઈ, સર્વજ્ઞ સ્વસ્થ થયા, ને આંખે આવેલું ગર્વાશ્રુ લૂછયું.

પછી આજે સત્તાવીશ વર્ષમાં કોઇએ કદી ન જોએલું એવું મઠાધિપતિને કરતાં બધાએ જોયું. તે બેઠા હતા ત્યાંથી ઊઠયા, ઝપાટાબંધ ચૌલા પડી હતી ત્યાં ગયા અને તેને ઊંચકી લીધી.

ચૌલા એની પુત્રી હતી. દેવાજ્ઞાથી એ એને કેમ સાંપડી હતી તે આજે સમજાયું. એ છોકરીને ગર્ભદ્વાર આગળ લઈ ગયા અને ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું 'દેવાધિદેવ, આ છોકરીનો સ્વીકાર કરો, જ્યાંસુધી ચૌલી જીવશે ત્યાંસુધી શિવરાત્રીએ એ જ આપના સમક્ષ નૃત્ય કરશે'

ભેટ ધરતા હોય તેમ સર્વજ્ઞે ચૌલાને સોમનાથ આગળ મૂકી. ચૌલાના જીવનની પરમપળ પ્રાપ્ત થઈ. જટાધારી પિનાકપાણિ તો તેની નજર આગળથી ખસ્યા જ નહોતા.

'તમારી તમારી, આ ભવે–ભવોભવ.' તે બબડી ને બેભાન થઈ ગઈ.



## પ્રકરણ ત્રીજું

## દૈવકોપ

• ૧ •

મંદિરમાં ભેગી મળેલી મેદનીમાં એકદમ ધમચકડી થઈ ઊઠી. લોકોએ હોહાકાર કરી મૂકયો. કોઈ માણસ જોરથી મેદનીમાં ધસી આવતો હતો એમ લાગ્યું. સર્વજ્ઞ અજાયબ થયા. આ વખતે શાંતિનો ભંગ કોણ કરતું હતું તેની તેમને સમજ ન પડી. તેમણે ભભંગ કરી જોયા કર્યું. એમની હાજરીમાં આવો અવિનય બહુ ઓછો થતો. મેદનીમાં બે ભાગ થઈ વચ્ચે રસ્તો થયો અને તેમાંથી એક માણસ ગાંડા જેવો ધસી આવ્યો. 'ભીમદેવ મહારાજની જય,' તેણે થાકેલે, ખોખરે ધાંટે જયઘોષણા કરી. ભીમદેવે એ ઘોષણા સાંભળી, અને ચમકીને ઊભો થઈ આગળ આવ્યો.

'કોણ છે?' તેણે સર્વજ્ઞ તરફ જોઈ પૂછયું.

'કોણ છે?' જે હોય તેને અહીંયાં આવવા દો.' સર્વજ્ઞે આજ્ઞા કરી. નવો આવનારો લથડતો લથડતો આવ્યો. તેની આંખો બેબાકળી, અને તેનાં લૂગડાં મેલાંડાટ હતાં. તે આવીને સર્વજ્ઞના પગ આગળ ફસડાઈ પડયો, અને જેમ તેમ 'નમઃ શિવાય', બબડયો.

'શિવાય નમઃ કોણ છે બેટા ?'

'કોણ ? મૂળો રાઠોડ ? ભીમદેવ તેની આગળ જઈ પૂછવા લાગ્યો.

'બાપુ ! બાપુ !' મૂળાએ જેમ તેમ બેઠા થઈ, હાથ જોડી કહ્યું. 'હા – હાલો, મહેતાજી મરવા પડયા છે. હાલો, હાલો.'

'મહેતાજી ? દામોદર ? શું થયું છે ? કયો ?' વિમલમંત્રીએ આવીને મૂળાનો ખભો હલાવ્યો. 'ગાંડો થયો છે ? ને તું ક્યાંથી આવ્યો ? મહેતાજી તો સપાદલક્ષ ગયા છે.'

થાકનો માર્યો મૂળો ધ્રુસકાં ભરવા લાગ્યો. 'બાપુ ! સાચું કહું છું. ત્યાં નથી. એ તો આ પડ્યા, પાદરે—મરવાની અણી પર. દશ દી થયા અમે નથી ખાધું ને નથી ઊંઘ્યા. ચાર ચાર તો ઘડિયા–જોજન* મારી. મારા બાપા, વેળાસર હાલો, નહીં તો મહેતાનો પ્રાણ જશે, ને આભ તૂટશે.'

ભીમદેવને જરા ય સમજ ન પડી. એનો સંધિવિગ્રહક દામોદર મહેતો સપાદલક્ષના રાજા જોડે કોલકરાર કરવા ગયો હતો, અને મૂળો તેનો વિશ્વાસુ અનુચર હતો. અત્યારે આ મૂળો પ્રભાસમાં ક્યાંથી આવ્યો ? દામોદર મરવા શા સારુ સૂતો હતો ?

'હાલો, બાપુ.'

'હા, ચાલ ઊઠ--જલદી કર.' વિમલમંત્રીએ કહ્યું.

સર્વજ્ઞે શ્વાસ લીધો અને આંગળીવતી તેનું માપ કાઢયું. 'શિવરાશિ,' સર્વજ્ઞે કહ્યું, 'મને આમાં કંઈ આપત્તિ આવતી જણાય છે. જા, જઈને દામોદરને મારા ધામ પર લઈ આવ, હું હમણાં ત્યાં આવું છું.'

શિવરાશિ બે બાવાઓ સાથે લઈ, ભીમદેવ, વિમલ ને મૂળા સહિત, દામોદરની શોધમાં ચાલ્યો. બે મશાલચી આગળ આગળ રસ્તો બતાવી રહ્યા.

સર્વજ્ઞના હૃદયમાં ઉચાટ થયો. તેણે ભગવાન સોમનાથ તરફ દૃષ્ટિ નાંખી મૂક પ્રશ્ન કર્યો, 'દેવાધિદેવ. આ શું !' પણ કંઈ સ્પષ્ટ જવાબ ન મળ્યો એટલે સંતસુલભ દીનતાથી ચિંતાને શિવાર્પણ કરી.

---

* એક ઘડીમાં જોજન ચાલે તેવી સાંઢણી.

• ૨ •

થોડી ઘડી રહીને ગંગ સર્વજ્ઞના ધામમાં બધા ભેગા મળ્યા.

દામોદર મહેતા અડધી બેભાન અવસ્થામાં પથારીમાં પડયા હતા. એ ચાલીશેક વર્ષના હતા. એનું સ્વરૂપવાન મુખ અત્યારે થાકેલું, પીડાગ્રસ્ત, ને નિસ્તેજ હતું. એની મોટી આંખો પર સોજા આવ્યા હતા.

વિમલમંત્રી એનું માથું દાબતા હતા. સર્વજ્ઞનો એક શિષ્ય એના પગને તળિયે કાંસાની વાડકીવતી દીવેલ ઘસતો હતો. ભીમદેવ અધીરાઇથી તેના તરફ જોઈ રહ્યા હતા.

જરાક આઘે ગંગસર્વજ્ઞ પાટલા પર પલાંઠી વાળી સીધા સોટા જેવા બેઠા હતા. પાસે શિવરાશિ હતો.

એક ખૂણામાં બીજો એક શિષ્ય ઓરસિયા પર દવા ઘસતો હતો. મૂળો બીજા ખૂણામાં લપાઈ ઝોકાં ખાતો હતો.

'ગુરુદેવ, દામો મરી તો નહીં જાય ?' ભીમદેવે દસમી વખત આ અધીરો સવાલ કર્યો.

'નહીં મરે, જા, મારું વચન છે,' સર્વજ્ઞે કહ્યું. તેણે ઊઠીને શિષ્યે ઘસેલી દવા લીધી અને આવીને દામોદર મહેતાના હોઠ ઉઘાડી તેમાં નાંખી.

થોડી વારે બધા મહેતા તરફ એકી નજરે જોઈ રહ્યા. તેના નિશ્ચેષ્ટ મુખમાંથી એક નિઃશ્વાસ નીકળ્યો, આંખો ફરકી, હોઠમાંથી જરા દવા પાછી નીકળી, અને મહેતાએ આંખો ઉઘાડી.

'દામોદર ! દામોદર !' ભીમદેવે હેતથી તેને બોલાવ્યો.

દામોદરની આંખમાં ભાન આવ્યું. તેણે ભીમદેવને ઓળખ્યા. 'અન્નદાતા ! બાપુ ! તમે છો ? ખરેખર.' કહી તે એકદમ બેઠા થઈ ભીમદેવને વળગી પડયા.

'મારા મહેતા—' પાટણના નાથે મંત્રી પ્રત્યે સ્નેહ બતાવ્યો.

'દામોદર માટે એક તકિયો લાવ.' સર્વજ્ઞે કહ્યું.

સર્વજ્ઞને જોઈ એ પગે પડ્યો. 'નમઃ શિવાય' સર્વજ્ઞે પ્રત્યુત્તર આપ્યો, અને દામોદરને તકિયે અઢેલી બેસાડ્યો.

'દામોદર હવે અકળાયા વગર કહે. છે શું?' સર્વજ્ઞે પૂછ્યું.

'પૂજ્યપાદ,' શિર નમાવી દામોદરે શરૂ કર્યું. એના અવાજ ને ભાષામાં સંસ્કાર હતા. એને ખાંસી આવી, પણ તે શમી એટલે એણે ફરીથી બોલવા માંડ્યું.

'શાંત થા, દામોદર, શાંત થા.'

'બાપુ! બાપુ!' દામોદરે બોલવાનો પ્રયત્ન કર્યો. 'બેસી શું રહ્યા છો? પાટણ જાઓ – જલદી જાઓ.'

'કેમ?' ભીમદેવે વિસ્મય બની પૂછ્યું.

'કેમ? ગરજનનો હમ્મીર ચડી આવે છે.'

'શું કહે છે?' સર્વજ્ઞ ને ભીમદેવ બન્ને બોલી ઊઠ્યા.

'હેં? શું? એનાં ઘોડાં તો તીડની માફક સપાદલક્ષની ભૂમિ પર ઊડી આવે છે – કાલ સવારે અહીં આવશે.'

'અહીંયાં?' સર્વજ્ઞે ગંભીર બની પૂછ્યું.

'હા—એણે થાણેશ્વર લૂંટ્યું અને કનોજ ભાંગ્યું. આપને ખબર છે? હવે એ ભગવાન સોમનાથનું ધામ તોડવા આવે છે. એક પળ ખોવાની નથી. જાઓ, મારા બાપુ, ને ગુર્જરભૂમિ સમાલો.'

'એ ગરજનથી ક્યારે નીકળ્યો?'

'મહિનો થયો હશે. જેવી મને ખબર મળી તેવો હું નીકળ્યો, તમને ખબર કરવા આજે દસ દહાડાથી હું પગ વાળી બેઠો નથી.'

'ભગવાન સોમનાથનું ધામ તોડવા આવે છે, એમ?' જરાક ગર્વથી સર્વજ્ઞે પૂછ્યું.

'હા, સપાદલક્ષને માગ આપવાનું કહેણ પણ કહાવ્યું હતું.'

'કેટલે દહાડે અહીંયાં આવશે?'

'કેમ કહેવાય? લાખોની સેના લઈ રણ વટાવતું રહ્યું.'

'ને એ યવન મારા દેવાધિદેવની પતાકા નમાવશે?' સર્વજ્ઞ હસ્યા ને બોલ્યા. 'અભિમાની માનવી દેવથી પણ ડરતો નથી.'

'ગરજનનો મહામદ તો યમથી ય ભયંકર છે.'

'આવવા દો. જેણે ત્રીજી આંખે કામદેવને બાળી ભસ્મ કર્યો તેની નયનજ્યોતિ હજી ઝંખવાઈ નથી,' સર્વજ્ઞે કહ્યું. 'ભીમદેવ, દામોદર બરોબર કહે છે. તું સવેળા પાટણ સાચવવા જા.'

'મહારાજ હું તૈયાર છું. ગરજને હજુ પટ્ટણીઓનો હાથ જોયો નથી. મહેતા, યવન સાથે કેટલાક માણસો છે?'

'કેમ કહેવાય? વાયકા તો ઊડી છે કે યવનસેના લાખોની છે.'

'પિનાકપાણી જેને રાખશે તેને કોણ છેડી શકશે?' સર્વજ્ઞે કહ્યું. 'ઊઠ, બેટા સોમનાથ સદૈવ તારી સાથે છે.'

'ગુરુદેવ હું તો એમાં મહાદેવજીની કૃપા જોઉં છું. હું તો યુદ્ધ માટે તલસી રહ્યો છું ને તેમાં ગરજનના હમ્મીર જેવો યોદ્ધો લડવા મળ્યો. હવે તમે ભીમબાણાવલિનું શૌર્ય જોશો. ઊઠ વિમલ તૈયારી કરાવ.'

'સત્યનો જય છે, બેટા,' સર્વજ્ઞે કહ્યું. અને સોમનાથની કૃપામાં શ્રદ્ધાવાન તે તપસ્વીએ ઉમેર્યું. 'ભગવાન તને જ વિજય અપાવશે.'

• ૩ •

ભીમદેવના કાનમાં રણકંકણનો પ્રોત્સાહક નાદ સંભળાવા લાગ્યો. વિષયી બાપ અને નિઃસત્ત્વ ભાઈને પાટણની ગાદી પરથી

પદભ્રષ્ટ કરી તેના પર ચડી જવું એ એને મન રમતવાત બની ગઈ હતી. માલવા જોડે યુદ્ધ કરવા તે તૈયારી કરતો હતો, અને તેમાં વિજય મળશે તેની એને ખાતરી હતી. યુદ્ધ કરવા તેના સમાણો કોઈ યોધ્ધો જન્મ્યો નહોતો એવા ખ્યાલે તે ઘણી વખતે ખિન્ન રહેતો. અત્યારે દેવે જ તેના પર કૃપા કરી આ પ્રસંગ તેને આપ્યો હતો.

ગરજનના મ્લેચ્છ રાજાની તેણે ઘણી વાતો સાંભળી હતી. તેણે લવકોટના રાણાને હરાવ્યો હતો. થાણેશ્વર લૂંટયું હતું, કનોજ પણ તોડયું હતું, પણ તે રણુ ઓળંગી, દુનિયાને પેલે પારથી, ગુર્જરભૂમિ જેવી વીરજનની પર આક્રમણ કરવાની ધૃષ્ટતા કરશે એવું તો સ્વપ્ને પણ ધાર્યું નહોતું. પણ આજે મહાદેવજીએ જ એને આ સુંદર તક આપી હતી. એમનું આ પરમ ધામ તોડવાની ઇચ્છા રાખનાર યવનને દંડ દેવા કરતાં બીજો કયો અપૂર્વ લહાવો પામર પામી શકે? એની રગોમાં ઉત્સુકતા વ્યાપી રહી.

મધ્યરાત્રી વીતી ગઈ હતી. અને વિમલ જવાની બધી તૈયારી કરી રહ્યો હતો. રસ્તે પડવાને બે ચાર ઘડી રહી હતી.

એ વસ્ત્રશસ્ત્ર સજ્જ તૈયાર હતો, પણ જવાની વાર હતી. ભૂખ્યા પુરાએલા સિંહની માફક આમતેમ અધીરાઈથી ડગ ભરતાં તેના પગ મંદિર તરફ વળ્યા. જતાં એક વાર સોમનાથના દર્શન કરી આશિષ શા માટે ન માગવી?

એ સર્વજ્ઞના ધામમાંથી પરકોટમાં આવ્યો. મેદની બધી ઓસરી ગઈ હતી. એક બે જણુ દૂર ખૂણે બેસી બગાસાં ખાતાં કંઈક વાતો કરી રહ્યા હતા. ઘણાખરા દીવાઓ પણ હોલવાઈ ગયા હતા.

એ સભામંડપમાં ધીમે ધીમે આવ્યો. એક તરફ કોઈ દુ:ખી યાત્રાળુ શિવકવચનો જાપ જપતો. બીજી તરફથી ચાંદનીનો ઉજાસ

આ બધી વિધિઓ પૂરી થયે પ્રેમથી એકબીજાને અડકી ઝાડની છાયા નીચે બંનેએ નિરાંતે ઊંઘ લીધી.

આકાશમાંથી તારાઓએ આ નર ને પશુની મૈત્રી પર કિરણપુષ્પો વર્ષાવ્યાં, અને સવારે જ્યારે સૂર્યનારાયણ ઊગ્યા ત્યારે સજ્જન ચમકીને જાગ્યો. માતાના સ્નેહથી તેની રક્ષા કરતી પદમડી પોતાની રીતે હર્ષ બતાવી રહી.

'પદમડી વહુ, હજુ મજલ તો ઘણી કાપવી રહી.'

સજ્જને પખાલમાં નવું પાણી ભર્યું, અને તેણે પદમડીને જ રસ્તો શોધવાનું સોંપી મુસાફરી શરૂ કરી.

નવમો દિવસ તો સારો ગયો, પણ તે રાતે સજ્જનને ભાન આવ્યું કે ઉત્તર તરફ જવાને બદલે એ પશ્ચિમ તરફ જતો હતો. અને ઘોઘાગઢથી દૂર ને દૂર જતો હતો. તેણે સાંઢણીને ઉત્તર તરફ જવા સૂચવ્યું, પણ તે એકની બે ન થઈ, અને મહાદેવજીને સ્મરી સજ્જને પોતાનું ભાવિ તેને જ સોંપ્યું. પોતે હારી ખાધું હતું તેનું એને તીવ્ર ભાન તો ક્યારનું થયું હતું. હવે તો કોઈ રીતે ધોરી માર્ગ મળી જાય એટલી જ ઇચ્છા રહી હતી.

રણની મુસાફરીનો દસમો દહાડો શરૂ થયો. હવે તો કોઈ કોઈ ઠેકાણે વિસામાની ટેકરીઓ આવવા માંડી એટલે ધોરી રસ્તો પાસે આવી લાગ્યો દેખાયો. એના જીવને હવે ચિંતા નહોતી. ગર્જનનો મ્લેચ્છ તો કોણ જાણે ક્યાં હશે. ઘોઘાબાપાને વટાવવા કંઈ સહેલ વાત નહોતી. રસ્તે બીજા રાજાઓને પણ એ ચેતાવતો જશે. ભગવાન સોમનાથનો દ્વેષ કરનાર રણ વટાવી કેમ આવી શકવાનો છે?

રણમાં આવ્યાને અગિઆરમો દહાડો, ને પ્રભાસથી નીકળ્યે અઢારમો દહાડો શરૂ થયો ત્યારે રણ વચ્ચે અવારનવાર ઝાડો દેખાવા માંડયાં. અને પોતે સપાદલક્ષ તરફ જતો હતો એવો કંઈક ભાસ

એને થયો. આ રસ્તે જતાં પદમડીએ અસ્વાભાવિક અને અણધારી ચીસ પાડી. સજ્જને ધ્યાનથી ચારે તરફ જોયું તો એક પછી એક ત્રણ કાળાં નાનાં વાદળો ધસી આવતાં દેખાયાં. જોતજોતામાં એ વાદળો નહોતાં પણ કાળાં મોટાં પંખીઓનાં ઝુંડ હતાં એમ પહેલાં લાગ્યું; પણ પલવારમાં હજારો ગીધોનાં એ ત્રણ ઝુંડો કારમી ચીસો પાડતાં એને વટાવી પૂર્વ તરફ ચાલી ગયાં ત્યારે તેના ક્ષોભનો પાર રહ્યો નહીં. તેનાં હૈયામાં ધ્રાસકો પડ્યો. રણક્ષેત્ર પર લઢાઇને બીજે દહાડે આટલાં ગીધો એણે પડતાં જોયાં હતાં, તે સિવાય કદી નહોતાં જોયાં. જરૂર કોઈ ઠેકાણે પાસે રણ ખેલાઈ ચૂક્યું હતું? શું ગર્જનનો હમ્મીર મુલતાન વટાવી, ઘોઘાગઢ વટાવી સપાદલક્ષ આગળ યુદ્ધ કરી ચૂક્યો હતો? દૂર જતાં ગીધોનાં વ્યૂહની ચીસોનો ભંયકર પડઘા તેના કાનમાં સંભળાયા, અને તેને માનશુકન થયા.

'પદમડી વહુ, જીવલેણ જુદ્ધ ચાલી રહ્યું છે, હોં કે!'

પદમડી સમજી ગઈ. તેણે ત્વરાથી ગીધો ગયાં તે જ દિશામાં ચાલવા માંડ્યું.

·૪·

થોડી ઘડી ગઈ ને પદમડીએ ફરી ચીસ પાડી, જેમાં ભયનો અર્થસૂચક કંપ હતો. 'શું છે? શું છે? પદમડી, ગભરાય છે શું?' કહી સજ્જને તેને થાબડી. થોડી વારે સડતાં મુડદાંની હોય એવી આછી દુર્ગંધ સજ્જનને નાકે આવી ત્યારે એ ચીસનું કારણ એને સમજાયુ,

પદમડી એક ટેકરો ચડી ને અટકી ને થરથર કાંપતી ઊભી.

થોડે દૂર ટેકરી નીચે ગીધોનું મોટું ટોળું બેઠું હતું, અને તેની ઉત્તરથી દક્ષિણ, નજર જ્યાં સુધી જાય ત્યાં સુધી અંતરે અંતરે ગીધો બેઠાં કે ઊડતાં હતાં! સજ્જનને આનો અર્થ સમજાયો ને

તેને ચક્કર આવ્યાં. ઉત્તરની ક્ષિતિજથી દક્ષિણની ક્ષિતિજ સુધી રેતીમાં અડધાં પૂરાં ઢંકાએલાં સડતાં મુડદાંનો એક ધોરી માર્ગ બની રહ્યો હતો. આ ભયંકર માર્ગ આ રસ્તે ચાલી જતી કોઈ સેનાથી જ બની શકે એમ હતું.

પદમડીએ આગળ ચાલવાની ના પાડી એટલે સજ્જને નીચે ઊતરી તેને દોરવા માંડી; અને પાસે આવતા આગળ બેઠેલાં ગીધોને ઉડાડવાનો તેણે પ્રયત્ન કર્યો. કેટલાંક ધૃષ્ટ તો ખસ્યાં જ નહિ; કેટલાંક ઊંચે ચઢી ચકર ચકર ઊડવા માંડયાં; પણ એથી સજ્જનને મુડદાંની જાત પરખાઈ હાથીનાં, ઊંટનાં, ઘોડાનાં ને માણુસનાં મુડદાં ત્યાં હતાં ! એની કલ્પના ખરી ઠરી; આ યુદ્ધના અવશેષો નહોતાં, ચાલી જતી મહાસેનાના હતા; પણ આટલા અવશેષો મૂકનાર સેના કેટલી મોટી હોઈ શકે તેનો ખ્યાલ પણ તે કરી શકયો નહીં.

જીવ ગૂંગળાવતી દુર્ગંધની પરવા વગર મહામહેનતે હિંમત હાથમાં રાખી, જે દિશામાં આ માર્ગ જતો હતો તે જ દિશામાં પોતે પણ જવા લાગ્યો. આટલું લશ્કર કોનું ? ન સપાદલક્ષનું હોય, ન ઝાલોરનું હોય, ન ચિતોડનું હોય. શું આ સૈન્ય પેલા ગરજનના હમ્મીરનું !

આ કમકમાટભર્યો માર્ગ લાંબો વખત જોવાને અશક્ત તે ત્યાંથી દૂર ગયો પણ જવાની દિશા તે જ રાખી. પદમડીનું ચિત્ત પણ દૂર નાસી જવામાં જ ચોંટયું હતું.

સાંજે એક ગામડું દૂરથી જણાયું. આ ભયંકર મુસાફરીનો અંત આવ્યો સમજી સજ્જન તે તરફ ગયો તો પંદર પચીસ ઝાડની છાંય નીચે આ નાનકડું ગામડું વસ્યું દેખાયું. કોઈ ઠેકાણે નિરાંતે પડી વિસામો લેવાને ઉત્સુક તે પાસે આવ્યો, પણ ગામમાં કોઈ જન કે જાનવરનું નામ કે નિશાન નહોતું. બધાં બારણાં ઉઘાડાં હતાં. કેટલાં ય છાપરાં પડેલાં હતાં, મંદિર ભાંગીને ભૂકો થઈ ગયું હતું, ઝાડોનાં પાતરાં

જાનવરો ચાવી ગયાં હતાં. તળાવમાં માત્ર કીચડ હતો, અને ચારે તરફ અનેક જાનવરો ત્યાં નાહી ગયાનાં ચિહ્ન હતાં. કૂવામાં નામનું જ પાણી હતું. પેલી વિનાશક મહાસેના આ રસ્તે જતાં આ ગામને સ્મશાન સમું બનાવતી ગઈ હતી.

નીડર સજ્જન પણ આ નિશ્ચેતન વિનાશકતા જોઈ ધ્રૂજી રહ્યો. યંત્રની માફક એણે નીકળ્યું એટલું પાણી કાઢ્યું, પોતે નાહ્યો, પદમડીને નવાડી; પોતે ખાઈ ન શક્યો, પણ જે પાન હતાં તેના પર પદમડીને ચરવા મૂકી. રાત પડી ત્યારે આ રેતીઆળા પ્રદેશના સૂના ગામની કારમી નિર્જનતા એને ગભરાવી રહી. માત્ર મહાદેવજીનું નામ જીભે રાખી, ભયવ્યાકુળ તેણે આખી રાત વિતાવી.

બીજે દિવસે સવારે તે શબો પડયાં હતાં તે માર્ગે જવા તૈયાર થયો ત્યારે આ બધું છોડી બીજે કોઈ રસ્તે દૂર નાસી જવાનો વિચાર આવ્યો, પણ આ ભયંકર સેના કેવી ને કોની હશે તે નક્કી કરવાનો મોહ તે છોડી શક્યો નહિ. ઘોઘાગઢનું કે સપાદલક્ષનું શું થયું હશે તેનો તો વિચાર કરવાની હિંમત તેને નહોતી.

• ૫ •

સજ્જન ચારેક ઘડી આગળ વધ્યો હશે ને સામે ઊડતી રેતીના ગોટમાં સાંઢણીઓ આવતી જણાઈ. પદમડીને પાછા વળી નાસવું હતું, પણ જોતજોતામાં પેલી સાંઢણીઓ પાસે આવી ને માણસોના હોકારા સંભળાયા. સજ્જને હોકારાથી જવાબ વાળ્યો ને પદમડી થંભાવી.

સાંઢણીઓ સાત હતી. પાંચ પર મોટી વિકરાલ આંખો ને દાઢીવાળા અને અપરિચિત શસ્ત્રો અને ચામડાના પહેરવેશ ધારણ કરનાર ભયંકર એવા યવન બેઠા હતા. બે સાંઢણી પર રબારીઓ હતા. આ ટુકડીનો નાયક ઊંચો, ગોરો ને જુવાન યવન હતો. તેણે કંઈ ફરમાવ્યું અને તે બધા સજ્જનને વીંટાઇ વળ્યા.

નાયકની આજ્ઞાથી એક રબારીએ સજ્જનને પૂછયું, 'આ બધા રસ્તા તને ખબર છે ?'

સજ્જનને રબારીનો અવાજ તોછડો લાગ્યો, પણ એ અપમાન ગળી જઈ તેણે જવાબ વાળ્યો, 'હા, પણ તમે કોણ છો ?'

રબારીએ એ જવાબ પેલા નાયકને કહ્યો. તે ખડખડ હસ્યો. તેણે રબારી પાસે જવાબ વળાવ્યો, 'અમે કોણ છીએ તેની હમણાં ખબર આપીશું, પણ ગૂજરાત જવાનો સીધો માર્ગ કયો ?'

'કોને જવું છે ?' સજ્જને પૂછયું.

'અમારે.'

સજ્જનને એક પ્રેરણા થઈ. આ મ્લેચ્છની સેનાને ગૂજરાત જવું હતું—સોમનાથને તોડવા ? તો તેથી જ મહાદેવે તેને આ રસ્તે આણ્યો હતો. કેમ તે હવે સમજાયું, ને તે હસ્યો. ગરજનના મ્લેચ્છને જીવતો મારવાની શંકરની આજ્ઞા માથે ચડાવવાની આથી રૂડી શી તક ?

'ચાલો લઈ જાઉં.'

'તું બરોબર જાણે છે ?'

'હા. હું ત્યાંથી જ ચાલ્યો આવું છું.'

'કેટલા દહાડાની મજલ છે ?'

'બાર પંદર દહાડાની,' સજ્જને કહ્યું.'

રબારીએ આ જવાબનો તરજુમો નાયકને કહી સંભળાવ્યો એટલે તેના હર્ષનો પાર રહ્યો નહીં.

'ચાલ અમારી સાથે,' રબારીએ નાયકની આજ્ઞા સજ્જનને સંભળાવી.

'તૈયાર છું,' સજ્જને કહ્યું અને તે સાથે થયો. સાથે થયા વિના એનો છૂટકો પણ નહોતો.

એના હૈયામાં આશાની છોળો આવતી હતી કારણકે એકલે હાથે સોમનાથ ભગવાનનું વચન સિદ્ધ કરવાનો એને પ્રસંગ આવ્યો હતો. પોતે કેદી બન્યો હતો છતાં એના સાથીઓ એને છેતરવા માગતા હતા એ પણ સ્પષ્ટ હતું. નાયકની તીક્ષ્ણ દૃષ્ટિ એની ચોકી કરતી હતી છતાં એણે પદમડી માટે પૂરતું પાણી આપ્યું, પોતે ખાવા બેઠો ત્યારે સાથે તેને પણ બેસાડયો, અને જરા જરા વારે તેની સાથે માનભર વાત કરવા લાગ્યો. પણ તે કંઈ સમાચાર પૂછવા જતો એટલે રબારી મ્લેચ્છ નાયકને પૂછતો અને તેનો જવાબ ઉડાવનારો જ આવતો.

આખરે સજ્જને એક યુક્તિ રચી. ખાઈ ઊઠયા પછી તેણે કહ્યું 'ચાલો, હવે હું મારે કામે જઉં.'

'કયાં જવું છે?' રબારીએ મ્લેચ્છની જોડે મસલત કરી પૂછયું.

'ગરજનના સુરત્રાણની પાસે.'

મ્લેચ્છો હસી પડયા. 'શું કામ છે તેની પાસે?'

'તે હું તમને કહી શકતો નથી, પણ એનાથી એનો રસ્તો સરલ થઈ જશે.'

'તમે કોણ છો?'

'હું રણનો ભોમિઓ છું. જતા વટેમાર્ગુને રસ્તો બતાવવો એ મારું કામ છે.'

જયારે રબારીઓએ આ જવાબ યવનોના નાયકને સમજાવ્યો ત્યારે યવનોએ કયાં સુધી માંહોમાંહ વાત કરી અને પછી રબારી દ્વારા ઉત્તર વાળ્યો, 'અમે તમને સુરત્રાણ મહમ્મુદ પાસે લઈ જઇએ.'

સજ્જનની યુક્તિ ફળી, પણ જે બીક એણે કલ્પી હતી તે ખરી ઠરી. સુરત્રાણે મુલતાન, નાંદોલ, સપાદલક્ષ (અજમેર) વટાવ્યાં

હોવા જ જોઈએ. તે રાજાઓનું શું થયું? મરાયા, હાર્યા, રસ્તો આપી બેઠા? ઘોઘાગઢ એના રસ્તામાં આવ્યું કે નહીં એટલું જ નક્કી કરવાનું રહ્યું, પણ એ સવાલ સ્પષ્ટ રીતે પૂછવાની એની છાતી ચાલી નહીં.

• ૬ •

આખો દહાડો દોડતી સાંઢણીએ આ લોકો આગળ વધ્યા અને છેક રાત પડવા આવી ત્યારે વિરાટ સેનાની છાવણી તેમની નજરે પડી. આ માત્ર છાવણી નહોતી, પણ સજ્જને કદી ન જોએલું એવું મહાનગર હતું. ઠેક ઠેકાણે તાપણીઓના અસ્થિર અજવાળાં ચમકતાં. હજારો મશાલ આમથી તેમ ને તેમથી આમ ફરતી દેખાતી. આ પ્રકાશમાં જયાં સુધી નજર જાય ત્યાં સુધી છાવણીનો વિસ્તાર દેખાતો. અસંખ્ય માણસો, હાથીઓ ઊંટો, ઘોડાઓ, ને બીજાં જાનવરો ત્યાં પડયાં હતાં. દસ હજાર જુદા આકારની ધજાઓ ફરફરતી, અને હજારો તંબૂઓની હારની હાર તાણેલી પડી હતી. જાનવરોનો અવાજ, માણસોના ઘોંઘાટ, ચોકીદારોના હોકાર, ને શરણાઈ નગારાંના નાદનો ભેગો મળેલો ભયાનક શબ્દ ગગન સુધી જતો હતો.

આ જોઈ સાંભળીને સજ્જન સ્તબ્ધ થઈ ગયો. આવડી મોટી સેના હોઈ શકે એવું પણ એણે કદી કલ્પ્યું નહોતું; અને દુનિયાની પેલે પારથી ગરજનનો હમ્મીર આ મહાસેના લઈ આટલાં રાજ્યો વટાવી, નિર્જન, જલવિહન રણ વચ્ચે, આવી પડાવ નાંખે એ એને સ્વપ્નામાં પણ કદી આવ્યું નહોતું. એની હિંમત ને આત્મશ્રદ્ધા પલવાર તો જતાં રહ્યાં, પણ થોડીવારે સોમનાથની આજ્ઞા ફરી યાદ આવી. દેવ જેને હણવા માંગે તેને કોણ રક્ષે? રાજા રાવણ જેવા મરાયા તો આ હમ્મીરનો શો હિસાબ? અને તેના જેવા તણખલાને હાથે જ પ્રભુએ એ મહામદનો વિનાશ નિરધાર્યો હોય તો પણ શું કહેવાય?

જે યવન એના નાના કાફલાનો સત્તાધીશ હતો તે કોઈ મોટી પંક્તિનો સરદાર લાગ્યો. તે જેવો શબ્દ ઉચ્ચારતો કે ચોકીદાર માર્ગ આપતા. તેને આવતો જોઈ બધા જ નીચા ઝૂકી ઝૂકી જમણો હાથ કપાળે અડાડતા. સજ્જન આ ભયાનક છાવણીમાંથી જતાં ચારે તરફ જોવા લાગ્યો. ત્યાં મ્લેચ્છો હતા, પંજાબીઓ હતા, રજપૂતો હતા. એણે કદી ન જોએલાં એવાં યંત્રો પડયાં હતાં. અસંખ્ય માણસો ખાવાપીવાની તાણ વગર મોજમાં હતાં.

સજ્જનના હૈયામાં અકથ્ય ઉચાટ પેદા થયો હતો. શું રાજસ્થાનના વીરોએ નમતું આપ્યું, ઘોઘાગઢનું શું થયું? ઘોઘાબાપા ક્યાં? સવાલોના જવાબને અભાવે તે ગૂંગળાઈ રહ્યો.

પેલા મ્લેચ્છ નાયકે એને સાંઢણી પરથી ઊતરવાનું ફરમાવ્યું. સજ્જને તે પ્રમાણે કર્યું, પણ રખે પદમડીથી તેને છૂટો પાડવામાં આવે એવા ભયે તેણે કહ્યું, ' આ સાંઢણી જેવી બીજી સારા જગતમાં નથી. એના વિના મારાથી માર્ગ નહીં દેખાય. '

' તમારી સાંઢણી પાછી તમને મળશે, ' રબારીએ નાયકની ઇચ્છા કહી સંભળાવી.

' ચાલ મારી સાથે, ' નાયકે સજ્જનને કહ્યું, અને તે કહ્યા પ્રમાણે તેની પાછળ ચાલવા માંડયા. બે જણ તેની પાછળ થયા. ત્રણે જણ તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોયા કરતા હતા. જો તેણે નાસવાનો કે તરવાર પર હાથ રાખવાનો જરા ઈરાદો દર્શાવ્યો હોત તો તેનું માથું ત્યાં ને ત્યાં ધડથી જુદું થઈ જાત એવી એની ખાતરી હતી.

જે તરફ એ ગયા ત્યાં એક મોટો ધોળો ચામડાનો તંબૂ હતો. અને તેની આસપાસ નાગી તરવારવાળા સૈનિકોની એક હારની મોટી વાડ કરવામાં આવી હતી. તેની પાછળ થોડે થોડે અંતરે બાણાવળીઓ ઊભા હતા. આ વાડમાં થઈ જવાનું એક જ છીંડું

હતું, જેમાં સૈનિકોની હાર વચ્ચે થઈને જ જવાતું. એ રસ્તે નાયક એને લઈ ગયો. એ એટલો જાણીતો મોટો હતો કે એને જોતાં બધા નીચા વળી સલામ કરતા. થોડીવારમાં તો તે તંબૂ આગળ જઈ ઊભા, અને ત્યાં ઊભેલા એક સરદારે દોડતાં જઈ તેમના આવ્યાની અંદર ખબર આપી.

અંદરથી કંઈ જવાબ આવ્યો, જે નાયકે સબહુમાન સલામ ઝીલી સ્વીકાર્યો. બે રાક્ષસ જેવા ભંયકર હબસીઓએ કનાત ઊંચકી, અને તેઓ તંબૂમાં ગયા.

સજ્જને અણજાણ્યાં આંખો ચોળી, આજે જોયેલા ભયંકર ને અસંભાવ્ય દૃશ્યોમાં સહુથી અદ્‌ભુત દૃશ્ય એની નજરે ચડયું, ત્રીસ મશાલચી—લાકડાની મોટી દીવી જેવા નિશ્ચલ–રૂપે મઠી નાની મશાલો વતી તે ખંડને પ્રકાશ આપતા. બારણામાં પેસતાં જ બે બાજુએ બબ્બે રાક્ષસી હબસીઓ પહોળી, અર્ધચંદ્રાકાર તરવાર લઈ કાળાં આરસનાં પૂતળાં જેવાં ઊભા હતા. વચ્ચે સુગંધીવાળા તેલની એક મોટી બત્તી બળતી.

ખંડને પેલે છેડે વાઘ અને હરણ વગેરે જાનવરોનાં ચામડાંના ગાલીચા ઉપર એક મોટો તકિયો અઢેલી એક જબરો માણસ રાતી, મોટી દાઢી પર હાથ ફેરવતો પડયો હતો. એની લાલ ભરાવદાર ભમ્મરોની નીચે મોટી કાળી વિકરાળ આંખો આમતેમ ચમક ચમક ફરતી હતી. એનો જબરો ડાબો હાથ ખોળા પર પડેલી એક મોટી નાગી તરવારની મૂઠ સાથે રમતો હતો.

એણે ચામડાંનો વિચિત્ર પહેરવેશ પહેર્યો હતો; એના માથા પર એક અજબ જેવી પાઘડી હતી જેમાંથી લીલમ લટકતાં હતાં. આ પુરુષને જમણે હાથે આધેડ વયનો એક મ્લેચ્છ બેઠો હતો, જેની કમરે મોટું કલમદાન બાંધેલું હતું ને જેણે કાને એક કલમ ખોસી હતી. તેની બાજુ પર એક નીચો પણ મજબૂત દેખાતો યોદ્ધો બેઠો હતો;

તેની પડખે એક જુવાન સરદાર બેઠો હતો; અને આ બે જણ મ્લેચ્છ નહીં પણ રજપૂત લાગતા હતા. તકિયા પર અઢેલી પડેલા માણસને ડાબે હાથે મ્લેચ્છ યોદ્ધો બેઠો હતો જેનો પહેરવેશ એને લઈ આવ્યો તેવા જ કોઈ સરદારનો હતો. એમને આવતા જોઈ વચ્ચે પડેલો માણસ ટટ્ટાર થઈ ગયો અને વાદળ ગર્જતું હોય એવે ભયંકર સ્વરે તેની સાથે આવેલા નાયકને સંબોધી રહ્યો, અને તે ઝૂકતો, ઝૂકતો, નમ્રતાપૂર્વક આગળ વધ્યો. એ નાયકનું નામ સાલાર મસુદ હતું એમ સજ્જનને લાગ્યું.

સજ્જનને ખાતરી થઈ. આ જ હતો તે મ્લેચ્છ જેણે કનોજ કલિંજર, નગરકોટ, ને મથુરાંને જમીનદોસ્ત કર્યાં હતાં; તે જ. ગરજનનો ભીષણ હમ્મીર મહમુદ હતો, જેણે મથુરાના વિપ્રવર્યોને ગરજનના બજારમાં સાડાત્રણ રૂપિયે વેચ્યા હતા; તે જ જેણે આ રણ ઓળંગી દેવોના દેવ એવા ભગવાન સોમનાથનો વિનાશ કરવાનું વ્રત લીધું હતું! તેની નસેનસ ઝનૂનથી કાંપી રહી ને શક્ય હોત તો શાર્દૂલ સમો તે ઊછળી તેનો જીવ લઈ ગુરુદેવ ગંગસર્વજ્ઞની આજ્ઞા અહીં પાળત.

• ૭ •

વચ્ચે બેઠેલા પુરુષ વિશે સજ્જનને ખ્યાલ ખરો હતો. તે હતો ગઝનીનો સુલતાન — યમિનુદૌલા મહમુદ નિઝામુદીન કાસમ મહમુદ. ચૌદ વર્ષે તેણે ગઝનીના ભયંકર વીરોમાં પણ કીર્તિ મેળવી હતી. ગરીબ છતાં એણે ધન મેળવ્યું હતું; સત્તાહીણો છતાં એણે સત્તા મેળવી હતી. ખોરાસાનની હુકમત મેળવી, તેણે જોતજોતામાં ગઝનીની અમીરાત ભાઈ પાસેથી ઝડપી લીધી હતી. એની પ્રબળ ઇચ્છા-શક્તિ ને અતુલ શૌર્યે એણે સલ્તનત મેળવી. જેને એ હાથ અડકાડતો તે શરણે આવતું. જે એ ઇચ્છતો તે એને મળતું. એના પિતાને પંથે વિચરતાં એણે હિંદનું અઢળક ધન લૂટવું શરૂ કર્યું.

થાકયું હાર્યું લાહોર તો સહેલાઈથી શરણ થયું; પલકમાં મુલતાન પડયું; હિંદુ રાજાઓ એની મહેરબાની માગતા થયા. ગ્વાલિયર, કનોજ, દિલ્હી ને સપાદલક્ષનાં સંયુક્ત સૈન્યો એના પ્રખર પ્રતાપ આગળ અનેકવાર ઓગળી ગયાં. ધનના ઢગ સમું નગરકોટ એણે હાથ કર્યું. એને મૂર્તિભંજકની અમર કીર્તિ પ્રાપ્ત કરવાનો મોહ લાગ્યો ને તે ઇસ્લામની વિજયી સમશેર બન્યો. જુગોની જાહોજલાલીમાં ભવ્ય એવાં મથુરાંનાં મંદિરોને એણે ભસ્મસાત્ કરી દીધાં. દેવોનાં મુકુટકુંડલો એના ઝનાનાને શોભાવતા થયા. બૂતપરસ્તીઓ જે પંડિતોને પૂજ્ય માનતા તે ગઝનીમાં ગુલામો બની વેચાયા.

એના શાર્યને સીમા નહોતી, એનું હૃદય ઉદાર હતું, એની કલ્પના કવિની હતી, એને કંઈ એવું કરવું હતું, કંઈ એવું રચવું હતું કે જેનું તેજ કાલાંતને અજવાળે. મુસ્લિમોમાં એક એવા ખલીફ ઉમરે કર્યું તે એને કરવું હતું: ઇસ્માલનો ડંકો જગતભરમાં વગડાવવો હતો. અને સાથે સાથે એની ઇરાની માતાના કલાત્મક સંસ્કારોનો તે ધણી હતો. એને કવિતાનો શોખ હતો, સ્થાપત્યે એને ગજની શણગારવું હતું. સમૃદ્ધિએ એનું સિંહાસન દિપાવવું હતું. એને પારકાનાં દિલ જીતતાં આવડતું, એને વીરતાની કદર કરતાં આવડતું. બધી જાતિ માટે એના હૃદયમાં સ્થાન હતું — જો તે એની સામે ન થાય તો. મૂર્તિપૂજાનો એ દ્વેષી વીર મૂર્તિપૂજકોનો પ્રશંસક હતો. જે રાજપૂતોને તે સંહારતો તેમનું અડગ શૌર્ય જોઈને તે મુગ્ધ બનતો. એણે અપરિચિત મુત્સદ્દીગીરીથી મહાન સેનાનો વ્યૂહ ઊભો કર્યો હતો, જેમાં કોકેસસથી રજપૂતાના સુધીના સમશેરબહાદુરોનો સમાવેશ થતો. અને તે પ્રચંડ શસ્ત્ર ને તલવારબાજ તલવાર ફેરવે તેમ તે વાપરી શકતો. આ દુર્ધર્ષ શસ્ત્ર લઈ તે મૂર્તિપૂજકોનો મહાદેવ જે રેતીના રણને પેલે પાર બિરાજતો હતો તેનો નાશ કરી, તેનું ધન લૂંટવા તે અત્યારે આવ્યો હતો. એમાં પોતાના નાનકડા રાજ્યોની ટૂંકી મહત્તામાં મચેલા

સદીઓના સુરક્ષિત ગર્વના ધણી રજપૂતો ન સમજી શકતા એની બુદ્ધિને ને ન શોધી શકતા એના પ્રાબલ્યને. તે હતા સરલ ને અડગ, ટેકી ને શૂર પણ અભિમાનમાં સામાનું બલ પારખવાને અશક્ત, જંગના રસિયા પણ ભેગા મળી લડવાના કાયર, એક દેશની દાઝ કે એક ધર્મની ભાવના કરતાં સંકુચિત સત્તાશોખ કેળવવા વધારે તત્પર.

• ૮ •

સાલાર મસુદ હમ્મીરના પગ આગળ બેસી તેને કંઈ કહેતો હતો. તે કહી રહ્યા પછી બધા વાત કરવા લાગ્યા, જેમાં હમ્મીરની ગર્જના અવારનવાર બધાથી સ્પષ્ટ સંભળાતી.

આખરે હમ્મીરને જમણે હાથે બેઠેલો કલમદાનવાળો સરદાર અને તેની પાસે બેઠેલો રજપૂત સરદાર તેની પાસે આવ્યો. તેની પાસે રજપૂતને આવતો જોઈ સજ્જનને રોમેરોમે ઝાળ ઊઠી. અને એના હાથ તેની ગળચી દબાવવા તલસી રહ્યા. જો દેવની આજ્ઞા પાળવાનો સરલ રસ્તો એને સ્પષ્ટ ન દેખાયો હોત તો જીવની પરવા કર્યા વગર તે આ દેશદ્રોહી રજપૂત નરપિશાચનો પણ પ્રાણ લેત. એ રજપૂત હતો એ નિઃસંશય હતું; હમ્મીરની ગર્જના ઉપરથી એનું નામ 'સેવંદરાય' જેવું કંઈ સંભળાયું.

સેવંદરાય હસતો હસતો આવ્યો ખરો, પણ તલવારની ધાર જેવી તીક્ષ્ણ આંખે તે સજ્જનનું માપ કાઢી રહ્યો. તેની પાછળ ધીમે ધીમે કલમદાનવાળો આવ્યો.

'કયા ગામનો છે?' સેવંદરાયે પૂછ્યું.

'હું?' સજ્જને જવાબ વાળ્યો. 'ભમ્મરીયાનો'

'ક્યાં આવ્યું?'

'સપાદલક્ષ ને ઘોઘાગઢની વચ્ચે.'

સેવંદરાય અને કલમદાનવાળો જેનું નામ અલઉત્બી લાગ્યું

તેણે ન સમજાય એવી ભાષામાં થોડી વાત કરી. સુરત્રાણે દૂર બેઠાં કંઈ સવાલ પૂછ્યો અને અલઉત્બીએ જવાબ આપ્યો.

'ક્યાંથી આવ્યો !' સેવંદરાયે પૂછ્યું.

'અણહીલવાડ પાટણથી.'

'કેટલા દહાડા પર નીકળ્યો હતો ?'

'પંદર દહાડા પર.'

'શું ?' સેવંદરાયે આશ્ચર્ય બતાવ્યું.

'હા.'

'કયે રસ્તેથી ?'

'રણના આ રસ્તા મને ખબર છે તે રસ્તેથી.'

'વચ્ચે કયા ગઢ આવે છે ?'

'ગઢો થઈ જઈએ તો બે મહિના લાગે. મારો રસ્તો તો આબુ પર્વત ને ત્યાંથી સીધા અણહીલવાડ.'

'રસ્તે વિસામો છે ?'

'નહીં તો હું એકલો કેમ આવ્યો ?'

'હમણાં અમે ક્યાં છીએ ?'

'તમે ધોરી રસ્તાથી બહુ દૂર છો. એ મૂકી શા સારૂ આવ્યા તે મને સમજાતું નથી.'

'ધોરી રસ્તો કેટલો દૂર છે ?'

'આ આખા લશ્કરને જતાં આઠદસ દહાડા તો સહેજે થશે. અને મેવાડ, ઝાલોર, ગુજરાત ને માળવાના રાજાઓ સામે મળશે તે જુદા.'

'કેમ જાણ્યું ?'

'હું રસ્થળું જાણું છું. સવાલક્ષ રજપૂતો તમારો માર્ગ રોકી ઊભા છે.'

'તું આવ્યો તે રસ્તો અમને બતાવશે?' સેવંદરાયે કહ્યું.

'હા. મને મારી સાંઢણી આપો તો.'

'ક્યાં છે?'

'પેલો લઈ ગયો,' કહી સજ્જને મસુદને બતાવ્યો.

પછી સેવંદરાય અને અલઉત્બી સુરત્રાણ પાસે ગયા અને બધાએ ધીમે ધીમે ક્યાંય સુધી વાતો કરી.

· ૯ ·

બીજે દહાડે સાલાર મસુદે સજ્જનને પોતાના તંબૂમાં નજરકેદ રાખ્યો. ત્રીજે દહાડે પહો ફાટતાં પહેલા ગઝનીના સુલતાન મહમૂદ, ધોરી રસ્તે ભેગી થયેલી રજપૂત સેનાઓ જોડે નિરર્થક આથડવાનું છોડી રણવાટે સીધો માર્ગ શોધવાની ઉત્સુકતાથી પૂર્વ તરફ જવાનું છોડી પશ્ચિમ દિશામાં પદમડીની પૂંઠે કૂચ કરવા લાગ્યા. અને ઘોઘા ચૌહાણનો પૌત્ર દેવની આજ્ઞા પાળવામાં પોતાને ભાગ્યશાળી માનતો, આવ્યો તેજ રસ્તે આંધીને ભેટવા તલસતો, પદમડીવહુને મીઠે ગીતે પ્રોત્સાહતો, આગળ ને આગળ રસ્તો બતાવવા લાગ્યો.



## પ્રકરણ છઠ્ઠું — સામંત મિત્રતા બાંધે છે

· ૧ ·

ચૌલાનાં સ્મરણોની પ્રેરણાથી પ્રફુલ્લ સામંતે બાપને હરાવવાનો નિશ્ચય ક્યારનો કરી દીધો હતો, અને તેને પરિપૂર્ણ કરવામાં જરા ય વાંધો નહીં આવે એમ એના બાલહૃદયને ખાતરી હતી. સાંઢણીઓને ઘૂઘરાઓને ધમકારે આબુ ને ચંદ્રાવતી એક પાસ છોડી શ્રીમાલમાં થોડીક જ વાર થોભી તે ઝપાટાબંધ પરમારના પાટનગર ઝાલોર જઈ પહોંચ્યો. ઝાલોરના વાક્પતિરાજ ઘોઘાબાપાના સગા થતા હતા.

સામંત ઝાલોરની તલેટી પાસે આવ્યો ત્યારે ત્યાં સાંઢણીઓનો કાફલો પડેલો જોયો; અને એ પોતાની સાંઢણી પરથી ઊતર્યો એટલે સામેથી એક શસ્ત્રસજ્જિત સ્વરૂપવાન યુવક આવતો જોયો. સામંતને તેની મુખમુદ્રા પરિચિત લાગી; ક્યાં ને કયે વખતે તેને જોયેલો તે એકદમ યાદ ન આવ્યું. 'ક્યાંથી આવ્યા ?' નવા આવનારે મીઠાશથી પૂછ્યું.

સામંતની સ્મરણશક્તિ સતેજ થઈ. સોમનાથના મંદિરમાં ચૌલા નૃત્ય કરતી હતી ત્યાં આ માણસ બેઠો હતો. તેણે ઉમળકાથી જવાબ આપ્યો, 'તમે આવ્યા ત્યાંથી.'

'પાટણથી ?' નવા આવનારે સાશ્ચર્ય પૂછ્યું.

'ના, પ્રભાસથી. તમે ગંગ સર્વજ્ઞ ને પાટણના ભીમદેવ પાસે બેઠા હતા.'

'તમે ત્યાં હતા ?'

'હા,' અને ચંચળ સામંતે આ આવનારનું કારણ પણ કલ્પી દીધું. 'અને તમે પણ મારી માફક સોમનાથની આજ્ઞા પ્રમાણે જ આવ્યા લાગો છો. તમારું નામ શું?'

'હું ભીમદેવનો મંત્રી વિમલ,' કહી સામંતને બધા સૈનિકોથી દૂર લઈ ગયો.

'ને તમે?'

'હું ઘોઘારાણાના પુત્રનો દીકરો, સામંત,' હસીને સામંતે કહ્યું. 'તમે પેલા મ્લેચ્છને લીધે જ આવ્યા છો.'

'ને તમે?' પાકા વિમળે પૂછયું.

'હું ઘોઘા બાપાને ખબર કરવા જાઉં છું. મને ગુરુદેવે મોકલ્યો. તમે?'

'સારું થયું તમે મળી ગયા,' વિમળે કહ્યું. 'રાવળ તો તમારા સગા થાય. તમે સાથે કહેવા લાગશો તો કંઈ માનશે.'

'શું કહેવાનું છે?'

'ઝાલોર મદદ કરે તો પાટણ અહીંયાં આવે. અને બધા મળી લશ્કર લઈ ગરજનના સુરત્રાણને રણ વચ્ચે જ પૂરો કરીએ.'

'અરે,' ખડખડ હસી સામંતે કહ્યું; 'પણ આ તરફ આવે તો ને. વચ્ચે બેઠા છે મારા ઘોઘા બાપા—રણના રાજવી; ને સપાદલક્ષના વીર બાલમ, હજાર ગઢના ધણી; નાંદોલ, કનોજ ને સુરસાગર તો જુદાં.'

'એ ખરું, પણ જેટલી વધુ તૈયારી કરીએ એટલી ઓછી. સોમનાથ મહાદેવનું કામ છે.'

'જરા ગભરાશો નહીં. પણ ઘોઘા બાપા એને હાથમાંથી ચસવા દે એમ નથી.'

'એ તો હું ક્યાં નથી જાણતો?' મુત્સદ્દી વિમળે બાલક સામંતના ઉત્સાહને પોષ્યો. એ બે વાત કરતા અને એમની થાકેલી સાંઢણીઓ શ્વાસ ખાતી હતી તે જ વખતે ગઢના દરવાજામાંથી થોડીએક સાંઢણીનો ત્રીજો કાફલો બહાર પડયો. જોતજોતામાં તે કાફલો ગઢ ઊતરી ઉત્તર તરફ ચાલી ગયો અને વિમલ એકાગ્ર નયને તેને જોઈ રહ્યો.

રાતના વાક્પતિરાજ ગાદી પર પડયા પડયા ચંપી કરાવતા હતા. વૃદ્ધ અને વિશાલબાહુ એ વીરની ઝનૂની આંખો સિત્તેર વર્ષે પણ તેજહીણી થઈ નહોતી. એમની પાસે સામંત બેઠો હતો. જેના વાંસા પર વાક્પતિરાજ અવારનવાર હેતથી હાથ મૂકતા. ગાદીની નીચે વણિક મંત્રીને શોભે એવી નમ્રતાથી વિમલમંત્રી બેઠા હતા. આસપાસ પાંચ સાત ભાયાતો બેઠા હતા.

'બાપુ,' વિમલ કહેતો હતો. 'ગુરૂદેવ ગંગસર્વજ્ઞ અને મારા ધણીનો મોકલ્યો હું આવ્યો છું. સામંતસિંહજી પણ એ જ કારણે આવ્યા છે. આપનું અગત્યનું કામ પડયું છે.'

ભાયાતો ને ચંપી કરનારા ઊઠીને ગયા.

'શું છે? કહો,' રાવળે કહ્યું.

'આપ જાણો છો કે ગરજનનો સુરત્રાણ સોમનાથનું મંદિર તોડવા આવે છે.'

'હા, હા, હા, હા,' વૃદ્ધ રાજવી ખડખડ હસી પડયાં. 'એ વાત તો મારો આખો રાજગઢ જાણે છે.'

'કેવી રીતે?' સામંતે પૂછ્યું, એની આંખો આ વૃદ્ધનું હાસ્ય જોઈ ચમકી ઊઠી.

'મુલતાનનો અજેપાલ મુખી આવ્યો હતો, — એ મ્લેચ્છનો સંદેશો લઈ હમણાં જ ગયો.'

'મ્લેચ્છનો સંદેશો ?' સામંત ને વિમળ એકે શ્વાસે બોલી ઊઠયા.

'ત્યારે એમ કહેને કે વાત તો મારે તમને કહેવાની છે. સુરત્રાણે મુલતાનથી મને ખંડણી મોકલી છે.'

'ખંડણી ?'

'હા. મારી મદદ માગી — ઝાલોરમાં થઈ માર્ગ માગ્યો. સોનગિરિ ચૌહાણથી તો એ થરથર કાંપે છે,' કહી રાવળે મૂછને આંકડા ચડાવ્યા.

'પછી ? તમે માંગ્યું આપ્યું ?' વિમળે શ્વાસ રોધી પૂછયું.

'મેં ખંડણી લઈ ભંડારમાં મૂકી' —

'ને આપે મદદ આપવાનું કહ્યું ?' ગુસ્સો રોકી સામંતે કહ્યું.

'મેં સાફ કહી દીધું : ગુજરાત જવું હોય તો જા, — તારી વાત તું જાણે — પણ પરમારના રાજ્યમાં પગ ન મૂકતો. નહીં તો ભાગતાં ભોંય ભારે પડશે.'

'પણ, મામા,' સામંત વચ્ચે બોલી ઊઠયો. 'વિમલ મંત્રી તો તમારી મદદ માંગવા આવ્યા છે. તમે ને ભીમદેવ મળો તો રણ વચ્ચે એ મ્લેચ્છને પૂરો કરો.'

'અંહ, ભીમને મારી ગરજ પડી ખરી,' રાવળે ખંધાઈથી કહ્યું. 'ને પહોર મારવાડ પર ચડાઈ કરવા મેં હજાર ઘોડા ને બસે સાંઢણી માગી ત્યારે તો પેલો એનો સગો થતો હતો. હા, હા, હા, હા, ભીમદેવને જઈને કહેજે કે તારું કરમ તું ભોગવ. મારે શું ?'

'પણ, મહારાજ,' વિમળે કહ્યું 'આ તો માત્ર ગુજરાત પર તવાઈ નથી. મ્લેચ્છ તો સોમનાથને તોડવા આવે છે. આ તો ધર્મનું કામ છે.'

'એ તો તારા ભીમદેવની વાતો. મથુરાં તોડયું ત્યારે ભીમદેવ કેમ ન ગયો તેની કુમકે ?'

'પણ મહારાજ, મ્લેચ્છ સપાદલક્ષ ને નાંદોદ, ઝાલોર, આબુ ને પાટણ વટાવી પ્રભાસ જાય એ તે કંઈ બને?'

'પરમાર જીવતાં કયા મ્લેચ્છની મગદૂર છે કે ઝાલોરમાં પગ મૂકે?'

'પણ અહીંયાંથી નહીં જશે તો બીજેથી જશે, વિજય તો એનો જ થશે ને?'

'જોયો, જોયો એ વિજયનો કરનારો!' વાક્પતિરાજે કહ્યું.

'દેવનું ધામ તૂટશે તે કલંક ક્ષત્રિય માત્રને લાગશે.'

'એ તો ભીમદેવનું ધામ છે. એનામાં એટલું બળ નથી કે પોતાના ઇષ્ટદેવને સંભાળે?'

'પણ, કાકા, એ પરદેશી મ્લેચ્છ આપણાં રાજ્યોમાંથી જાય, આપણાં દેવધામો તોડે તે આપણાથી જોયાં કેમ કરાય? એ તો ગૌબ્રાહ્મણનો દ્રષ્ટા; એ તો આપણા દેવોને તોડનારો. એને આપણી ભૂમિમાંથી માગ કેમ અપાય?'

'તેથી જ મેં કહ્યું કે ખબરદાર ઝાલોરમાં પગ મૂકયો છે તો.'

'બીજે પગ મૂકીને જાય, મહારાજ'... વિમળે ઉમેર્યું, પણ લોકો તો તમારા જ મારે ને મંદિરો તો તમારાં જ ભ્રષ્ટ કરે ને.'

તું પણ તારા દામોદર મહેતાની નિશાળે બેઠો છે. હું એમ મીઠી જીભે મરું એવો નથી.'

'અને તમે એ દેવદ્રોહી મ્લેચ્છને રોકવા મદદ નહીં કરો?' સામંતનો પીતો ઊછળ્યો. 'શું વાક્પતિરાજને આ શોભે?'

'છોકરા,' વાક્પતિરાજે જરા તિરસ્કારથી કહ્યું, 'તારા ઘોઘા બાપા જેવો હું પારકી લડાઈ વહોરું એવો નથી.'

'મામા,' અધીરો સામંત બોલી ઊઠયો, 'ઘોઘા બાપાએ એનો

આખો અવતાર બધાની વહારે ધાઈ પૂરો કર્યો છે. એને પારકું ને પોતાનું નથી.'

'મહારાજ,' વિમળે ઠંડું પાણી રેડ્યું. 'પણ મારા ધણી જે માગો તે આપવા તૈયાર છે.'

'હવે, હવે કેમ? એને તો માલવા ને આબુગઢ જીતવા છે.'

'મહારાજ, પણ અત્યારે એ તમારા હાથમાં છે. એને દેવ ધામનું સંરક્ષણ કરવું છે. તમે માગો તે આપ્યા વિના છૂટકો નથી.'

'વહેલો આવ્યો હોત તો જુદી વાત. પણ હવે તો વાક્‌પતિરાજનું વચન ન ફરે. મલેચ્છને માગ ન આપું, પણ તને મદદ ન કરું.'

'ને અમને મારી, મ્લેચ્છ તમને મારશે તો.'

'જોયાં જોયાં એનાં મોઢાં.'

'જે પ્રભાસ સુધી દાવાનળ પ્રસારશે તેને કોનો ભય લાગવાનો છે?' વિમળે પૂછ્યું.'

'છોકરા, બધા તારા ધણી જેવા નથી. સમજ્યો? પરમારનું શૂરાતન તેં જોયું નથી. એ પગ તો મૂકે?' ગુસ્સામાં કહ્યું.

'આપનું શૂરાતન તો મ્લેચ્છને મારી હાંકવામાં છે.'

'કેમ, અલ્યા, નાને મોઢે મોટા બોલ બોલતો થયો કે? જા જઈને પૂછ તારા ધોધાબાપાને કે વાક્‌પતિરાજનું શૂરાતન શામાં છે.

સામંત ઊભો થઈ ગયો. 'મારા બાપાને એમ ન કહેવું પડે. રણનો રાજવી બેઠાં કયા મ્લેચ્છની મગદૂર છે કે આગળ વધે? અને તમે મોજ કરો, તમારા અંધાપામાં. મ્લેચ્છ આવ્યો તો તમારા બધાનો જીવ લેશે.' સામંતે કહ્યું અને રાવળ ગુસ્સામાં તડાકો કરે તે પહેલાં ત્યાંથી ચાલી ગયો.

'ધોધાની આખી વેલ જ અવિચારી છે,' રાવળ બબડ્યા ને વિમળને કહ્યું, 'તું જા તારા ધણી પાસે પાછો. મારું વચન હું નહીં ઉથાપું.'

'કાલે સવારે હું આપને પાછો મળીશ.'

'હું એકનો બે નથી થવાનો.'

'આપ કર્તાહર્તા છો,' વિમળ નમ્રતાપૂર્વક નમસ્કાર કરી ઊઠ્યો અને વાક્પતિરાજે ચંપી કરનારાઓને પાછા બોલાવ્યા.

• ૨ •

રાવળની સ્વાર્થી આત્મશ્રદ્ધા જોઈ સામંતના ગુસ્સાનો પાર ન રહ્યો. એ અધીરે પગે પોતાને ઉતારે ગયો, અને માણસોને તૈયાર થવાની આજ્ઞા કરી. થોડીવારે ગંભીર મુદ્રાએ વિમળ આવ્યો ત્યારે તે નીચું જોઈ જમીન ઉપર ઉગ્ર દૃષ્ટિ ઠારીને બેઠો હતો.

'ચૌહાણ, અધીરા નહીં થાઓ,' વિમળે હેતથી આ બહાદુર યુવકને સમજાવવા પ્રયત્ન કર્યો.

વાક્પતિરાજ શું આ અધોગતીએ પહોંચ્યા છે? ગૌબ્રાહ્મણનો કાલ ઉઘાડે છોગે ચાલ્યો આવે ને ઝાલોરરાજ લાંચ લઈ તેને આવવા દે! સૂર્ય ને ચંદ્રની કીર્તિ પણ કલંકિત થવા બેઠી છે. ધોધાબાપા અત્યારે હોત તો આનું માથું વાઢી નાખત,' સામંતે કહ્યું.

'ભાઈ, ભાઈ, આપણે અત્યારે એમના પરોણા છીએ. એવું ન બોલીએ.'

'હું તો એને મોઢે કહેત. વાક્પતિરાજ આવાં વેણ ભાખે? આ તો પૃથ્વી રસાતાલ જવા બેઠી.'

'નિરાશ ન થાઓ. કાલે ફરી સમજાવીશું.'

'એ નહીં સમજે, કદી નહીં સમજે. એને તો ઝાલોરની પડી છે—ગૌબ્રાહ્મણનો નાશ થાય, સોમનાથની ધજા પડે તેની કંઈ

નથી પડી. એને પડી છે મ્લેચ્છનું ધન લઈ આપેલા વચનની; કુલ ને ધર્મની નથી પડી.'

'પણ, ચૌહાણ, અકળાયે શું વળે? ઝાલોર થઈને મ્લેચ્છ ન આવે તો ક્યાં થઈને આવે?'

'અરે ઘોઘાબાપા રણમાં પેસવા જ શાના દે?'

'પણ ધારો કે આવે; તો પછી મારવાડમાં થઈને આવે. બીજે ક્યાંથી?' વિચારશીલ મંત્રીએ કહ્યું.

'અરે, એ કદી માગ ન આપે,' સામંતે કહ્યું.

'મારે અહીંથી મારવાડ જવું જોઈએ. તમે આવશો?'

'ના,' સામંતે કહ્યું. 'સોમનાથની આજ્ઞા છે કે મારે ઘોઘાગઢ જવું ને ઘોઘા બાપાને ચેતવવા.'

'બાપુ, મ્લેચ્છ ઘોઘાગઢ જવાનો હશે તો ક્યારનો જઈ પહોંચ્યો હશે.'

'તો એનો ઘાણ પણ નીકળી ગયો હશે.'

'તો પીડા ઓછી,' વિમળે ઉમેર્યું. 'તમને ઘણી ઊંઘ આવતી હશે.'

'નારે, મને આજે ઊંઘ જ નથી આવવાની. પેલાના શબ્દો મારા કાનમાં સંભળાયા જ કરે છે.'

'તમે હજુ બાલક છો. આવા અનુભવ તો રોજ થાય, માટે કંઈ આપણે ગભરાઈ જઈએ? એનો રસ્તો કાઢીએ. રાતે આવશો?'

'ક્યાં?' સામંતે ચમકીને પૂછ્યું,

'પેલા મુલ્લતાનના મુખીને મારવાડ જતો અટકાવવો જોઈએ,' અર્થસૂચક દૃષ્ટિથી વિમળે કહ્યું.

'અત્યારે ? હમણાં ? બરાબર. હમણાં પકડી પાડીએ,' સામંત ઊભો થઈ ગયો.

'તો તમે તૈયાર થાઓ. હું મારા માણસને પણ તૈયાર થવાનું કહું. ને રાવળની રજા લઈ આવું,' અને મૂછમાં હસતો વિમળમંત્રી, મનમાં અણધાર્યો ઘાટ ઘડતો, રજા લેવા ગયો.

રાવળ પણ આવા અરુચિકર પરોણાઓને દૂર કરવા તૈયાર હતા, અને માત્ર થોડો શોભાનો આગ્રહ કરી ગઢના દરવાજા ખોલાવી આવ્યા. સામંત ને વિમળમંત્રી ઝપાટા બંધ મુલતાનના મુખીની પાછળ પડયા. રાત અંધારી હતી, પણ ધોરી માર્ગે જવું હતું એટલે ઝાઝી મુશ્કેલી નહીં પડી.

'ચૌહાણ, એને ઝાલોરથી દૂર જવા દઈએ તેમાં જ ઠીક પડશે,' વિમળે કહ્યું અને મીઠાશથી ઉમેર્યું, 'એક મારી વિનંતી છે, બાપુ,' અને વિમળના સ્વરૂપવાન મુખ પર દુર્જય હાસ્ય છવાઈ રહ્યું. સામંત તો કયારનો મંત્રીના વ્યક્તિત્વમાં અંજાઈ ગયો હતો, એટલે એને સાનકૂલ થતાં વાર જ ન લાગી.

'જુઓ,' વિમળે ઘણી જ સફાઈથી કહેવા માંડયું, 'મુખી ઘણો પાવરધો માણસ છે. એને પાછો વાળવો કે રોકવો ઘણું અઘરું કામ છે. તમે રહ્યા રાજવી—એની સાથે તમે કયાંયના કયાંય સપડાઈ જશો.'

'અરે હું એક અક્ષર ન બોલું ને,' સામંતે કહ્યું.

'જે સફાઈથી તમે રાવળ સાથે વાત કરતા હતા તે જોઈ હું તો સ્તબ્ધ જ થઈ ગયો. ધોધા બાપાને તમારા જેવા મંત્રી મળ્યા હોત તો કંઈ મજાહ આવત.'

'અરે, બાપુ, તમે મારા ગુરુ જોયા નથી.'

'તમારે ય ગુરુ છે કે ?'

'અમારા દામોદર મહેતા આગળ હું તો બાળક છું. એ મોં ઉઘાડે ને સામા માણસ પાસે ધાર્યું કરાવે. અને માનશો? મેં દસ વર્ષમાં કોઈ દહાડો એને મિજાજ ખોતાં નથી જોયા.'

'જાઓ, જાઓ. જેને મિજાજ ન હોય એ તે માણસ?'

'મહેતાજી અમારા રાયને હંમેશા કહે છેઃ જેને ક્રોધ હોય તે રાજવી શ્રેષ્ઠ, જેને ક્રોધ ન હોય તે મંત્રી શ્રેષ્ઠ.'

'ત્યારે તમને ક્રોધ નથી થતો?'

'ક્રોધ કોઈ વાર થાય છે તેથી જ હું મહેતાજીનો સમોવડિયો નથી. હોત તો રાવળ ના કહેત?' વિમળ હસ્યો, અને સામંત હેતથી આ નવા મિત્ર સામું જોઈ રહ્યો. પહેલો વિસામો આવ્યો ત્યાં તેઓ થોભ્યા. ત્યાં તપાસ કરતાં માલૂમ પડયું કે મુખીએ બીજે વિસામે થોભવાનો વિચાર રાખ્યો છે. વિમળને રુચ્યું—એટલો મુખી ઝાલોરથી દૂર ગયો.

થોડી ઘડીમાં તે બીજે વિસામે જઈ પહોંચ્યો. મોડો મોડો ચંદ્ર ઊગ્યો હતો, અને તેના ઝાખાં પ્રકાશમાં વિસામાના તાડ આગળ સાંઢણીઓ ઊભેલી જોઈ વિમલ હરખાયો. મુલતાનના મુખી સાથે અક્કલ લડાવવાનો તેને પ્રસંગ પ્રાપ્ત થયો હતો, અને તેની જીતમાં પાટણની અને સોમનાથ મહાદેવ બંનેની જીત રહી હતી. ઝપાટાબંધ તે વિસામે જઈ પહોંચ્યો અને મુખીનો કાફલો જવા તૈયાર થયો હતો તેને રોકયો.

'મુલતાનના મુખીને હું ઝાલોરના રાયનો સંદેશો લાવ્યો છું.'

એ વૃદ્ધ અને પ્રચંડ યોદ્ધો સાંઢણી પર ચડવાની તૈયારી કરતો હતો તે આગળ આવ્યો. તેની આંખોમાં શંકાએ વાસ કર્યો હતો.

'તું કોણ છે? કયાંથી આવ્યો છે?'

'હું ઝાલોરથી આવું છું, ને આ કુંવર સામંતસિંહ ચૌહાણ રાવલના ભાણેજ થાય છે. તમારી સાથે મારે ખાનગી વાત કરવી છે,' કહી વિમલ પોતાની સાંઢણી ઉપરથી ઊતરી સામે ગયો, અને છટાથી નમસ્કાર કર્યા. 'તમને મારો વિશ્વાસ નથી આવતો ?'

સખ્તાઈથી, શકમંદ આંખો વડે મુખી આ મીઠાબોલા મંત્રી તરફ જોઈ રહ્યો. વિમલ બીજા માણસોથી તેને જરા દૂર લઈ ગયો, અને ધીમે અવાજે તેને કહ્યું, 'હું રાવલની પાસેથી જ આવું છું. તમે એને મળ્યા, બક્ષીસો આપી, અને રાવલ માગ આપવા નાકબૂલ થયા, પણ જાતે નહીં લડવાનું વચન આપ્યું, ખરી વાત ? હવે ખાતરી થઈ ? હું ખોટું કહેતો હોઉં તો પૂછો આ ચૌહાણ કુંવરને.'

મુખીને કંઈ વિશ્વાસ પડયો. તેણે પૂછયું, 'શું કામ રાવલે તમને મોકલ્યા છે ?'

'રાવલને લાગ્યું કે વખત છે ને મારવાડના રણમલ્લ રાવલ તમારે કહ્યે ન પણ માને. એટલે અમને મોકલ્યા. રાવલના તરફથી અમે ખાતરી આપીશું કે એ લડવાના નથી.'

'ખાતરી આપવાની જરૂર ?' મુખીએ વહેમાઈને પૂછયું.

'એટલી જ કે અણહીલવાડ પાટણના રાજા ભીમે રાઠોડને યુદ્ધમાં સામેલ થવાનું કહેણ મોકલ્યું છે,' વિમલે હિંમતથી પાસો નાંખ્યો.

'એમ ?' મુખીએ પૂછ્યું.

'હા ચાલો,' કહી વિમલે સાથે આવવાની આતુરતા દેખાડી. 'અમે રાઠોડને કહેવા આવીએ છીએ કે ભીમદેવનું કહેણ પાછું કાઢે.'

'એમ ?' કહી થોડાબોલો મુખી સાંઢણી પર ચડયો, ને બંને કાફલાઓ સાથે ચાલવા લાગ્યા.

મુખીને જરા ય વિશ્વાસ પડયો હોય એમ નહોતું લાગતું. ઊંઘેટી દેખાતી આંખોમાંથી તે વિમલને જોયા કરતો. વાત તો એ કરતો નહોતો, અને વિમલના વાત કરવાના પ્રયત્નોને પણ તે ઉત્તેજન નહોતો આપતો.

કયાં સુધી સાંઢણીના ડાબલાઓ સિવાય કંઈ અવાજ ન સંભળાયો. સામંતે તો વચન આપ્યું હતું તે પ્રમાણે તે મૂંગો મૂંગો જ ચાલ્યા કરતો. વિમલ પણ મુખીની સાંઢણીની સાથે પોતાની સાંઢણી રાખી, તેને તીક્ષ્ણ દૃષ્ટિએ જોયા કરતો હતો. બંને એક-બીજાની ચોકી કરતા હતા. જેમ વખત જતો ગયો તેમ વિમલ અધીરો થતો ગયો.

મૂંગા મૂંગા તે આગળ ચાલ્યા. ઘડીઓ જવા માંડી, મોડી રાત પરોઢિયામાં ફેરવાવા લાગી, અને વિમલનું હૈયું અધીરાઈથી વધારે ધબકવા લાગ્યું.

પહો ફાટવા માંડયો ત્યારે વિમલની અકળામણનો પાર રહ્યો નહીં. છેલ્લી તક હાથમાંથી સરી જતી લાગી. એની સાંઢણી પર મુખી ઠંડા પવનમાં ઝોકાં ખાતો બેઠો હતો. તે હવે વધારે વાર ધીરજ ધરી શકયો નહીં. તેણે પોતાની સાંઢણી મુખીની સાંઢણી પાસે લીધી, પાછળ ફરી પોતાના માણસોને આંખ મારી, અને તરત તલવાર કાઢી મુખી પર ઘા કર્યો.

વિમલના અચંબાનો પાર ન રહ્યો. મુખી ઝોકાં ખાતો નહોતો પણ ઉઘાડી આંખે તેના તરફ જોઈ રહ્યો હતો, અને તેની તરવારની અણી વિમલની છાતીને અડકી હતી. એ વૃદ્ધ ઘુવડ તૈયાર જ બેઠો હતો, એમ વિમલને લાગ્યું, અને તરવારની અણી તેના શરીરમાં પેસે તે પહેલાં સમયસૂચકતાથી તે સાંઢણી પરથી સરી ગયો. તેની પાછળ તરત જ મુખીએ પોતાની સાંઢણી પરથી ભુસ્કો માર્યો.

બંને પક્ષો એકબીજાને જોયા જ કરતા હતા, ને વિમલની તરવાર ચમકી કે તરત સાંઢણી પર બેઠેલા સૈનિકો પાસે ચાલતા દુશ્મનો પર તૂટી પડયા. થોડીક સમશેરો ચમકી, થોડાંક બાણો છૂટયાં, થોડીક સાંઢણીઓ ભડકીને નાઠી, થોડી ચીસ પડી. ચારે તરફ મારાકાપી ચાલી રહી.

મુખી વિમલની પાછળ, નાગી તરવારે, કૂદ્યો; એની લાંબી ભયંકર સમશેર ઊઠવા જતા વિમલ પર ઝઝૂમી; અને સામંતનું ખંજર વીજળીની માફક ચમકયું, પડયું, અને મુખીની ગરદનમાં ભોંકાઈ ગયું. ઉગામેલો હાથ હેઠો પડયો, તેમાં ધરેલી તરવાર દૂર પડી, અને મુખી ધરણી ઢળ્યો.

વિમલ ઊભો થયો, મુખીના ત્રણ માણસો એને વીંટાઈ વળ્યા, અને ભયંકર ગર્જના કરી સામંત ખડગ ફેરવતો પોતાની સાંઢણી પરથી વચ્ચે પડયો. મુખીના પડેલા શરીરની આસપાસ તુમુલ યુદ્ધ થયું. બધા ત્યાં દોડી આવ્યા. મુખીના માણસો મુખીને બચાવવા, વિમલ ને સામંતનાં માણસો પોતાના માલિકની સહાયે. પલ, પાંચ પલ તણખા ઊડયા; ચાર પાંચ માણસો ઘવાયા ને પડયા. સુકુમાર દેખાતો વિમલ અદ્‌ભુત ચપળતાથી ઘા કરતો; અને ચૌહાણ વીર, સિંહ સમી ગર્જના કરતો, રુધિરનાં વહેણ વધારતો ચારે તરફ ઘૂમતો. મુખીએ આંખ ઉઘાડી, અને વિમલને પાસે જ ઊભા રહી લડતો જોયો. તેની આંખે અંધારાં આવ્યાં હતાં છતાં અદ્‌ભુત શક્તિ ભેગી કરી તેણે પાસે પડેલી તલવાર લીધી, અને ઓઠ બીડી એક હાથ ટેકવી બેઠા થઈ, તેને ફેંકવા હાથ ઉગામ્યો.

સામંતની નજર પડી. ભયંકર ગર્જના કરી તે મુખી પર કૂદ્યો અને જોરથી તેના શરીરને વીંધી નાખ્યું. મુખીના મુખમાંથી લોહી નીકળ્યું અને તેણે પ્રાણ છોડયા.

સામંતની ગર્જનાથી બધાનું ધ્યાન મુખી તરફ ખેંચાયું. બધાએ તેને મરતાં જોયો, અને તેના માણસો હતાશ થઈ મૂઠી વાળી નાઠા.

'શાબાશ, ચૌહાણ, શાબાશ...' વિમલે બે વખત જીવ બચાવનારને કહ્યું.

સામંત એકાગ્ર નયને મુખીને જોઈ રહ્યો હતો. 'સોમનાથના દ્વેષીઓ બધાં આ જ મોતે મરવાના' અને વિજેતાના અધિકારથી મુખીની કમરે ખોસેલું હીરાજડિત ખંજર તેણે લઈ પોતાની ભેટમાં રાખ્યું.

'અને ઝાલોરના રાવલનો સંદેશો હવે અહીં જ રહેવાનો,' હસીને વિમલે કહ્યું.

મુખીનાં નવ માણસ મૂઆં, અને ત્રણ પકડાઈ ગયાં. સામંત ને વિમલનાં સાત માણસ જીવથી ગયાં, ચાર ઘાયલ થયાં, અને ચાર–બંને સાથે–અણીશુદ્ધ રહ્યાં. સામંતે હવે પોતાને રસ્તે જવાની અધીરાઈ બતાવી.

'ચૌહાણ,' વિમલ મંત્રીએ કહ્યું, તમે બબ્બેવાર જીવતદાન દીધું, હું તમારો દાસ છું. મારી ખાલનાં ખાસડાં કરાવું તો પણ ઓછું છે.'

'મંત્રી,' હેતાળ સામંતે કહ્યું, 'તમે મારા દાસ નથી, પરમ મિત્ર છો. ઘોઘાગઢ ઘર જ સમજજો.'

'અને ગુજરાત આવો તો મને ભૂલશો નહીં.'

બંને ભેટ્યા, અને પોતપોતાને રસ્તે પડ્યા.

મુખીના પકડાએલા માણસોને સાંઢણી પર બાંધી વિમલે મારવાડનો રસ્તો લીધો; અને જેમ જેમ તેમની પાસેથી એણે ગરજનની સેનાની બાતમી મેળવી તેમ તેમ એની ચિંતા વધતી ગઈ.

ગરજનની સેનામાં ત્રીસ હજાર ઘોડેસ્વારો, પચાસ હજાર તીરંદાજ પાળા અને ત્રણ ત્રણ હજાર હાથી હતા, ત્રીસ હજાર સાંઢણીઓ પર પાણી લીધું હતું, આ ઉપરાંત હજારો માણસો સેવામાં સાથે હતા. પ્રયાણે નીકળેલા કોઈ દેશ જેવી આ સેના હતી. તેના ડગથી ધરા ધ્રૂજતી; તેના દુંદુભિનાદે વ્યોમ ફાટતું. વિમલ આ વર્ણન સાંભળી દિંગ થઈ ગયો; થોડીવારે એને કલ્પનાનો તુક્કો ગણી તે હસી પડયો પણ તેના હૃદયમાં પેઠેલો ડર ઊંડો ઊંડો જતો ગયો.

## પ્રકરણ સાતમું ઘોઘારાણાની જશગાથા

· ૧ ·

સામંત છૂટો પડયો ત્યારે તેનું હૈયું હરખાતું હતું. ગરજનના હમ્મીર જોડેના પહેલાં દાવમાં તો તેણે જીત મેળવી હતી. 'પહેલો ઘા તે રાણાનો,' તે બબડયો.

તેની સાથે બે માણસો હતાં તેમાંથી એક જ થોડો ઘાયલ થએલો હતો. બીજા બધા ઘાયલ થએલા અને કેદ પકડાએલા તો તેણે વિમલ જોડે વદાય કર્યા હતા, કારણ કે એને તો બનતી ત્વરાએ ઘોઘાગઢ પહોંચવું હતું.

ધોરી રસ્તે વિસામા તો પુષ્કળ આવતા હતા, એટલે આસાનીથી તેણે આગળ વધવા માંડયું.

ચોથે દિવસે એને થોડાં માણસો સામે મળવા માંડયાં: કોઈક સાંઢણી પર, કેટલાક ઘોડા પર, કેટલાક પગે. તપાસ કરતાં માલૂમ પડયું કે આવતા મ્લેચ્છના વિજયની વાતોથી નાસીને તે મારવાડ તરફ ચાલ્યાં આવતાં હતાં. સામંતે તપાસ કરી. કોઈ કહે કે એ સપાદલક્ષ સુધી આવી પહોંચ્યો; કોઈ કહે બે દહાડાની મજલ પર પડયો છે; કોઈ કહે કે એની પાસે ઊડતી સાંઢણીઓ છે; કોઈ કહે કે એને પ્રતાપે રણમાં નવી નદીઓ ફૂટી નીકળી છે.

આવે છે–આવે છે–આવે છે એટલું જ તે જાણતાં અને એટલું જ તેમને નસાડી મૂકવા પૂરતું હતું.

બે દહાડા તે આગળ ચાલ્યો અને સામે આવતો સમૂહ વધવા લાગ્યો. ગામોનાં ગામો નાસી આવતાં લાગતાં હતાં—પુરુષો, સ્ત્રીઓ,

છોકરાંઓ, ઘોડાઓ, ઢોરો ને બકરાંઓ સહિત, બન્યો એટલો સરસામાન લઇને. નાસી આવતા સમૂહના મગજમાં દિશાનાં ઠેકાણાં નહોતાં. વાત ધીમે ધીમે વધવા માંડી. કોઈએ વિકરાલ એવા ગરજનના હમ્મીરની ત્રણ આંખો, આઠ હાથ, અને ૭ હાથ લાંબી તરવારની વાત કરી. કોઈએ તેની અગણિત સેનાનાં સર્વાંગસંપૂર્ણ વર્ણનો આપ્યાં; કોઈ એ ઊડતા હાથીઓ જોયાં હતાં, કોઈએ પંખાળા ઘોડાઓ ભાળ્યા હતા, કોઇએ કાળા, કાચા માણસ ખાતા, બબ્બે મોઢાંના રાક્ષસો જોયાં હતાં. હમ્મીર આવતો ત્યાં વાદળ ઘેરાતું કોઈએ જોયું હતું. તે ખડગ કાઢતો ત્યારે આકાશમાંથી વીજળી ખરતી કોઈએ જોઈ હતી.

સામંતે ચોક્કસ બાતમી કાઢવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ બરોબર હકીકત કોઈ જાણતું હોય એમ લાગ્યું નહીં. પણ સુરત્રાણ સપાદલક્ષ સુધી આવ્યો હતો એમ લાગ્યું. એનો અર્થ એ કે એણે ઘોઘાગઢ વટાવ્યું કે પછી બાજુ પર રહેલા દીધું. એના હૃદયમાં ભયનો સંચાર થવા લાગ્યો. ચારે તરફથી આવતા સમૂહના હૈયામાં રહેલો ડર એનામાં પણ પેસવા માંડ્યો હતો.

જેમ આ ભય હૃદયમાં પેઠો તેમ તે જોશભેર આગળ વધવા લાગ્યો. ભમ્મરિયા આગળ એના પિતા એની વાટ જોતાં હશે; ગંગ સર્વજ્ઞની આજ્ઞા પ્રમાણે એને સોમનાથ ભગવાનનો આદેશ ઘોઘાબાપાને કહેવાનો હતો. પણ શું થશે, શું થઈ રહ્યું હશે, તે તેને કંઈ સમજાયું નહીં.

આઠ દહાડા સુધી એને નાસતા લોકો મળ્યા કર્યા. નવમે દહાડે લોકો ઓછા થઈ ગયા.

અગિયારમે દહાડે ચારે તરફ નિર્જનતા પ્રસરી રહી. ગામો ઉજ્જડ પડયાં દેખાયાં; વિસામાઓ પર વટેમાર્ગુ દેખાતા પણ ઓછા થયા. આ પ્રદેશમાં ભય મૂર્તિમાન વિહરતો લાગ્યો. સામંતનું હૈયું

કાંપવા લાગ્યું. પણ તેણે હોઠ પીસીને આગળ વધવા માંડ્યું. સામે યમ આવતો હતો તો હરકત નહીં–એ પોતે ચૌહાણ હતો !

બે દહાડા તે આગળ વધ્યો. ચારે તરફ શમશમાકાર હતું; સ્મશાન ઓછું નિર્જન લાગે એવું એકાંત હતું,

પંદરમે દહાડે તેનો ઘાયલ થએલો સૈનિક એકાએક સખત માંદો થઈ ગયો. અને એને આગળ લઈ જવો અશક્ય હોવાથી પોતાનો બીજો સૈનિક તેની સારવારમાં મૂકી સામંત એકલો આગળ વધ્યો. તેના માણસોએ તેને રોકવા બહુ સમજાવ્યો, પણ તે એકનો બે ન થયો. જેમજેમ ન સમજાય એવો મહાભય તેને ગૂંગળાવી રહ્યો તેમતેમ ઝડપથી જવાને તેનો તલસાટ વધ્યો.

આ અનિશ્ચિતતાની ભયંકર મનોદશા કરતાં તો ભયના મોંમાં ઝંપલાવવું તેને ઠીક લાગ્યું.

અને હવે ભમ્મરિયા દૂર નહોતું–બે દહાડામાં આવશે. તેના પિતા તો ત્યાં વાટ જોતાં જ હશે. ત્યાંથી ઘોઘાગઢનો પલ્લો વટાવતાં વાર કેટલી ?

· ૨ ·

એનો માણસ એને પકડી પાડશે એવી કંઈ આશાએ એક દહાડો તે ધીમે ધીમે આગળ વધ્યો. કેટલી વાર તેને સાંઢણીના ડાબલાનાં પડઘા સંભળાયા, કેટલી ય વાર તેણે પાછા ફરી ક્ષિતિજ તપાસી, પણ એના માણસનું નામ કે નિશાન એને ન દેખાયું.

ભયંકર સ્થિતિ હતી. જ્યાં સુધી નજર જાય ત્યાં સુધી નિર્જનતા પ્રસરતી. ઊડતી રેતી, કોઈક ડોલતો તાડ, કોઈ વિસામાની નિર્જન ઝૂંપડી, કોઈ વીરશય્યા દર્શાવતી એકલી દહેરી સિવાય બીજી વસ્તુ ધ્યાન ખેંચતી નહીં. આ ધોરી રસ્તો હતો. એ આવ્યો ત્યારે કેટલાક કાફલા ત્યાંથી જતા; બંને તરફ ગામડાંના કૂતરાઓના ભસવાનો અવાજ સંભળાતો; વિસામા પર રબારીઓનાં

ટોળાં ગપ્પાં મારતાં બેઠાં રહેતાં. અત્યારે જન કે જાનવરનું ત્યાં નામ કે નિશાન નહોતું. આ એકાંત એને ગૂંગળાવી રહ્યું. એનું હૈયું જોરથી ધબકયા કરતું. કોઈ ન મળે તો એનું મગજ કહ્યું કરશે કે કેમ તેનો પણ ડર લાગ્યો.

ભયંકર શમશમાકાર ચારે તરફ વીંટાઈ વળ્યો. જાણે દિશાઓ, પાસે ને પાસે આવતી, તેને ગળે ટૂંપો દેતી હોય એવો પલવાર ભાસ થયો.

એ બાળક હતો. આવી એકલતા એણે કદી અનુભવી નહોતી. એને જોરથી ધાંટો પાડવાનું મન થયું. એક વખત તેણે હોકારો કર્યો–જેમ તેમ ડરતાં. અને તેનો પ્રતિશબ્દ તેને કાને પાછો અથડયો, તેણે કાંપતે હૈયે ચારે તરફ જોયું, અને સોમનાથ ભગવાનને સ્મરી તેણે સાંઢણી આગળ ચલાવી. એ આગળ દોડતો નહોતો, હૃદયમાં વસેલી બીતિથી દૂર ભાગતો હતો.

એક મોટો વિસામો આવ્યો, ત્યાં એણે કોઈને મળવાની આશા રાખી. ભમ્મરિયા હવે દૂર નહોતું એટલે વખત છે ને એના પિતા પણ ત્યાં આવી લાગ્યા હોય. પણ તે આવ્યા હશે? આવ્યા હોય ને જલદીથી ઘોઘાબાપા પાસે ચાલી ગયા હોય તો? તો એ જરૂર હારે, ને એના બાપા જીતે. ત્યાં એનાં સગાસંબંધી બધાં એની વાટ જોતાં બેઠાં હશે, અને એ બધાં એની આ ભયંકર મુસાફરીની કથા સાંભળી ગર્વ ધરશે.

લોકો બધા ગરજનના મ્લેચ્છથી ડરીને નાસતા હતા, પણ એ હતો કયાં? લોકો તો મૂર્ખ હતા. ઘોઘાબાપાને વટાવી એ આવે જ કયાંથી? ભલે એ રાવણ પોતે હોય. અને ઘોઘાગઢ વટાવ્યું હોય તો તેનું કંઈ નામનિશાન તો હોય.

આવા સંકલ્પવિકલ્પ કરતાં તેણે વિસામાના એક ઝૂંપડાને ઓથે બપોર ગાળી. તેણે નાનપણમાં વાતો સાંભળી હતી જેમાં કોઈ રાક્ષ-

સના કોપથી નિર્જન બનેલાં નગરો આવતાં. આ વિસામો પણ તેવો જ હતો. કૂવામાં પાણી હતું સ્થિર; કોસ હતો પણ સૂકો અણવાપરેલો; મંદિરમાં માતા હતા, પણ થોડા દહાડાનાં અપૂજ. ત્રણ ઝૂંપડાં હતાં, અનામત, અણીશુદ્ધ, પણ નિર્જન.

એકમાં ચૂલા પર રાંધેલું પડ્યું હતું; પણ ચૂલામાં કંઈ દિવસનાં હોલવાએલાં લાકડાં હતાં, દેગમાં સુકાઇ ગએલી ખીચડી કીડીઓની હાર લઈ જતી. કોઈ દૈવકોપથી માણસનો સંચાર એકદમ અદૃષ્ટ થઇ ગયો હતો.

થોડીવારે તેની બીક જવા લાગી અને તે પોતાની કાયરતા પર ક્રોધે ભરાયો. એ પોતે ચૌહાણ–ઘોઘાબાપાનો પ્રપૌત્ર–સોમનાથનો આજ્ઞાવાહક–આમ પોચકાં મૂકે, હિંમત હારે! એણે એક કરડી ક્ષોભ શમાવ્યો ને ઊભા થઈ નીકળવાની તૈયારી કરી.

એને તો ઘોઘાગઢ જ પહોંચવાનું–ભલે વચ્ચે હજાર ગરજનના મ્લેચ્છ ઊભા હોય તોય. એ સાંઢથી પલાણી ત્યાંથી થોડેક આગળ ચાલ્યો ત્યારે તેને દૂરથી રેત ઊડતી આવતી જોઈ. જરૂર કોઈ માણસો આવતા હતા. કેટલે દહાડે એને મનુષ્ય જોવા મળશે. ભલે વેરી પણ માણસ તો ખરો. મારશે તો કંઈ નહીં, સારું હોકારો તો કરશે. એનું લોહી વહેશે તો કોઈનું એ વહેવડાવશે તો ખરો. નિર્જનતા અમાનુષી હતી; યુદ્ધ ગમે તેવું પણ તેમાં મનુષ્યનો સંસર્ગ તો ખરો.

એણે ધનુષ્યબાણ તપાસ્યાં, કેડે તરવાર ઢીલી કરી, કમરે ખંજર કાઢી જોયું, ને પાછું મૂક્યુ.

આકાશપટમાં બે સાંઢણી ચિત્રિત થઈ, અને સામંતનો હર્ષ ન માયો. બે માણસો ઝપાટાબંધ એના તરફ આવતા હતા. તરશે તરફડતો પાણી તરફ દોડે તેમ તે પણ આ માનવીઓ તરફ ઝડપથી

દોડયો. એનો ભય જતો રહ્યો. તેણે હોકારો કર્યો; પેલા માણસોએ પ્રતિશબ્દ કર્યો. મનુષ્યનો અવાજ સાંભળી સામંતનો હર્ષ ન માયો અને હૈયામાં પાછી હામ આવી. પોતાની ક્ષણિક દુર્બલતા પર હસતો તે આગળ વધ્યો.

• ૩ •

આ બે આવનાર શસ્ત્રસજ્જિત રજપૂત યોદ્ધાઓ હતા. એક આધેડ વયનો હતો, બીજો જુવાન હતો. મોટાએ બુલંદ અવાજે પોકાર કર્યો, 'કોણ છો ?' સામંતે જોયું કે નાનાએ પોતાનું તીર પણ ચડાવી તૈયાર રાખ્યું હતું.

સામંતે સામી ગર્જના કરી ' જય સોમનાથ ' અને પોતાની તલવાર કાઢી એક હાથમાં રાખી.

' કયાં જાય છે ?' મોટાએ ફરીથી પૂછ્યું.

' ઘોઘાગઢ, ' સામંતે જવાબ દીધો.

એટલામાં એમની સાંઢણીઓ પાસે પાસે આવી લાગી.

' કયાંથી આવ્યો ? '

' ઝાલોરથી, કેમ છે શું ? ' આ પ્રશ્નપરંપરાથી કંટાળી સામંતે કહ્યું.

પેલા આવનારાઓએ સામંતની પાઘડીનો પેચ ઓળખ્યો.

'ચૌહાણ, રસ્તે મ્લેચ્છની સેના કયાંય ભાળી ?'

સામંત ચમકયો. 'ના, ભાઈ, પણ તમે છો કોણ ?'

'અમે ઘોરબીટલીથી આવીએ છીએ,' મોટા યોદ્ધાએ કહ્યું,

'તમને એની સેના મળી જ નહીં ? અજબ જેવું છે. કયાં ગઈ?'

'હું શું જાણું ? રસ્તે ઉજ્જડ ગામ ને નિર્જન વિસામાઓ મળ્યા છે.'

'પણ મ્લેચ્છ ગયો ક્યાં ?' મોટા યોદ્ધાએ નાનાને પૂછ્યું,

'તમને મ્લેચ્છ ક્યાં મળ્યો ?' સામંતે પૂછ્યું.

'અમને !' મોટા યોદ્ધાએ ક્રૂરતાથી હાસ્ય કર્યું. 'ક્યાં ય નથી મળ્યો ?'

'મુલતાનથી નીકળી ચૂક્યો.'

પેલા બે રસવિહોણું, કર્કશ હાસ્ય હસી રહ્યા. સામંતને તે ન સમજાયું મોટો યોદ્ધો પાસે આવો સામંતની સામું મમતાથી જોઈ રહ્યો.

'ભાઈ,' તેણે ભાવથી, દયાભીને અવાજે કહ્યું, 'શું કામ ઘોઘાગઢ જાય છે ?'

'શું કામ ?' ગર્વથી સામંત હસ્યો; 'એ તો મારું ઘર છે. હું તો ઘોઘાબાપાનો પ્રપૌત્ર છું. ત્યાં ન જાઉં તો ક્યાં જાઉં ?'

પેલા બે યોદ્ધાઓએ ન સમજાય એવી નજર એક બીજા પર નાંખી, અને મોટો યોદ્ધો પોતાની સાંઢણી સામંતની સાંઢણી પાસે લઈ આવ્યો ને તેના પર હેતથી હાથ મૂક્યો.

'ચૌહાણ, ક્યારના ઘોઘાગઢથી નીકળ્યા છો ?'

'હું ? અરે, મને તો ત્રણ મહિના થવા આવશે.'

'બાપુ,' મોટા યોદ્ધાએ ભીની આંખે સામંત સામું જોઈ કહ્યું, 'ત્રણ મહિનામાં તો ત્રણ જુગ વહી ગયા. બાપુ, તમે અમારી જોડે ચાલો.'

'કેમ ? શું થયું ?' યોદ્ધાના અવાજમાં સામંતને અણકથ્યો ડર લાગ્યો 'તમે કોણ છો ?'

'બાપુ, ન જાણ્યામાં નવ ગુણ. તારો રસ્તો છોડ ને પાછો જા. અને નહીં તો ચાલ અમારી જોડે, ચૌહાણ, ત્રણ મહિનામાં તો ધરતી રસાતાલ ગઈ છે.'

'પણ થયું શું ?'

'શું થાય ? અમારું તેજ હણાયું,' મોટા યોદ્ધાની આંખમાં આંસુ આવ્યાં. 'ચૌહાણ વીર બાલદેવ મરાયા. સાથે પચાસ હજાર બત્રીસલક્ષણાઓએ પ્રાણ આપ્યા. સપાદલક્ષ પડીને પાધર થયું.'

'ને મ્લેચ્છ ?'

'મ્લેચ્છનો વિજય થયો, રજપૂતોમાં ભંગાણ પડ્યું. ને કુંવર સારંગદે ને રાવ લખ્ખણ ધોરબીટલીમાં બેઠા છે.'

'પછી મ્લેચ્છ ક્યાં ગયો ?'

'ધોરબીટલી ભાંગવાની છાતી ન ચાલી; તે રણમાં ભાગ્યો છે. ક્યાં ગયો તે જડતો નથી.'

'અને તમે એને શોધવા નીકળ્યા ?' સામંતે કહ્યું.

'હા. એની સેના ગભરાઈ છે. એનો પત્તો લાગે તો રજપૂતોનો હાથ બતાવીએ.'

'તો રાજ, આ રસ્તે મ્લેચ્છ નથી. હું ઝાલોરથી સીધો ચાલ્યો આવું છું.'

'હાથમાંથી છટકી ગયો લાગે છે,' મોટા યોદ્ધાએ નાનાને કહ્યું ને તેણે સામંતને કહ્યું, 'બાપુ, તમે ચાલો અમારી સાથે. સારંગદે બાપા તમને હેતથી વધાવશે.'

'ના, મારે તો ઘોઘાબાપા પાસે જલદી જવું છે.'

'ભાઈ, રહેવા દો. હમણાં અમારી સાથે ચાલો,' નાના યોદ્ધાએ ફરી વાર સામંતને વીનવ્યો.

'તે કેમ બને ? મને તો સીધા ઘોઘાગઢ જવાની આજ્ઞા છે. હું આ ચાલ્યો, રાત પહેલાં તો હું ભમ્મરિયા પહોંચી જઈશ.'

'અરે ન બને, ભાઈ, ન બને!'

'મારે જવું જ જોઈએ.'

'કોની આજ્ઞા છે?' નાના યોદ્ધાએ પૂછ્યું.

'કોની? રાજ, ભગવાન સોમનાથની.'

'શી? શી?' મોટા યોદ્ધાએ સામંતની સાંઢણી રોકવાનો પ્રયત્ન કર્યો.

સામંતને શંકા ગઈ. આ રજપૂતો એને રોકવા શા સારુ મથતા હતા? કંઈ દગલબાજી તો નહોતી? આ મ્લેચ્છના દાસો તો નહોતા?

'એ આજ્ઞા તો ઘોઘાબાપા માટે છે–બીજાને માટે નથી,' કહી સામંતે હોકારો કરી સાંઢણી હાંકી મૂકી. એના હૈયામાં એકદમ ઉત્સાહ આવ્યો હતો. હવે ઘોઘાગઢ હાથવહેંતમાં હતું ને તે પાછીપાની કરે!

મોટા યોદ્ધાની આંખોમાં આંસુ ઊભરાયાં. તેણે નિસાસો નાખી નાના યોદ્ધા સામે જોયું. તેની આંખમાં પણ આંસુ હતાં. ક્યાં સુધી મૂંગે મોઢે બંને જણે ઉત્સાહભર જતા સામંત તરફ જોયા કર્યું.

ભમ્મરિયા દેખાયું ત્યાં સુધી સામંતને રસ્તે કોઈ મળ્યું નહીં, એટલે બધી હકીકત ભેગી કરી વિચાર કરવાનો તેને પુષ્કળ વખત મળ્યો. મુલતાન તો મ્લેચ્છના હાથમાં હતું; સપાદલક્ષ પડીને પાધર થયું; ચૌહાણનો શિરતાજ વીર બાલમદેવ મરાયો; મ્લેચ્છ ઘોરબીટલી છોડી રણને કોઈ માર્ગે આગળ ચાલ્યો; ને રસ્તે ગામોમાં નાસરકું પડયું. તો ઘોઘાગઢનું શું થયું? એ તો મુલતાનથી સપાદલક્ષ આવતાં આડે રસ્તે આવે. મ્લેચ્છે તેને પણ ભોં ભેગું કર્યું? કે તેને મૂકી તે સીધો જ સપાદલક્ષ આવ્યો? ઘોઘાબાપાનું શું થયું? ને એના પિતાનું શું થયું? સામંતની છાતીમાં જાણે ઘા થતા હોય

એવું દુઃખ થવા લાગ્યું. પણ તેણે દૃષ્ટિ ક્ષિતિજ પર ઠેરવી હતી, અને તેની જીભે સોમનાથનું રટણ ચાલુ રાખ્યું હતું. જીવતાજાગત મહાદેવજીની આજ્ઞા ઉઠાવતાં એને ને એના કુલને શું થવાનું હતું?

એનો ઉત્સાહ મંદ થયો, નિરાશા વધવા લાગી. દૂરમાં ભમ્મરિયાનો ગઢ દેખાયો ત્યારે તેને ફરીથી કંઈ ઉત્સાહ આવ્યો; આવ્યો પણ પલવાર જ; ભમ્મરિયાના ગઢ પરથી ઊડતાં ગીધોનો સમૂહ જતો જોયો; અને મંદોત્સાહ તે ઊંડી હાય પોકારી રહ્યો.

રેતીના રણમાં—વિશાળ એકાંતમાં–છસો હાથ ઊંચા ટેકરા પર ભમ્મરિયો ગઢ ભયંકર શાંતિમાં ઊભો હતો. ગીધોનો સમૂહ જે પલવાર પર એને સચેતન બનાવી રહ્યો હતો તે ચાલી ગયો હતો. અને જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી નિશ્ચેતનતા પ્રસરી રહી હતી.

ભમ્મરિયા ઘોઘાગઢનું થાણું હતું .ત્યાં ગઢવી રહેતો, થોડાક પાળા રહેતા, થોડાક રબારીઓ રહેતા. ત્યાં ઘોઘાબાપાનો એક નાનો મહેલ હતો, અને મહાદેવજીનું એક મંદિર હતું. જતા આવતા કાફલા ત્યાં થાક ખાવા ઊભા રહેતા અને ઘોઘાબાપાના આતિથ્યનો સત્કાર પામતા. જતા આવતા વટેમાર્ગુઓ, સંઘો, અને સાંઢણીઓને પ્રિય એવું એ વિશ્રામસ્થાન હમેશાં લોકોની અવરજવરથી ભર્યું રહેતું. અત્યારે એ ખુલ્લે દરવાજે બોખા મુખ જેવો ભયંકર લાગતો હતો. દરવાજા આગળ નહોતો કોઈ વટેમાર્ગુ ને નહોતી એક સાંઢણી. સામંતની છાતી અટકી પડી. તેણે અશ્રુભરી આંખે ઊંચું જોયું. ભમ્મરિયા મહાદેવની ધજા જ્યાં સદા ય ઊડતી ત્યાં અત્યારે કાંઈ નહોતું. ઘોઘાબાપાના ગર્વનું એ ચિહ્ન અદૃષ્ટ થયું હતું. સામંતની આંખે અંધારા આવ્યાં; તેણે આંખો લૂછી ફરી જોયું : સૌભાગ્યચિહ્ન વિનાની સ્ત્રી સમાન ભમ્મરિયો ધ્વજા વિના રંડાએલો ઊભો હતો. તેને ધ્રુસકું આવ્યું ને તેણે સાંઢણી દોડાવી.

ખરી વાત હતી. આખા નિશ્ચેષ્ટ ચિત્રપટ પર એની સાંઢણી જ માત્ર જીવનનું ચિહ્ન હતું. દરવાજો હતો તેવો જ રહ્યો—કાલની ગુફા સરખો બિહામણો. ગઢના કાંગરા હતા તેવા જ રહ્યા—કોઈના પગરવ વિનાના. સાંઢણી ઝપાટાબંધ ગઢ ચડી, પણ તેના શ્વાસોચ્છ્વાસ સિવાય બીજો અવાજ નહોતો.

તે દરવાજા પાસે આવ્યો. એક દરવાજો કોઈએ તોડી નાંખ્યો હતો તે દરવાજામાંથી અંદર ગયો તો તેની કોટડીઓ સૂની પડી હતી. એક ચામાચીડિયું ફડફડ કરતું આવ્યું, તેની આસપાસ ફર્યું, ને ઊડી ગયું. ભયંકર !

અને ગયો વિસામો જેવો હતો તેવો જ આ ગઢ હતો; કોઈ ભયંકર રાક્ષસને કોપે ચેતનહીણો. બધું હતું તેમનું તેમ હતું, પ્રાણીના સ્પર્શની સંજીવિની વિનાનું; સૂનું પડયું સાજ હોય તેમ, સંગીત કાઢનારીની આંગળી વિનાનું. સામંતને આ નિર્જનતા ભયંકર લાગી. તે સાંઢણી પરથી ઊતરી તેને દોરવા લાગ્યો.

ગઢવીનું ઘર ખુલ્લું પડયું હતું. એ બારણામાં જઈ ઊભો, ને ચમકયો. સૂનકારમાં સામે એક ભયંકર અવાજ થતો હતો; એક મોટો ઉંદર ધોળે દહાડે, નિરાંતે કૈં કરડતો હતો, નીડર ઉંદર થોડીવાર તેની સામે જોઈ રહ્યો, ને પછી પાસેના દરમાં ભરાઈ ગયો. ગૂંગળાતો તે ત્યાંથી આગળ ચાલ્યો; ગઢવીને બૂમ પાડવાના પણ તેને હોશકોશ ન રહ્યા.

ગભરાટમાં તે અવારનવાર પાછળ જોતો. જાણે વિનાશક તેની પાછળ આવતો હોય તેમ. થોડી થોડીવારે તેના કે તેની સાંઢણીના પગરવથી તે થરથર ધ્રૂજતો, અને આગળ ચાલવાને અશક્ત, ઊભો રહી જતો. તેના હૃદયના ધબકારા, હથોડાના ઘા સમા, તેના મગજમાં ભયંકર પડઘા પાડતા.

એક વખત ઝાડનાં પાંદડાં હાલ્યાં ને તે ચમકયો. બીકમાં

તેનાથી ધાંટો પડાઈ ગયો, 'કોણ છે?' જાણે તે જીવતો ઘોરમાં દટાઈ ગયો હોય તેમ આસપાસનાં શૂન્ય મકાનોમાંથી પ્રતિશબ્દ આવ્યો, 'કોણ છે?'

એને હૈયે હિમ ઠરી ગયું. 'ગઢવી–ગઢવી–ગઢવી!' પ્રતિશબ્દે 'ગઢવી' શબ્દના આંદોલનને જાણે ગઢ ભરી દીધો. તેને બાપ સાંભર્યા;–અહીં તે વાટ જોવાના હતા. અહીં તેની ગોદમાં લપાવાની તેણે આશા રાખી હતી. 'બાપા! બાપા! બાપા!?' તેણે રડતે રાગે બૂમ મારી. ફરીથી પ્રતિશબ્દે ક્રૂર વિડંબના કરી, 'બાપા,! બાપા! બાપા!' અવાજ શૂન્યકારમાં લય પામ્યો, ને તે સાંઢણીની નાથ છોડી નાઠો—મંદિર તરફ. એના દાંત કડકડતા હતા ને રગેરગ કાંપતી હતી. એકલો, એકલો–આ શમશમતા એકાન્તમાં–તે દોડયો, પૂંઠે પ્રેતસેના પડી હોય તેમ, શ્વાસ લેવાને પણ અશકત. ભમ્મરિયા મહાદેવનું મંદિર સામે ઊભું હતું તે તેણે જોયું–ન જોયું: ધ્વજદંડ ભાંગેલો ઊભો હતો–કલશ કોઈએ તોડયો હતો–કાળા આરસના સુંદર નંદીના બે કકડા પડયા હતા. આખી સૃષ્ટિ વિપ્લવકારી તાંડવ કરતી તેને દેખાઈ. એની આંખો રાતી, ભયવ્યાકુળ, અમાનુષી થઈ–ગઈ એનો શ્વાસ રુંધાવા લાગ્યો, એના લમણા ફાટવા લાગ્યા. તે મંદિરમાં પેઠો ને પોકારી રહ્યો, 'શંભો! શંભો! શંભો!' મંદિરના ઘુમ્મટમાંથી ચિત્રભેદક પ્રતિશબ્દ થયો 'શંભો, શંભો, શંભો.'

તે મહાદેવજી પાસે ગયો. તેની અંધારાતી આંખે કંઈ દેખાયું નહીં–ને તેણે પ્રણિપાત કર્યા. તેના ઇષ્ટદેવ–તેના પિતા–તેના નાથને તે શરણે ગયો. ડૂસકાં ભરતો માથું પથ્થરની જમીન પર નાંખી તે થોડી વાર પડી રહ્યો.

પછી તે ઊઠયો. અડધા અંધકારથી તેની આંખો ટેવાઈ ગઈ હતી એટલે તેને ચારે તરફ કંઈ સૂઝયું. ને જાણે ભૂતાવાળ નજરે

પડી હોય તેમ ભયંકર ચીસ પાડી પાછો હઠયો ને બે હાથ આંખે દઇ દીધા.

ત્યાં કુલદેવતા ભમ્મરિયા મહાદેવના બાણુના બે કકડા છૂટા છૂટા પડયા હતા...અને ગાંડા માણસની માફક ફાટી આંખે તેણે ચીસ પાડવા માડી.—એક–બે–ત્રણ. તે બેભાન થતો જતો હતો. પાછો હઠી તે ભીંત પર ટેકો દેવા ગયો, ને સર્યો;–પડયો;–દેવાલય ચક્કર ચક્કર ફરતું લાગ્યું;—અને બાણુની પાછળ તેણે એક વૃદ્ધને હાથમાં દીવો લઈ ઊભેલો જોયો...ડોસાને તે ઓળખતો. કયાં ને કઈ અવસ્થામાં તેને ઓળખતો તે યાદ ન આવ્યું.

એક ચામાચીડિયું આવ્યું, તેને અથડાયું...તેણે ગગનભેદી ચીસ નાંખી. અને તેની ચારે તરફ અંધકાર ફરી વળ્યો.

• ૪ •

સામંતના મગજ આગળ એક સુંદર, નાનકડી શી સ્ત્રી રમી રહી. તે એની સામું જોઈ હસતી હતી; એક સુકોમળ હાથ વડે તેને કપાળે ભસ્મ લગાડતી તે દેખાઈ–જાણે તેને કોકિલકંઠે કહેતી હોય 'વીરા, વહેલા વળજો.' પણ એનું માથું ધબકતું હતું–પહેલાં જેવું નહીં, કંઈક ઓછું. એક હાથ તેને કંઇ પાતો હતો. તેનો જ? હા. તે શાતાદાયી હાથ વિના એની ધીકતી રંગોમાં કોણ શાન્તિ રેડે? એણે હાથ પકડયો–હા, તેજ હાથ. તેણે જોરથી હાથ પકડયો. આ ભવે–ભવેભવે–એ હાથ કદી નહીં છોડે. બીજો હાથ તેને કપાલે ફર્યો, કેવી મૃદુતાથી? તેણે આંખો ઉઘાડવા પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફલ ગયો. તેને તેનું મોં ફરીવાર જોવું હતું–સુકુમાર, સુરેખ, તેજસ્વી. પણ અજબ જેવું હતું કે જ્યારે એ જોવા મથતો ત્યારે તેને બદલે એક દાઢીવાળું વૃદ્ધ મોં દેખાતું. આ તેનું મુખ નહોતું, કોઈ વૃદ્ધ ને પરિચિત પુરુષનું હતું. તેણે પેલું સુકુમાર મુખ ફરી જોવા પ્રયત્ન કર્યો પણ તેની આંખ આગળ

એક વૃદ્ધ ને સૂકા માણસનું મોં દેખાયા કર્યું. નાની આંખો સ્નેહભીની તેને જોઈ રહી હતી. તેમાં અણપાડેલું અશ્રુ હતું.

તેણે પ્રયત્ન કરી આંખ ઉઘાડી, ને મોઢું ઓળખ્યું. નાનપણથી એણે એને જોયું હતું, એ મુખથી એ ગાયત્રી શીખ્યો હતો, એ હાથે તેને કલમ પકડતા શીખવ્યું. કોનું? કોનું? તેને યાદ આવ્યું—એ રાજગુરુ નન્દિદત્તનું.

'રાજગુરુ.' તે બોલ્યો ને બેઠો થવા ગયો, પણ તેની કમ્મર ફાટતી હતી એટલે એકદમ ન થઈ શક્યો. નન્દિદત્તે તેને મદદ કરી ને તે ભયવ્યાકુલ ચારે તરફ જોઈ રહ્યો.

આ જ ભમ્મરિયો ગઢ જેમાં એ આવ્યો હતો—આ શિવમંદિર જ્યાં બાણના કકડા પડેલા તેણે જોયા હતા. વૃદ્ધ રાજગુરુ તેની સામે જોયા કરતા હતા. એ સિવાય બધું તેવું જ નિશ્ચેતન હતું.

'વત્સ, ધીમો પડ. બહુ માથે પડી છે. અત્યારથી તે કેમ ચાલશે?'

'રાજગુરુ, કહો આ શું છે? આ ગઢ આમ કેમ? આ મંદિર આમ કેમ? ને દેવ કેમ તૂટયા પડયા છે? ને ઘોઘા બાપા' તેને ગળે ડૂમો આવ્યો ને તે વધારે ન બોલી શક્યો.

'બેટા, શાન્તિ રાખ્યા વિના છૂટકો નથી. સૃષ્ટિ પર પ્રલયકાલ ફરી વળ્યો.'

· ૫ ·

'એ વિનષ્ટ સૃષ્ટિમાં હું ને તું બે જ જણ છીએ.'

'પણ કહો તો ખરા ઘોઘાબાપા ક્યાં?...'

'મારા યજમાન—અક્ષય્ય કીર્તિના એ ધણી—કૈલાસે જઈ વસ્યા છે.'

'ને બીજા બધાં કેમ ? ભગ્મરિયો કેમ આમ નિર્જન ? કહો, કહો, જલદી કહો.'

'કહું' નન્દિદત્તે કહ્યું, 'પણ સાંભળવાની શક્તિ છે ?

'છે, છે, જે વીત્યું તે મારે સાંભળવું છે.'

'ત્યારે કદી ન કલ્પ્યું એવું સાંભળી લે. લે આ માત્રા તૈયાર રાખી છે, પી જા. એનાથી તને શાંતિ વળશે. ને સાથે આ રાબ કરી છે તે પી.'

સામંતે માત્રા ચાટી અને રાબ પીધી તેટલો વખત નન્દિદત્તે તેની સામું હેતથી જોયા કર્યું.

'કહું છું, ભાઈ કહું છું. કહેતાં મારું હૃદય કપાઈ જાય છે, પણ એવી કથા ઇતિહાસ કે પુરાણે કદી લખાઈ નથી. સૂર્યવંશીઓની કીર્તિ તો સૂર્ય સમી ઉજ્જવળ છે, પણ ઘોઘાબાપાની જશગાથા આગળ એ ઉજ્જવલતાનો હિસાબ નથી રહ્યો. હું મહાદેવજીનો ઋણી છું કે મને એ ગાથા રચાતી જોવાનો ને આજે કહેવાનો પ્રસંગ મળ્યો છે,' વૃદ્ધે ધીમે ધીમે કહેવા માંડયું.

અધીરા સામંતે કહ્યું, 'કહો, રાજગુરુ, કહો. હું ગયો ત્યારથી કડીતોડ વાત કહો.'

'યાદ છે ? તારા બાપને અને તને વદાય કરી હું પાછો ગયો. હું ઘોઘાબાપા પાસે ગયો, અને કયાં સુધી તમારા બેનાં શૌર્યની વાત કરી. બાપાને શ્રદ્ધા હતી કે તમે બે એમના કુલને તારવાના છો.'

'પછી ?'

'પછી થોડે દહાડે વાતો આવી : ગરજનનો હમ્મીર અગણિત સૈન્ય લઈ ભગવાન સોમનાથને તોડવા ઊતરી આવતો હતો. અમે એ વાત સાંભળી ખૂબ હસ્યા,' રાજગુરુએ નિસાસો મૂકયો.

'ઘોઘાબાપાએ મૂછે તાર દીધો ને અટ્ટહાસ્ય કરી કહ્યું 'આવ તો ખરા, દીકરા મારા લોહકોટમાં ભીમપાલ બેઠો છે, ને મુલતાનમાં અજયસિંહની આણ છે. રણને મોઢે હું છું, ને સપાદલક્ષમાં છે મારો વીર બાલદેવ. આવ તો તને પણ સ્વાદ ચખાડું છું.'

'પછી?' સામંતે પૂછયું.

'થોડા દહાડા થયા ને માઠા સમાચાર આવ્યા. જયપાલના પુત્ર ભીમપાલે પિતાની કીર્તિ પર પાણી ફેરવ્યું. એ કાયરે મ્લેચ્છને માગ આપ્યો—જાત બચાવી જગત વેચ્યું.' વૃધ્ધે ડોકું ધુણાવ્યું. સામંત પણ મૂંગો બેઠો. જાન બચાવી જગત વેચવાના એણે પણ એક બે નમૂના જોયા હતા.

'અને પછી,' નન્દિદત્તે આગળ ચલાવ્યું, 'મુલતાને મ્લેચ્છને આવકાર દીધો. સૂર્ય ને ચંદ્રના વંશજો મુખે તરણું લઈ તેને શરણ ગયા. દિન ને રાત મુલતાનમાં ગરજને મોજ કરી; રજપૂતો ગૌબ્રાહ્મણની રક્ષા છોડી ભગવાનનો દ્રોહ કરવા તેની સાથે થયા. ત્યાંથી મ્લેચ્છે બાપાને સંદેશો મોકલ્યો.'

'શો?'

'અમે બધા બેઠા હતા રાજગઢમાં, મ્લેચ્છની વિષ્ટિ સાંભળવા. જ્યારથી મુલતાનમાં મ્લેચ્છ આવ્યો ત્યારથી ઘોઘાબાપાએ બોલવું બંધ કરી દીધું હતું. તું જાણે છે, એમને ક્રોધ આવતો ત્યારે એ કેવા લાગતા. એની આંખો વીજની માફક ચમકવા માંડી, એમના હોઠ લોખંડના જાપટાં હોય તેમ બંધ થઈ ગયા, અને એમની મૂછો ક્રોધમાં ખડી થઈ ગઈ. જ્યારે એમને આવો ગુસ્સો આવતો ત્યારે મારા સિવાય કોઈ એમની સાથે બોલી પણ નહીં શકતું. આ વખતે મારાથી પણ કંઈ નહીં બોલાયું.'

'પછી પેલા વિષ્ટિ લઈ આવ્યા ત્યારે શું થયું?'

'વિષ્ટિ લઈને આવ્યા બે જણ: એક હતો યુવક—સાલાર મસુદ–ઊંચો, તેજસ્વી, ને અભિમાની. બીજો હતો એક આધેડ વયનો દેશદ્રોહી–ધર્મદ્રોહી'—

'રજપૂત ?'

'ના જન્મે હજામ હતો, પણ મ્લેચ્છની સેવા કરી પ્રતિષ્ઠા પામ્યો હતો, એ દુભાષિયાનું કામ કરતો. એનું નામ તિલક હતું,'

'અમે બેઠા હતા ત્યાં એ આવ્યો અને ઘોઘાબાપાના પગમાં અઢળક હીરામોતીની થાળ ધરી. ઘોઘાબાપાએ મૂગે મોંઢે જોયા કર્યું. મેં પૂછ્યું, 'બોલો શા કામે આવ્યા છો અને આ લાવવાનો અર્થ શો ?'

તિલકે નમ્રતાથી હાથ જોડી કહ્યું, 'ઘોઘારાણા, તમારી શૂરવીરતાની પ્રશંસામાં મુગ્ધ એવા ગરજનના યમ્મીનુદુલ્લા મહમ્મૂદે આ ભેટ મોકલી છે.' આ શબ્દ સાંભળી બાપાની મૂછો જોરથી ફરકવા માંડી, પણ બીડેલા એના હોઠમાંથી એક શબ્દ નીસર્યો નહિ.

'મેં આગળ આવી પૂછ્યું, 'એને શું જોઈએ છે ?' તિલકે વિનમ્ર ભાવે હાથ જોડી કહ્યું, 'રણના રાજવી, ઘોઘાગઢના ધણી પાસે હમ્મીર વિનતિ કરે છે કે રણમાંથી પ્રભાસ જવાનો માગ આપો.'

'અને જેવું એ બોલ્યો કે ઘોઘાબાપાએ મૂછ પર હાથ દીધો, અને એની દઝાડતી આંખોનો પ્રકાશ સૂર્યનું તેજ ઝંખવી રહ્યો. મેં જાણ્યું કે હમણાં વીજળી થશે. એંશી વર્ષ જેમણે કોઈને નમતું નથી આપ્યું તે આ મ્લેચ્છને નમતું આપે ? બાપાનો હાથ મૂછોને વળ પર વળ આપતો હતો. સામે તિલક હાથ જોડી જવાબની રાહ જોતો ઊભો હતો.

'થોડી વાર કોઈ બોલ્યું નહીં ને ગાજવીજ થાય તે પહેલાં પર્વત પર આછી આછી ગર્જના થાય તેમ ઘોઘાબાપાનો અવાજ

સંભળાયો, 'તારો હમ્મીર મારી પાસે માર્ગ માગે છે, જઈને ભગવાન સોમનાથને તોડવા ? ને આ ભેટ બદલામાં ?'

'તિલકે જવાબ દીધો, 'જી હા.' ને સાલાર મસુદે મૂછને વળ આપ્યા જ કર્યો. અને જેમ આકાશ ફાટે ને વીજળી પડે તેમ કૂદીને ઊભા થએલા ઘોઘાબાપાની ભયંકર ગર્જના ગઢને કંપાવી રહી. 'જા જઈને કહેજે તારા માલિકને કે મગદૂર હોય તો રણમાં પગ મૂકે—ઘોઘાબાપાનું એક રુધિરબિન્દુ સલામત છે ત્યાં સુધી.' અને વજ્રાઘાતે પહાડ તૂટે એમ એક લાતે બાપાએ હીરામોતીની થાળ બાર સુધી ઉછાળી.

'ધન્ય છે, બાપા,' સામંતે કહ્યું.

'ધન્ય ? અરે તે પળે ઘોઘાબાપા તો રુદ્રના અવતાર હતા. એની આંખોમાં સહસ્ર સૂર્ય પ્રગટ્યા હતા, એના સ્વરમાં રુદ્રોનો સુસવાટ હતો, એના બાહુમાં પરશુરામનું શૌર્ય હતું. અને એક શબ્દ પણ બોલ્યા વિના બાપા ત્યાંથી ચાલ્યા ગયા. અને પેલા વિષ્ટિકારો વીલે મોઢે એક બીજાની સામું જોઈ રહ્યા.'

• ૬ •

'પંદર દહાડા સુધી અમે તૈયારી કરી—ગઢને સમાર્યો, હથિયાર તૈયાર કર્યાં, ચારણોનાં ગાન સાંભળ્યાં. તિલક કરીને સૂરજવંશી રાજવીઓ તૈયાર થયા. જાતજાતનાં વાજિંત્રો ગડગડવા લાગ્યાં. ચૌહાણ વધૂઓએ પતિઓને પાણી ચડાવ્યાં. મેં શતચંડીના પાઠ માંડયા.

'એક દહાડો અમે ગઢ પર ઊભાં ઊભાં મીટ માંડી જોતા હતા, અને જાણે શેષનાગ સરતો સરતો આવે તેમ ગરજનના હમ્મીરની મહાસેના ક્ષિતિજ પરથી આવી. હું તો ભયવ્યાકુલ બની ગયો—સૈન્ય આવડું હોય તે મેં કદી કલ્પ્યું નહોતું. મેં ઘોઘાબાપા સામે જોયું : એની આંખો વિકરાલ બની રહી હતી, એનો જમણો હાથ જમૈયા

સાથે ખેલી રહ્યો હતો. 'બાપા,' મેં કહ્યું, 'મેં નહોતું ધાર્યું કે આ સેના આટલી જબરી હશે.'

ઘોઘાબાપા ખડખડ હસ્યા. 'નન્દિદત્ત! ત્રિશૂલનો ધારનારો જેની સાથે છે તેનો વાંકો વાળ કરનાર કોણ છે?' કહી તે થોડી વાર આવતી સેનાને જોઈ રહ્યા, અને પછી એકદમ ફરી મારો હાથ ઝાલ્યો 'બ્રહ્મદેવ, તું અમારો કુલગુરુ—તારે આશીર્વાદે અમારું તેજ તપે છે. એક વચન આપ.'

મેં વચન આપ્યું, ને ઘોઘાબાપા ધીમેથી કહેવા લાગ્યા, 'ઘોઘારાણાના સંકલ્પ તો ચળે એમ નથી—પ્રાણ જાય તો ભલે, એક તસુ માગ હું એને નહીં આપું. પણ હું કૈલાસવાસ કરું તો મને અગ્નિદાહ કરજે—ને મારા સજ્જનને અને સામંતને કહેજે કે ગયામાં મારું શ્રાદ્ધ કરે.' હું પહેલાં વચન આપતાં ખંચાયો. મારા યજમાનનું રુધિર ન રહે તો મારે પૃથ્વી શે ભારે મારવી? પણ બાપાની આજ્ઞા ન ઉથાપાઈ. મેં વચન આપ્યું, અને હરખાતે હૈયે ને ઉત્સાહભર ડગે નરોમાં શાર્દૂલ એવા તે રણશિંગુ ફૂંકી સૈન્ય એકઠું કરવામાં રોકાયા.'

'પછી શું થયું?' સામંતે પૂછ્યું.

'કરમની ગતિને કોણ પહોંચી વળે? ઘોઘાગઢમાં આઠસો રજપૂતો, ત્રણસેં બીજા, ને સાતસેં સ્ત્રીઓ; અને સામે તો માનવીઓના મહાસાગરે માઝા મૂકેલી. યવને ફરીથી વિષ્ટિ મોકલી; તિલક ફરી પાછો આવ્યો ને કરગરવા લાગ્યો. 'શા માટે મોતના મોંમાં ધસો છો?' ઘોઘાબાપા કદી એકના બે થયા છે? 'મોત! અરે મોત તો જન્મ્યો ત્યારથી મારા પંજામાં આવી બેઠું છે. ચાલ જલદી કર. લડી નાખ, દીકરા, હિંમત હોય તો.'

'પછી તો ગઢના દરવાજા દેવાયા. કાંગરા પર બાણાવલીઓ તીર તાકી ઊભા. નીચે રણમાં ઊભો ઊભો હમ્મીર દાંત કરડવા

લાગ્યો. અઢાર અક્ષૌહિણી યવનસેના ગિરિશૃંગે વિરાજતા ગરુડરાજ સમા ઘોઘાબાપાની પ્રશંસા કરી રહી. સાંજ પડી ને અમે બધા ધ્યાનથી નીચે જોયા કરતા હતા. હવે હમ્મીર શું કરશે? ગરવો ઘોઘાગઢ કોણ તોડી શક્યું છે? એના ઊંડાં, સીધાં પડખાંઓ પર ન ચડે હાથી કે ન ચડે ઘોડો. એના ગગનસ્પર્શી કાંગરા કુદાવી કઈ માનો જાયો બાણુ ફેંકી શકે?'

—ને આતુર સામંત વૃદ્ધની વાત એકચિત્તે સાંભળી રહ્યો.

'અમે જોયું કે હમ્મીર ગૂંચવાયો. ઘોઘાગઢ સર કરતાં એને વર્ષો જાય ને સોમનાથ ભ્રષ્ટ કરવાના મનના લહાવા તો મનમાં જ રહી જાય. આખી રાત એની સેનામાં કંઈ દોડાદોડી થતી જણાઈ. મશાલો દોડી, કંઈ ઘોડાં દોડ્યાં, કંઈ ડંકા ગગડ્યા. અને પહો ફાટતાં શેષનાગ સમી એ પ્રચંડ સેના ગઢની પડખે થઈ રણમાં આગળ જવા લાગી. યવને હારી ખાધું; ઘોઘાગઢ રહ્યો, સદા ય હતો તેવો દુર્ઘર્ષ ને દુર્જેય. અને અમારા કંઠમાંથી 'હરહર મહાદેવ'ની વિજયહાક વર્ષાઋતુની ગર્જનાની માફક યવનસેનાને ગભરાવી રહી.

• ૭ •

'ઘોઘાબાપાના ગુસ્સાનો પાર ન રહ્યો. એનો હાથ તરવારની મૂઠ પર ઉઘાડ દે થતો હતો, એની મૂછો ક્રોધમાં ફરફરતી ને આંખો ચમકતી—જાણે ભૂખ્યા, ભૂલા પડેલા વાઘની હોય તેમ; અને તેણે ગર્જના કરી, 'બાયલા, મારા હાથમાંથી છૂટવા માગે છે?' અમે એમનું મન કળી ગયા, એમને તો પાછળ પડી યવનસેના સંહારવી હતી! રાણીઓ કાંપી ઊઠી. ચોહાણવીરોની છાતી ન ચાલી. આપણે ગણ્યાગાંઠ્યા; યવનો તો શતસહસ્ર. મહાદેવજીએ બચાવ્યા છતાં યમના મુખમાં ધસવું! મારી કલ્પના થંભી ગઈ. હું મૂંગે મોઢે શિવકવચ બોલવા બેઠો.

'પછી ઘોઘાબાપા બોલ્યા : નેવું વર્ષના પરમ ગૌરવાન્વિત વાર્ધકયની શોભાથી બધાને મહાત કરતા;–જાણે ભગવાન સોમનાથે જ પ્રેર્યા હોય તેમ. 'નેવું વર્ષ મેં સોમનાથ પૂજ્યા છે; સિત્તેર વર્ષ હું રહ્યો છું, રણનો રાજવી–મારી રજા વિના પંખી સરખું અહીંથી સાંચર્યું નથી. ને શું હું મ્લેચ્છને માગ આપું, સોમનાથને ભ્રષ્ટ કરવા? કુલકલંકો; રહો અહીં, ને ભોગવો તમારી કાયરતા વડે કમાએલી કીર્તિ. મારા જીવતાં મેં સોમનાથનો જય ઉચ્ચાર્યો છે–ને મારા જીવતાં સદા ય રહેશે સોમનાથનો જય.'

—'ને ગઢવીએ લથડતી જીભે, હાથ જોડીને કહ્યું, 'બાપા, દુશ્મનો એટલા બધા છે કે આપણે ચપટીમાં ચોળાઈ જઈશું.' અને વાત ખરી હતી. પણ ઘોઘાબાપા ટટ્ટાર થઈ ગયા. એમનું શિશ ગગને સ્પર્શ્યું; મને લાગ્યું કે હમણા એ ગઢવીને ઘા કરશે.

—'ને સિંહ ગર્જે તેમ બાપા ગર્જ્યા. 'મૂર્ખ ! રિપુઓ ઘણા ને અમે થોડા એમ તો બાયલા બોલે. આજે મારી ચોકી ચુકાવી યવન ભાગ્યો. હવે મારે–તમારે–જીવવાનો શો અધિકાર ? સોમનાથે આપેલું કામ ન થઈ શક્યું, હવે શ્વાસ લેવો હરામ છે. દેવે અહીં મોકલ્યા ! – આજે દેવ બધાને પાછા બોલાવે છે. તૈયાર થાઓ.' અને બાપાએ ખડ્ગ ખેંચ્યું–જાણે અંધરાએલા ગગનમાં વીજ ચમકી અને હું 'ધન્ય છે, ધન્ય છે' કહેતો પલવાર મૂર્છા પામ્યો. ઘોઘાબાપાનાં વેણ કોણ સહી શકે ? બધા પુત્રપરિવારે ખડ્ગ ખેંચ્યાં. બધી સ્ત્રીઓએ કંકણનો વિજયનાદ કર્યો. હું શિવકવચથી બધાને સુરક્ષિત કરી રહ્યો.

'દોડધામ થઈ રહી. તૈયારીનાં વાજિંત્રો ગગડ્યાં. ઘોડા ને સાંઢણીઓએ હર્ષનાદ કર્યા. કેસર કુમકુમની છોળો ઊડી. સામંત ! ચોહણવીરોનો એ મહોત્સવ દેવોને દેખવો પણ દુર્લભ તે મેં જોયો. મારી આંખમાં તો હર્ષનાં આંસુ હતાં–અને તેમાં થઈ ઈશ્વર પાર્વતીને વિમાનમાંથી પુષ્પવૃષ્ટિ કરતાં મેં જોયા.

'ઘોઘાબાપાએ જરીના વાઘા સજ્યા–માથે બાંધી કેસરી પાઘડી–ગળે પહેર્યો રાતાં પુષ્પોનો હાર. ચોહાણુ વંશના વીરો તૈયાર થયા. મેં થાળ ભરી દેવ પૂજ્યા, કેસરિયા વીરોને કર્યાં કુમકુમ ચાંદલા, ને આશીર્વચન ઉચ્ચાર્યાં: 'યાવચ્ચંદ્રદિવાકરો તપજો ઘોઘારાણાનો યશ.' દરવાજા પાસે મને બાપાએ બોલાવ્યો ને બધા સાંભળે એમ કહ્યું, 'નન્દિદત્ત, તારા બાપે મને રાજ્યતિલક કરી ગાદી દીધી. તેં આજ મને સ્વર્ગે જતાં વિજયમાલ પહેરાવી. બ્રહ્મદેવ, મને વચન આપ. ચોહાણુવીરો પડે કે એમની સતીઓને અગ્નિદેવને અર્પજે, કેમ છોકરીઓ !' બાપાએ ઝરૂખે કુંમકુંમ અક્ષત લઈને ઊભેલી વીરાંગનાઓને સંબોધી, 'અમારી જોડે કૈલાસે આવવાની હિંમત છે કે ?' ને તે હસ્યા–જાણે લગ્નમંડપે કુટુંબીજનો નોતરતા હોય એમ. કમલસમ સુંદર મુખો પર નિમંત્રણનો સુમધુર સ્વીકાર શોભી રહ્યો. બધી આંખોમાં હર્ષનાં અશ્રુ હતાં. વીરોએ ભીષણ ગર્જના કરી 'જય સોમનાથ'

'દરવાજા ખૂલ્યા. ને ઊગતા સૂર્યના સોનેરી કિરણોમાં દેવસમા દેદીપ્યમાન ચોહાણુ વીરો–ઝગમગતે વાઘે, કેસરી પાઘે, ને ચમકતે ખડગે વેરીઓને આંધળા કરતા–ઘૂઘરિયા ઘોડા ને ઊંટો નચાવતા ગઢ ઊતર્યા. ને બધાના પહેલાં બે વામ ઊતરતા હતા ચોહાણુશિરોમણિ બાપા. ગઢ પરથી હું વૃદ્ધ આંખે આ ભવ્ય વિજયપ્રસ્થાન જોઈ રહ્યો. રણનો રાજવી ટેક સાચવવા સારા કુલનું બલિદાન દેતો હતો. ધન્ય છે, ઘોઘાબાપા, ધન્ય છે. દેવોએ ચંદનવૃષ્ટિ કરી; કેસરિયે છાંટે ઘોઘાગઢ શોભી રહ્યો. ચંદનના છાંટા પડ્યા ત્યારે ઘોઘાબાપાએ પાછળ મારી સામું જોયું. વર્ષોના ગૌરવે રેખાળું એમનું ભવ્ય મુખ મારા તરફ – એમના ગુરુ તરફ – આત્મસંતોષભર્યા મૃદુ હાસ્યથી જોઈ રહ્યું. તે મને પૂછતા હતાઃ 'હું જીવ્યો, ને હું જ મરું છું, નહીં ?' મેં ગદ્‌ગદ કંઠે જવાબ દીધો 'ધન્ય છે, ઘોઘારાણા, ધન્ય છે.'

'નીચે યવન સેના સ્તબ્ધ બની જોઈ રહી, ને તરત આ દિવ્ય દર્શનથી મુગ્ધ બની ધન્યવાદના પોકાર કરી રહી. પહેલાં તો કોઈ સમજી ન શકયું કે બચી ગયેલા ઘોઘાબાપા ચાલી જતી સેનાને શા સારુ ભેટવા ધાતા હતા. પછી તેમને સમજાયું. કાલસમા કરાલ ચોહાણ વીરો મરવા કે મારવા ધસી આવતા હતા. યવન સેનામાં 'અલ્લાહો અકબર' ની ગર્જના થઈ. લીલી પાઘે ને રાતે દાઢીએ ઓળખી શકાતો હમ્મરી, હાથી પર ઝૂલતો, આજ્ઞા આપી રહ્યો. સેનાએ લક્ષ શસ્ત્રો વડે ચોહાણ વીરો વધાવ્યા. ઘોઘાબાપા ઝઝૂમ્યા. કોઈ તારો સમુદ્રતરંગો ચારે બાજુ ફેંકતો આગળ વધે તેમ ઘોઘાબાપા આગળ વધ્યા. તેમની ગર્જના ગઢ સુધી સંભળાતી. જ્યાં તેમનો હાથ ફરતો ત્યાં મનુષ્યસમૂહમાં ભંગાણ પડતું. એમની કેસરી પાઘ એ મેદનીમાં પણ ચમકતી ચમકતી આગળ વધી – પછી અદૃષ્ટ થઈ – પાછી ચમકી –' અને નન્દિદત્તે રડી દીધું. સામંત તો ગાંડો જેવો જોઈ જ રહ્યો હતો.

'– ને ચમકી – ને પડી. હજાર દુશ્મનોની તલવારે એમની મૃત્યુશૈયા પર છત્ર કર્યું. થયું – ઘોઘાબાપા કૈલાસવાસી થયા; એમનું જરિયાળું નિશાન નમ્યું. મારે મારું કર્તવ્ય કરવાનું હતું તેથી હું કોટ પરથી નીચે ઊતર્યો ને સોમનાથના મંદિરમાં આવ્યો – ત્યાં બધાં ભેગાં થયાં હતાં. થોડાક દુકાનદારો ને લોંડાઓ થરથર ધ્રૂજતા હતા તેમને પાછલે રસ્તે બહાર મોકલી આપ્યા. જેને જાતે મરતાં ન આવડે તે મનુષ્યજંતુને મારવામાં શી મોટાઈ?

'મારો પુત્ર શસ્ત્રવિદ્યામાં અજ્ઞાત હતો છતાં મેં બાપા સાથે મોકલ્યો હતો. જીવતાં મોક્ષ અમે અપાવીએ, તો મરતાં સાથ કેમ ન કરીએ? ગઢમાં હું એક માત્ર પુરુષ રહ્યો. પથ્થર છાતી પર મૂકી મારે મારું કર્તવ્ય કરવાનું હતું. બેટા, બેટા! મારે કર્મે આ બધું ક્યાંથી જોવાનું?' કહી નન્દિદત્ત ધ્રૂસકા ભરી રડવા લાગ્યો.

દુઃખના ડુંગરા નીચે કચરાએલા સામંતને તો અશ્રુનું પણ આશ્વાસન નહોતું રહ્યું.

'પછી, ભાઈ, મેં ધ્રૂજતે હાથે મારું કર્તવ્ય કર્યું. મંદિરના ચોકમાં મેં ચંદનકાષ્ઠની ચિતાઓ ખડકી. ને, ભાઈ, જેને મેં પરણાવી, જેનાં સીમંત મેં કર્યાં, જેના છોકરાંઓને મેં ભણાવ્યાં તે બધી સુકુમાર લાડલી સ્ત્રીઓ વસ્ત્રાભૂષણ સજી બહાર નીકળી. ઝાંઝરને તાલે ઠમકતી તે હું મંદિરને ઓટલે ઊભો હતો ત્યાં આવી ને મને પગે પડી. આંસુઓએ મને આંધળો કર્યો હતો છતાં કુંકુમ-ચંદને તેમનાં ભાલકપોલ મેં મહેકાવ્યાં. એમણે સૂર્યને અક્ષત કુસુમોએ પૂજ્યા, કુલદેવતાની પૂજા કરી. સહર્ષ વદને, પતિઓને મળવા અભિસારિકા સમી તત્પર તે વીરાંગનાઓએ મારું અર્ચન કર્યું. મારી સતી ને પુત્રવધૂ મારે પગે પડયાં.' ને નન્દિદત્તે એક ધ્રુસકું ખાધું.

'અને એમના મધુરકંઠમાંથી લાવણ્ય સ્રવન્તી તે દેવીઓ ચિતા પર ચડી...અને અરે શંભો—મેં—એમના ગુરુએ, પિતાએ અગ્નિસંસ્કાર કર્યા. હું અંગે અંગે કાંપતો. મુખ મારું શંભુનું શુભ નામ રટતું. મારી આંખ આગળ મારો સોમનાથ ને મારું કર્તવ્ય એ હતાં.

...'ભાઈ, અગ્નિ ભડભડ ચેત્યો.

...'અને...ઓ મારા પ્રભુ...તે વીરતા, તે સૌંદર્ય જ્વાલામાં બળીને ભસ્મ થવા લાગ્યાં. તેમની ચીસો સાંભળવાને અશક્ત હું મંદિરમાં નાઠો ને મારા સોમનાથના પર કપાળ કૂટયું. મને ત્યાં જ પ્રાણ છોડવાની ઇચ્છા થઈ... પણ, ભાઈ બાપાએ મને વચને બાંધ્યો હતો. તને ને તારા બાપને મારે બધી વાત કહેવાની હતી. દયાનિધિ! તે જ પળે મને કેમ નહીં લઈ લીધો!' નન્દિદત્ત ઓટલા પર માથું અફાળી રહી રહ્યો.

· ૮ ·

થોડી વારે તે સ્વસ્થ થયો એટલે નન્દિદત્તે વાત આગળ ચલાવી. 'ભાઈ, પછી હું ગઢ પર પાછો ગયો ને નીચે જોયું તો સાત ઘડીમાં તે ઘોઘાબાપાના વીરોનું નામ કે નિશાન નહોતું રહ્યું, એકેએક અણકલ્પ્યું પરાક્રમ કરી શંભુને શરણ થયો હતો, અને યવનની એક ટુકડી ગઢ ચઢવાની તૈયારી કરતી હતી.

'મને લાગ્યું કે મારું આવી બન્યું. પછી આપણા ગઢની ભીંતમાં જે ઓરડી છે, જેથાંથી બહાર નીકળી જવાની નાઠાબારીનો રસ્તો છે, તે યાદ આવી, અને હું તેમાં જઈ ભરાયો. નાચતા, કૂદતા 'અલ્લાહો અકબર' પોકારતા યવનો આવ્યા. એમણે ધાર્યું કે અંદરથી કોઈ બચાવ કરશે – પણ દ્વાર ખુલ્લાં હતાં, સંતાએલા સૈનિકો રખે બાણ છોડે એ બીકે તે ધીમે પગે આવ્યા; પણ ગઢની નિર્જન શેરીઓ જોઈ અજાયબ થયા. તે ચારે દિશામાં પોકારો કરતા પ્રસરી ગયા, ને મંદિરના ચોકમાં ધસ્યા. હું બાકોરામાંથી જોઈ શક્યો. એમણે બળતી ચિતા જોઈ, છસેં વીરાંગનાનાં શબ જોયાં, ને એ મૂઠી વાળી નાઠા. પણ બે જણ ધરાયા નહીં. તે મંદિરમાં ઘૂસ્યા, – એકે શિખર પર ચડી ધજા તોડી – બીજાએ – નરાધમે – મારા દેવનું બાણ ભાંગ્યું. ભગવાન, ભગવાન! એ જોવા મને શીદ જીવાડયો!' અને પાછા રાજગુરુ રડી પડયા.

'પછી એ ચાલ્યા ગયા. સર્પાકારે સેના પણ સરી ગઈ. કાંપતો, બેબાકળો, માત્ર કર્તવ્ય કરવા પ્રાણ ધરતો હું બહાર નીકળ્યો. ભાઈ, આપણો ઘોઘાગઢ–મારા ઘોઘાબાપાનો કીર્તિસ્તંભ સ્મશાન બની રહ્યો હતો. જે પ્રાણસમું હતું તે ભસ્મ થયું હતું, પણ–પણ' નન્દિદત્તનો અવાજ રૂંધાયો–' પણ મારા બાપાને મારે અગ્નિસંસ્કાર કરવા હતા. ભગવાન માટે મરવું એ એમનો અધિકાર–મરનારને મોક્ષ દેવો એ અધિકાર મારો. ધીમે ધીમે, લથડતે પગે હું ગઢ

ઊતર્યો. ગીધો ગઢ પર ફરતાં, ને નીચે રણમાં પડેલાં શબો પર ગીધોનાં ટોળાં ઝઝૂમતાં. હું જેમ તેમ કરતાં નીચે ગયો. મારા રજપૂત વીરોએ તો અવધિ કરી હતી–દરેકે મરતાં પહેલાં પાંચ પાંચ વેરીઓ હણ્યા હતા. મહા મુશ્કેલીએ મેં ઘોઘાબાપાના શબને શોધી કાઢયું, ને ક્રમે કરી બધાથી હું તેને દૂર લાવ્યો. પછી પાછો ગઢ પર આવ્યો, ને ચંદનકાષ્ટ લઈ નીચે ઊતર્યો. અને ભાઈ, મેં ઘોઘાબાપાને અગ્નિદાહ કર્યો. પછી હું ત્યાં વધારે ન રહી શકયો; મારા શરીરમાં તાપ હતો ને મારી જીભ સુકાતી હતી. બે દહાડામાં ગીધોએ કેટલાંય મુડદાં ચૂંથી નાખ્યાં હતાં. ને તેમાંથી દુર્ગંધ નીકળતી હતી.

'આ ભયંકર પ્રેતલોકમાં હું એક જ પ્રાણવાન હતો. ને મારે પ્રાણ છોડવા નહોતા. હું ત્યાંથી નાઠો. રસ્તે બેચાર નાસી આવતા વટેમાર્ગુએ ગરીબ બ્રાહ્મણ જાણી મારા પર દયા કરીને મને ભમ્મરિયા લઈ આવ્યા.

'ને યવન સેના ?' સામંતે પૂછયું.

'યવનસેના તો ભમ્મરિયા તરફ ન આવી પણ સપાદલક્ષ તરફ ધોરી રસ્તે ચાલી ગઈ. અહીં થોડા યવન આવી ગયા લાગ્યા. નહીં તો દેવને ભાંગે કોણ? આખરે હું અહીં જ રહ્યો, અહીં તમે કોઈ આવશો એવી મને ખાતરી હતી–'

'એટલે ઘોઘાબાપાના કુલમાં હવે' – સામંતે ધ્રુસકાં ખાતા કહ્યું.

'તું, મારા બેટા, ને તારો બાપ—'

'શંભુ જાણે તેમનું શું થયું ?'

ને બન્ને એક બીજાને ભેટી છાતીફાટ રડ્યા.

આખી રાત સામંત ભગ્નમંદિર આગળ ચાલ્યા કર્યો. એનો પિતૃપ્રેમ, એનો શોક, ક્રોધ અને વેર લેવાની એની ઝનૂન ભેગાં

મળી એના આત્માને હડહડતું વિષ પાઈ રહ્યાં હતાં. દુઃખમાં ડૂબેલા એકલવાયા વીર પર સોમનાથે મહેર કરી. ઊર્મિ અનુભવવાની તેની શાન્તિ નષ્ટ થઈ ગઈ. સાથે એનું બાલકપણ પણ જતું રહ્યું. સવાર પડી ત્યારે પ્રેતસમો શુષ્ક એકાગ્ર ઝનૂની નયને ભૂમિ તરફ જોઈ રહ્યો હતો.

'બેટા,' નન્દિદત્તે આવીને કહ્યું 'હવે શો વિચાર કરે છે?'

'હું?' ક્રૂર, રસવિહોણું હાસ્ય હસીને એકદમ વૃદ્ધ થએલા તે બાળકે કહ્યું, 'મને વિચાર શો હોય? હું મારા પિતાની શોધમાં જાઉં છું. ને તમે?'

'તું લઈ જાય તો તારી સાથે. તું મળ્યો એટલે મારું જીવ્યું સાર્થક થઈ ગયું. હવે તો દેહ ટકે તો પ્રભાસ જઈ સોમનાથને ચરણે પ્રાણ ત્યાગવો છે.'

'ચાલો ત્યારે. આપણા માર્ગ ભેળા જ છે. સોમનાથ જતાં પહેલાં તો હમ્મીર મળશે. એ નહીં કે હું નહીં.'

અને બે ઘડી રહીને સામંત નન્દિદત્તને લઈ ભમ્મરિયેથી પાછો બાપને અને યવન સેનાને શોધતો ચાલ્યો, પણ આવ્યો તે રસ્તે નહીં. એના પિતાએ કહ્યું હતું કે રણુથંભી માતાના મંદિરથી એ સીધો રણમાં થઈ ભમ્મરિયે આવશે, એટલે એ રસ્તે એણે તેને ખોળવા જવાનો નિશ્ચય કર્યો. નન્દિદત્તે પણ પુષ્ટિ આપી. જ્યારે તે બાલક હતો ત્યારે એ રસ્તે થઈ ઘોઘાબાપા એના પિતાને સાથે લઈ સોમનાથનું લિંગ લઈ આવ્યા હતા. રસ્તો હતો તો સજ્જન ચોહાણ કેમ ન આવ્યા? બન્નેની કલ્પના આગળ એક જ ભયંકર જવાબ ઊભો થયો.

●

## પ્રકરણ આઠમું

## પિતા અને પુત્ર સંકલ્પસિદ્ધિમાં ભેગા મળે છે

· ૧ ·

હમ્મીર મહમૂદની શેના સજ્જન ચોહાણની પાછળ પાછળ પશ્ચિમાભિમુખે ચાલવા લાગી. એક દહાડો ચાલી, બીજે દહાડે ચાલી, ત્રીજે દહાડે ચાલી. ચોથે દહાડે સેનાના રબારીઓએ તોફાન મચાવ્યું. આ પ્રભાસની દિશા ન હોય. આ રસ્તે તો ઘોર રણ આવે, જ્યાં કોઈ ગયું સાંભળ્યું નહોતું. વાત ઊડતી સાલાર મસુદ પાસે ગઈ એટલે તેણે સજ્જનને દમ દીધો. સજ્જન એકનો બે થયો નહીં. આજ રસ્તો હતો. જવું હોય તો ચાલો નહીં તો તમારે રસ્તે જાઓ. એની અડગતાથી મસુદને પાછો વિશ્વાસ બેઠો.

પાંચમે દહાડે સૂર્ય તપવા માંડયો. ઘોડાં મરણતોલ થયાં. માણસો ત્રાહ્ય ત્રાહ્ય કરવા બેઠા. અસંતોષ સર્વત્ર વ્યાપ્યો, ને સુલતાનના કાન સુધી પહોંચ્યો. સજ્જનને તેની આગળ ખડો કરવામાં આવ્યો, પણ તે એકનો બે ન થયો. હોશિયાર ભોમિયાઓને એની પાસે બોલાવ્યા. તેમણે અનેક વાટોની વાત કરી એની પરીક્ષા લીધી, પણ તેમને કબૂલ કરવું પડયું કે જેટલી સજ્જનને રસ્તાની માહિતી હતી એટલી તેમને પણ ન હતી.

પણ છટ્ઠે દિવસે બધાની શ્રદ્ધા ઘટી ગઈ. સાંઢણીઓએ આગળ જવા ના પાડી. સેનાના ભોમિયાઓનું ચડી વાગ્યું. એ નહોતા કહેતા કે આગળ તો આંધાનો પ્રદેશ આવશે ? સેનામાં ખળભળાટ શરૂ થયો. રબારીઓની વાત ચારે તરફ પ્રસરી. ઉત્તરના સૈનિકોએ આગળ વધવા ના પાડી. બળવો થવાની તૈયારી થઈ.

પદમડી પકડીને સજ્જન સ્વસ્થ ને અડગ ઊભો હતો—આજ રસ્તે અણહીલવાડ છે. પણ એનામાં બધાને શ્રદ્ધા ઊઠી જવા લાગી. સાલાર મસુદ એકલો શ્રદ્ધાવાન રહ્યો. સાંજના પવન નીકળ્યો ને રેતી ઊડવા લાગી. હાથીઓ બેસી જઈ હાંફવા લાગ્યા. તેજી ઘોડાઓ તડફડવા લાગ્યા. સાંઢણીઓ પાછી ફરી ચાલવા લાગી. માણસો પાણી પાણી કરી રહ્યાં.

સુલતાને સેના થંભાવી મસુદને હુકમ કર્યો કે સજ્જનને અને થોડા ભોમિયાને સાથે લઈ તે એક દિવસની મજલ આગળ જાય, બાકીનું સૈન્ય ત્રણ કકડે થોડું થોડું અંતર રાખી આગળ વધે, અને નિર્બલ હોય તે ઘોડા ને હાથીઓ સાથે છેલ્લા કકડામાં સહુથી પાછળ આવે. આ હુકમ સજ્જનને ન રુચ્યો, પણ બીજો ઉપાય નહોતો. તે પશ્ચિમ તરફ ઘેરાતા વાદળ જોઈ પ્રાર્થના કરવા લાગ્યો, 'ભગવાન ! રુદ્ર ! તમારી આંધીઓ કયાં ગઈ? શે વિલંબ કરો છો?'

- ૨ -

સાલાર મસુદ જોડે સજ્જન જવા નીકળ્યો, પણ એ ઘડી બે ઘડી આગળ ન ગયો ને રેતીઓની ભમ્મરીઓ ઊડવા માંડી. એક બે વખત તો જેમ તેમ સાંઢણી થંભાવી એ ગૂંગળાતા બચ્યા. ભોમિયાઓની વાત ખરી લાગી. સામંત અડગ હતો પણ મસુદ ડગવા લાગ્યો.

પદમડી વહુ સમજી ગઈ હતી, બધી સાંઢણી જતાં ગભરાતી, પણ એ તો રૂમઝૂમ આગળ ને આગળ જતી. સજ્જન બીજા ભોમિયાઓને કાયર કહેતો. 'મારી સાંઢણી ચાલે છે ને તમારી સાંઢણીના પેટમાં શું ચૂંકાય છે?'

પણ પળે પળે પશ્ચિમ દિશામાં વધારે ને વધારે રેતી ઊડતી દેખાઈ.

મસુદ ડોળા કાઢી સજ્જન તરફ જોઈ રહ્યો. પણ એ તો હતો તેવો જ હતો – સ્વસ્થ ને હસમુખો.

'આ શું ?' મસુદે પોકાર કર્યો.

'આ તોફાન હમણાં ચાલી જશે.'

હવા ગરમ ગરમ થવા લાગી, રેતીના ચક્કર ફરતા સ્તંભો વાયુ-વેગે દોડી આવતા દેખાયા.

'કોણ છે તું શયતાન ?' મસુદે તલવાર ઉગામી પૂછ્યું. એ આ ભોમિયાનો પેચ સમજી ગયો.

'કોણ છું ?' સજ્જને ખડખડ હસી કહ્યું, 'હું ? મ્લેચ્છ, હું તો ધોધાબાપાનો દીકરો આ રણનો રાજવી. ને જો પેલું મારા સોમનાથનું ત્રિલોચન ઊઘડયું.' તેણે આવતી આંધી તરફ ગર્વથી હાથ કર્યો. અને એનું ભયંકર હાસ્ય ગાજ્યું.

મસુદને આ શબ્દોનો અર્થ તેના રબારીએ સંભળાવ્યો, પણ તેનો ક્રોધ અત્યારે તેની સાંઢણીની અધીરાઈ આગળ કંઈ કામનો નહોતો. તે તો ઊભી પૂંછડીએ નાઠી, અને બીજા ભોમિયાઓની સાંઢણીઓ પણ ચારે પગે ઊછળતી સાથ આપી રહી.

પદમડી ઊભી રહી, આવતી આંધીની સામું મોઢું કરીને. જરા ય ત્યાંથી ન ખસવાની સજ્જનની આજ્ઞા હતી. સજ્જન તિરસ્કારથી દૂર નાસતી સાંઢણીઓ તરફ જોઈ રહ્યો. હવે શું કરવું ? બન્ને તરફ મૃત્યું હતું – મસુદ સાથે જતાં તેને હાથે, આંધી સામે જતાં તેનાથી વીંટાઈ ને. એટલામાં પદમડીએ ભયંકર ચીસ પાડી તેને ચેતવ્યો. આંધી પાંચસો હાથ દૂર હતી, અને થોડીક પળમાં તેમને ગળી જવાની. પદમડી એની આજ્ઞા માગવાને અધીરી નાચી રહી હતી.

એક ભયંકર પલ હતી, જેમાં એની કલ્પનાએ કંઈ કંઈ ચિત્રો ઊભાં કર્યાં. એણે જોયા, ધોધાબાપા : નેવું વર્ષે સોટા જેવા ટટ્ટાર,

હરખાતે નયને પુત્રની બહાદુરી જોતા; જોઈ તેની વાટ જોતી વીરાંગના; જોયો પ્રાણથી પણ પ્રિય એવો સામંત, રસ્તે એના વિના ઝૂરતો, બાપની ગોદમાં લપાવાને તલસતો; ને વળી જોયા સોમનાથના મંદિરમાં એના પર શ્રદ્ધા રાખી બેઠેલા ગંગસર્વજ્ઞને...ને એની આંખ આગળ ભગવાન સોમનાથ, એના કુલ દેવતાનું ભવ્ય મંદિર, જેની રક્ષા માટે એણે પ્રાણ સમર્પ્યો હતો.

તે પળમાં એનું હૈયું ગર્વથી ફૂલ્યું. જે કોઈએ નહોતું કર્યું તે તેણે એકલે હાથે કર્યું હતું; એણે યવન સેનાનો સંહાર કર્યો હતો. ઘોઘાબાપા જ્યારે આ જાણશે ત્યારે તેનાં પગલાંની પૂજા માંડશે. જ્યાં સુધી ગગને ભાણ તપશે ત્યાં સુધી, જુગેજુગ જ્યાં વીરતાની લહાણ થતી હશે ત્યાં પરાક્રમ ગવાશે એનાં – ચોહાણશિરોમણિ સજ્જનનાં,– જેણે એકલે હાથે યવનોથી સોમનાથ બચાવ્યા તેનાં !

આંધીના તેજ તેને આંજવા માંડયાં.. પદમડી અધીરી બની હતી...શું અહીં જ ઊભા રહી મરવું ?...અને તેની આંખે દેખાયો લાંબી દાઢી ને લીલી પાઘમાં વિકરાળ હમ્મીર આંધીમાં ગૂંગળાતી ને રણ વચ્ચે તરફડતી યવનસેના – ને સેનાનાં અસંખ્ય શબ પર ગોળ ફરતાં ગીધનાં વ્યૂહો.....

તે હસ્યો, ને નીચો વળી પદમડીની ડોકે વળગ્યો ને તેને ભેટી હેતભર્યું ચુંબન કર્યું. 'પદમડી' તેણે હેતથી કહ્યું, 'વહુ, ફર પાછી, મારી લાડલી ભગવાન સોમનાથની, ત્રિભુવનના ધણીની, બન તું ત્રીજી આંખ !' કહી તે સાંઢણી ફેરવી પવનવેગે આંધીની આગળ થયો.

મસુદ ને ભોમિયાઓ જીવ લઈ નાસતા હતા ત્યાં રસ્તે બે સાંઢણી ફસડાઇ પડી ગઈ, ને તેના પર બેઠેલા ભોમિયાઓ પાછળ રહી ગયા. મસુદને પાછળ જોવાની જરા ય ઇચ્છા નહોતી. એને તો જઈ સેનાને પાછા નાસવાની આજ્ઞા કરવી હતી. સેનાના પહેલા

વિભાગે એને આવતો જોયો, ને એની આજ્ઞા સાંભળી. ને જેનાથી બની તેટલી ઝડપે બધા ભાગવા માંડયાં.

મસુદ નવી ને તાજી સાંઢણી પર બેસી આગળ વધ્યો, ને થોડે દૂર આવતા બીજા વિભાગને પાછા ફરવા સૂચવ્યું. સુલતાન પોતે તેની સાથે હતો, તેને તેણે પાંચ પળમાં બધું સમજાવ્યું. જાન લઈ નાસવા સિવાય બીજો રસ્તો નહોતો. મહાન તે વિજેતાએ એક ક્ષણમાં આ ભયંકર પ્રસંગમાં રહેલા જોખમનો ખ્યાલ કર્યો. તેણે તરત સાંઢણી પલાણી, સાથે મોટા સરદારો લીધા, એક ડંકા ને નિશાન લીધાં, ને સૈન્યની વ્યવસ્થા સાચવવા ચોમેર ઘૂમવા લાગ્યો. જ્યાં એનું નિશાન દેખાતું ત્યાં હિંમત પાછી આવતી. જ્યાં એની ગર્જના સંભળાતી ત્યાં વ્યવસ્થા આવતી. બીજો વિભાગ મહામહેનને કંઈક વ્યવસ્થા સાચવી ઝપાટાબંધ પાછો ફરવા લાગ્યો.

ત્રીજા વિભાગને પણ વ્યવસ્થાસર પાછા જવું એવા હુકમ છૂટયા, અને એ હુકમને અમલમાં મૂકવા બે સાલારો ઝપાટાબંધ ચાલી ગયા.

પહેલા વિભાગમાં તો નાસરડું જ પડયું હતું, એટલે સુલતાન મસુદ વગેરે ત્યાં ગયા. ત્યાં આજ્ઞા સાંભળવાની કોઈને સ્વસ્થતા નહોતી. પશ્ચિમ ક્ષિતિજ પરથી રેતીના ચમકતા ગોટાઓ ભયંકર વેગે આગળ ધસી આવતા હતા. સુલતાને આવતી આંધી જોઈ, અને વ્યવસ્થા લાવવાની અશકયતાનું ભાન તેને થવાથી તે બીજા વિભાગ તરફ પાછો વળ્યો. પહેલો વિભાગ હવે સેના નહોતો રહ્યો પણ નાસતાં, પડતાં, હાંફતાં, જન ને જાનવરનો સંભૂમેળો થઈ રહ્યો હતો; ગરમ વાયુઓ વાવા લાગ્યા હતા. ઠેકઠેકાણે ભમરીઓ થતી હતી. અને પાછું જોતાં—

બધાં જીવ બચાવવો છોડી એકાગ્ર નયને પશ્ચિમ તરફ જોઈ રહ્યાં...

તેજોમય રજકણોના આંજતા પ્રકાશમાં, સોનેરસી સાંઢણી પર, જાજ્વલ્યમાન ને ઉગ્ર સૂર્યનારાયણ પ્રલય પ્રસારવા ધસી આવતા દેખાયા. ભમતા અંગારતણખાની ધસતી નિઃસીમ સ્તંભાવલિઓની આગળ જાણે તેમને લઈ આવતી હોય તેમ, આંધીવેગી સાંઢણી પર, લાંબા છૂટ કેશ ને ચમકતી તરવારમાં ભયંકર, તે ચડી આવતા હતા. એમની આંખોમાંથી અગ્નિની જ્વાલા નીકળતી; એમના મુખ પર રમી રહેલું ભયંકર હાસ્ય યવનસેનાની શક્તિની વિડંબના કરતું હતું.

ભાગી જતા સૈનિકોએ આ ભયંકર પ્રતાપી મૂર્તિ જોઈ, અને હિંદુઓ હતા તેમના મુખમાંથી એક જ અવાજ નીકળ્યો : 'સૂરજબાપા !' મુસ્લિમ હતા તેના કંઠમાંથી એક જ અવાજ નીકળ્યો 'શયતાન !' અને બધા નાસવાની હિંમત છોડી ઊંધે માથે ભોંયે પડયા—હિંદુઓ ક્ષમા પ્રાર્થતા, મુસ્લિમો અલ્લાહનો આશ્રય શોધતા. આંધીના અધિષ્ઠાતા દેવ, વિજયી હાસ્યથી આ ગભરાટ નિહાળતા આગળ ને આગળ આવ્યા.

પદમડી વહુ કદી દોડી નહોતી એમ દોડી આવતી હતી. એના પગમાં વિદ્યુતની ગતિ હતી. તે પણ જાણતી હતી કે આજે તે પાર્થિવ નહોતી પણ દૈવી હતી.

આમ સૂર્યદેવતા સાંઢણીએ ચડી આગળ ને આગળ આવતા હતા; પાછળથી દઝાડતા રેતીકણોના ગોટા ભયંકર સૂસવાટ કરતા આગળ વધતા હતા; ને પ્રચંડ ઘોષણા સંભળાતી : 'જય સોમનાથ.'

તે આગળ વધ્યા—જ્યાં હજારો સૈનિકો ઊંધું ઘાલી પડયા હતા ત્યાં. પંખાળી પદમડી વહુ ચામુંડાના વ્યાઘ્રથી પણ વિકરાલ તે દેવવિનાશિની સેના પર ધસતી આવી, તેની ખરીઓથી ખોપરીઓની કચ્ચરો કરતી. તે આગળ ચાલી જતી અને પાછળ ડામતી રેતીઓના ગોટા તેમને દઝાડતા, ગૂંગળાવતા, વીંટાઈ વળતા, દાટી દેતા. અને

આંધીના સૂસવાટથી ય વધારે પ્રચંડ સજ્જનની ગર્જના સંભળાતી : 'જય સોમનાથ.'

એક રેતીની ટેકરી પર ઊભાં ઊભાં સુલતાન મહમૂદે આંધી પર ચડીને આવતો આ રજપૂત જોયો.

'આ કોણ? શયતાન?' સુલતાન મહમૂદે પૂછ્યું.

'ના. એ તો પેલા ઘોઘાબાપાનો દીકરો.'

'શું?' કહી વીરોમાં શ્રેષ્ઠ એવો ગઝનીનો હમ્મીર મુગ્ધ બની રહ્યો. કાંપતી કાયે ને ભયગ્રસ્ત હૈયે તેણે પોતાની સેનાના એક વિભાગને આંધીમાં અદૃષ્ટ થતો જોયો. તેણે એક નિસાસો નાંખ્યો, 'અલ્લાહની મહેર કે ત્રણ વિભાગો કર્યા. બે તો બચી ગયા,' કહી તેણે સાંઢણી પરથી ઊતરી, પશ્ચિમાભિમુખે ઘૂંટણીએ પડી અલ્લાહનો અને પયગંબરનો આભાર માન્યો.

આંધી એક ઘડીમાં સેનાના એક વિભાગને વીંટાઈ વળી, નિષ્પ્રાણ કરી, ટેકરીની તળેટી આગળ શમી ગઈ. શમી ગઈ ત્યારે બધા ઉપર ચાર ચાર હાથ રેતીનો ઢગ પડયો હતો, અને તેમાં સજ્જન ને પદમડી વહુ એક બીજાની ડોકે વળગી અનંત શાંતિ પામ્યાં હતાં.

• ૩ •

સુલતાનની અદ્ભુત પ્રતિભા વડે જેમ તેમ કરતાં બાકીનું સૈન્ય થોડુંઘણું વ્યવસ્થિત રહ્યું. દિવસમાં થોડા જ જોજન ચાલવું, પાણી ને ખાવાની કસર કરવી, આખો દિવસ પ્રાર્થનાઓ કરવી, સુલતાનના ભયંકર ખોરાસાની સ્વારોની મદદથી અસંતોષીને ડરાવવા આવા આવા ઉપક્રમોથી સૈન્ય છિન્નભિન્ન થતું અટકયું. આવી મુશ્કેલીના વખતે સુલતાનનું ખરું વ્યક્તિત્વ દીપી નીકળતું. કોઈ પણ વસ્તુથી તે હતાશ થતા નહીં, ગમે તેવા નિરુત્સાહથી તેની

આત્મશ્રદ્ધા ડગતી નહીં; ગમે તેવી સલાહથી એમનું લક્ષ્ય બદલાતું નહીં. દિવસ ને રાત ઊંટ પર, ઘોડા પર કે પગે તે આખા સૈન્યમાં ફરતા. ને કોઈને મજાકથી, કોઈને ઉગ્રતાથી તો કોઈને ધાર્મિક પ્રેરણાથી તે ઉત્તેજતા. જ્યાં તે જતા ત્યાં નધણિયાતાં ધણીવાળાં થઇ જતાં અને શિથિલોમાં શક્તિ આવતી. માત્ર હિંદુ સૈનિકોમાં ઉત્સાહ નહોતો.

'જ્યાં સૂર્યનારાયણ રણે ચડે ત્યાં મનુષ્ય શું કરી શકે?' એ પ્રશ્ન તે માંહોમાંહ્ય પૂછતાં અને નિરાશાથી ડોકું ધુણાવતા. કંઈક લૂંટના લોભમાં, કંઈક પોતાના નર્વીર્ય રાજાઓની આજ્ઞાથી તે આ સવારીમાં શામિલ થયા હતા. પણ આજે એમને ભાન આવ્યું કે તેઓ મનુષ્ય જોડે લડતા નહોતા પણ તેમના દેવની સામે ઝઝૂમવા તૈયાર થયા હતા. તેમને સ્વધર્મનું ભાન થવા લાગ્યું, તેમનો અસંતોષ વધી ગયો, ને તેમના ગડબડાટનો પાર ન રહ્યો.

બીજે દહાડે સવારે સુલતાનના તંબૂમાં મુખ્ય સરદારો મળ્યા. દરેકને કંઈ ને કંઇ ફરિયાદ કરવાની હતી. હાથીઓ ચાલી શકતા નથી. ઘોડાઓ મરણતોલ થયા છે, પાણી ને ચારો ખૂટવા માંડયો છે, હિંદુઓએ હારી ખાધું છે, મુસ્લિમો નિરુત્સાહ બન્યા છે, ભોમિયાઓને રસ્તો ન સૂઝતો, પાછળ રજપૂત સેના વાટ જોઈ બેઠી છે, એવી એવી અનેક ફરિયાદો સુલતાને તકીયાપર પડી, મોટાં ભવાં નીચેથી તીક્ષ્ણ દૃષ્ટિ વડે બધાનું માપ કાઢતાં, સાંભળી. મસુદ એકલો જ ઉત્સાહથી ઊછળતો બેઠો હતો. અને દરેક સૂચનાનો કુરાનમાંથી એક દૃષ્ટાંત આપી જવાબ વાળતો. એટલામાં બહારથી ખબર આવી કે મુલ્તાનના મુખીનો સંદેશો લઈ બે માણસ આવ્યા છે. એ ખબર સાંભળી બધાના મુખ પર જુદાં જુદા ભાવ છવાયા. જે આશાવાન હતા તે હરખાયા, ને હતાશ હતા તેમણે નિસાસો મૂકયો. સુલ્તાને બેઠા થઈ આજ્ઞા કરી, 'એમને અંદર લાવો.'

મસુદ ઉત્સાહઘેલો થઈ ઊઠ્યો ને નવા આવનારને તેડવા ગયો. બધા મૂંગે મોઢે નવી ખબરની વાટ જોતા બારણા તરફ જોઈ રહ્યા.

થોડી વારે મસુદ સામંતને અને નન્દિદત્તને લઈ આવ્યો. એ બે જણ રણમાર્ગે ગૂજરાતનો ટૂંકો રસ્તો શોધતા, ને સુલતાનની ભાળ કાઢતા આ રસ્તે આવી ચડયા અને એમણે યવનસેનાનો પડાવ જોયો. નન્દિદત્તે સામંતને નાસી છૂટવા સૂચવ્યું. પણ તેણે ભયંકર અડગતાથી એ સલાહની અવગણના કરી, અને સીધા પડાવ તરફ આવી તેણે સુલતાનને જાતે મળવાની માગણી કરી. ચોકીદારો પહેલાં તો ચમકયા. રઝળતા હિંદુવટેમાર્ગુઓને સુલતાનને મળવાની માંગણી કરતા તેમણે સાંભળ્યા નહોતા. આખરે સામંતે કહ્યું કે પોતે ઝાલોરથી મુલતાનના મુખીનો સંદેશો લઈ આવે છે. આ વાત ચોકીદારોએ નાયકને કરી, નાયકે પોતાના ઉપરી અમલદારને કહી, અને એમ અધિકારીઓની પરંપરાદ્વારા તે અત્યારે અહીં આવ્યો હતો.

એકવીસ વર્ષનો સામંત અત્યારે ભયંકર દેખાતો હતો. તેની આંખો સ્થિર ને ઝનૂની થઈ ગઈ. મુખની સુકુમારતા અદૃષ્ટ થઈ તેના પર દુઃખની અનાકર્ષક રેખાઓ પડી હતી. થોડા દહાડામાં એણે હૃદયમંથન કરી જે વિષ કાઢયું હતું તે એની દૃષ્ટિમાં, એના મુખ પર, એના અવાજમાં પ્રસરી રહ્યું હતું. એની જીભ ભાગ્યે જ ઊઘડતી, ને તે પણ ભયંકર વાગ્બાણ છોડવા માટે જ. એની પાછળ વૃદ્ધ નન્દિદત્ત આસ્તેથી શિવકવચ ભણતો, નીચી દૃષ્ટિ રાખી ચાલી આવતો હતો. સામંતથી છૂટા ન પડવાનો એણે સંકલ્પ કર્યો હતો.

તે આવ્યો એટલે બધા ધ્યાનથી ખબર સાંભળવા ટટાર બની બેઠા. સુલતાને મોટે અવાજે આજ્ઞા કરી, 'મસુદ, એને અહીં લાવ. તિલક એને સવાલ પૂછ. કયાંથી આવ્યો છે?' તિલક ઊઠીને આગળ આવ્યો અને મસુદ સામંતને અને નન્દિદત્તને પાસે લઈ આવ્યો. પછી સુલતાને પૂછેલા સવાલોનો અને સામંતે આપેલા જવાબનો તિલક તરજુમો કરતો ગયો.

'તું ક્યાંથી આવ્યો ?'

'ઝાલોર ને મારવાડના રસ્તા પરથી.'

'કોણે મોકલ્યો ?'

'મુલતાનના મુખીએ.'

'શો સંદેશો લાવ્યો છે ?'

'મને એકલા હમ્મીરને જ કહેવાનું કહ્યું છે,' એકાગ્ર ને સ્વસ્થ દૃષ્ટિ સુલતાન પર નાંખી સામંતે કહ્યું.

'મુખી ક્યાં છે ?' તિલકે પૂછ્યું.

'આ બધા વચ્ચે કહું ?'

'હા. જહાંપનાહનું ફરમાન છે.'

'મુખી આ લોક છોડી ચાલ્યો ગયો,'

'હેં હેં ?' એક કરતાં વધારે સરદારોથી મર્યાદા છોડી બોલાઈ ગયું. સુલતાન થોડુંક આગળ આવ્યા ને તેમણે ક્ષુબ્ધ અવાજે પૂછ્યું. 'ક્યાં ? ક્યારે ? કોને હાથે ?'

'એ મૂઓ ઝાલોરને રસ્તે. આજે વીસ દિવસ થયા. હિંદુ યોદ્ધાઓને હાથે,' સામંતે ટૂંકમાં જવાબ આપ્યો.

'ખાતરી શી કે તું સાચું કહે છે ?'

સામંતે ભેટમાંથી મુખીની હીરાજડિત કટાર કાઢીને પાસે ઊભેલા મસુદને ધરી. 'આ એની કટાર, તે મારી ખાતરી,' તેણે કહ્યું.

મસુદ નીચો વળ્યો ને તિલક પાસે આવ્યો, ને બન્ને કટાર તપાસવા બેઠા. બન્નેએ સાથે જ ઓળખી. 'જહાંપનાહ, એ એનું જ ખંજર, આપે બક્ષિસ આપેલું તે.' સુલતાન સ્તબ્ધ બની ગયો. બીજા બધા તો ચિત્રવત્ બની, સ્વસ્થ ને નીડર સામંતનું મુખ જોઈ રહ્યા. ક્યાં સુધી કોઈએ બોલ્યું નહીં.

'તું કઈ જાતનો છે ?' સુલતાનની સૂચનાથી તિલકે પૂછ્યું.

'રજપૂત'

'મુખીએ કટાર આપી ત્યારે શો સંદેશો કહ્યો હતો ?'

'કહું ? હમણાં ? આ બધા વચ્ચે ?'

'હા, હા, હા,' સુલતાને અકળાઈને કહ્યું, 'બોલ.'

સામંતે નિશ્ચલ આંખો સુલતાન પર ઠેરવી ને ધીમે ઘાતકી અવાજે તેણે કહ્યું, 'ઝાલોર ને મારવાડને લાંચ આપવા તમે મુખીને મોકલ્યો હતો.'

બધા બેઠેલા આ ધૃષ્ટ યુવકની વાણી સાંભળી સુલતાન પર તેની શી અસર થાય છે તે પારખવા મથી રહ્યા. સામંત તો દિવસો થયાં ભય ને ક્ષોભને પેલે પાર – જ્યાં મૃત્યુનો ડર નથી ત્યાં – પહોંચી ગયો હતો.

'પછી ?'

'ઝાલોર ને મારવાડે લાંચ લેવા ના પાડી, એટલુ જ નહીં પણ એ બેની સેના ગૂજરાતની સેના સાથે તમને યુદ્ધ આપવા તૈયાર ઊભી છે,' ધીમી સ્પષ્ટતાથી સામંત બોલ્યો, અને તેનો શબ્દેશબ્દ જાણે તરવારનો ઘા હોય તેમ બધાનાં હૃદય ભેદી રહ્યો.

સુલતાન એક ડગલું અધીરાઈથી પાસે આવ્યા. ચારે તરફ પ્રસરેલા ભયની રેખાઓ તેણે દરેક મુખ પર જોઈ, અને તેણે આંખો મીંચી.

સામંતે સ્થિર અવાજે આગળ ચલાવ્યું, 'મરતાં મુખીએ મને કહેવા ફરમાવ્યું છે કે જો જાન ને કીર્તિ વહાલી હોય તો જ્યાંથી આવ્યા ત્યાં પાછા જાઓ.'

અભંગ શાન્તિ થોડીવાર પ્રસરી. ઝઝૂમતો મહા ભય બધાને અવાચક બનાવી રહ્યો. આ સ્થિતિમાંથી પહેલાં સુલતાન જાગ્યા, ને ઓંખે હાથ દઈને તેનાથી બોલાઈ ગયું 'યા, અલ્લાહ !' દરેક જણ મૂઢ થયું હતું – સામંત સિવાય. તેણે વ્યાપક દૃષ્ટિએ બધાનો ક્ષોભ

જોયો, અને આંખપલકમાં તેણે હાથમાં રાખેલું ખંજર મ્યાનમાંથી કાઢ્યું, અને કોઇને કંઈ પણ ખ્યાલ આવે તે પહેલાં તેણે કૂદકો માર્યો. દિઙ્મૂઢ મસુદ અને તિલકને વટાવી તે સુલતાન પર કૂદ્યો. ખંજર ચમક્યું – સુલતાનને ગળે લાગ્યું – ને હાહાકાર કરતા બધા ઊભા થઇ ગયા!

સુલતાન ઊભો થઈ ગયો. એમના જમણા હાથ વડે સામંતના જમણા કાંડાને તેમણે એવું પકડયું હતું કે ખંજરની અણી એમની ડોકને અડકી હતી છતાં અંદર પેસવા પામી નહોતી. અને નાના બાળકને કોઈ ઉપાડી લે તેમ તેમણે પોતાની ડાબી ભુજના બળથી સામંતને ઊંચકી લીધો, ને તેને વાળી ચગદી નાંખ્યો. તેમનું પ્રચંડ કદ ચગદેલા સામંત પર, હાહાકાર કરતા સરદારો પર, તરવાર લઈ પાસે આવતા મિત્રો પર ઊંચું ને ઝઝૂમતું બધાનું ધ્યાન વશ કરી રહ્યું. એમના ચહેરા પર લાલાશ આવી ગઈ, અને તેમના મુખમાંથી અટ્ટહાસ્ય સાથે શબ્દો નીકળ્યા: ' મહમૂદને મારવો સહેલ નથી. અલ્લાહો અકબર!' અને તેમણે બંને હાથના અનહદ બળથી સામંતને એવો ચગદયો કે તેનો હાથ વળી ગયો ને તેમાંથી ખંજર પડી ગયું. પછી બે હાથે સામંતને ઊંચકીને સુલતાને તેને હસતાં હસતાં દૂર ફેંકયો. એક પલમાં સુલતાને પોતાની સર્વોપરિતા સિદ્ધ કરી હતી, એને તે પહેલાં ભગ્નાશ થએલાં હૈયાં શ્રદ્ધાશીલતા અનુભવવા માડયાં.

સામંત પડયો તેવો ઊભો થવા ગયો, પણ અનેક ખૂનતરસી તલવારો તેના પર ઝઝૂમી.

' ખબરદાર, ' સુલતાને આજ્ઞા કરી. ' તલવાર મ્યાન કરો. ' આજ્ઞાનો તરત અમલ થયો, અને સામંત ઊભો થયો – જરા ડર્યા વિનાનો, આખી સભાને પોતાની સ્વસ્થતાથી પ્રશંસામુગ્ધ કરતો. એણે સુલતાનની સામે એકાગ્ર ઝનૂનથી અનિમિષ નેત્રે જોયું; સુલતાન પણ એની સામે પ્રશંસામુગ્ધ બની અનિમિષ નેત્રે જોઈ રહ્યા.

'કોઈ એને મારશો નહીં. અલ્લાહ પોતાના બંદાને હમેશા સાચવે છે,' સુલતાને કહ્યું.

'જહાંપનાહ,' તિલકે કપાળ ઠોકી કહ્યું. 'મને હમણાં ભાન આવ્યું. આ પેલો બ્રાહ્મણ તો ઘોઘારાણાનો રાજગુરુ. હું ક્યારનો વિચાર કરતો હતો કે એને મેં ક્યાં જોએલો. ઘોઘાગઢમાં પહેલી વાર ગયો ત્યારે મેં એને જોયો હતો.'

નન્દિદત્તે ઊંચું જોયું. તિલકને એણે ક્યારનો ઓળખ્યો હતો. 'ઘોઘારાણા!' મસુદે દિંગ થઈ પૂછ્યું, 'એના એક છોકરાએ પરમ દહાડે આપણાં હજારો માણસો માર્યાં.'

આ પરભાષામાં ચાલતી વાત સામંત ન સમજ્યો, પણ ઘોઘા-રાણાનું નામ, અને તિલકે નન્દિદત્ત વિષે કરેલી વાત સાંભળી એને કંઈક સમજ પડી. 'ઘોઘાબાપા!' તેણે ગર્વભર્યા અવાજે કહ્યું, 'હા, હું તેનો પ્રપૌત્ર. મારા વંશનું નિકંદન કાઢ્યું – હવે હું એકલો રહ્યો છું. મ્લેચ્છ! તારી તલવાર ચલાવ – મારા પિતૃઓમાં મને ભેળવી દે.' જે સામંતની ભાષા સમજતાં હતા તે ગર્વભર્યા વચનો સાંભળી અને તેનું નિશ્ચલ, સ્વરૂપવાન, ને ઝનૂન ભર્યું સ્વરૂપ જોઈ મુગ્ધ બની ઊભા. મસુદ હોઠ પર હોઠ બીડી, તલવારની મૂઠ પર હાથ રાખી સામંતને કતલ કરવાની આજ્ઞા સુલતાનની પાસે માગી રહ્યો. તિલકે સામંતના શબ્દો સુલતાનને સમજાવ્યા.

સુલતાને જન્મથી વીરતાની રંગભૂમી પર નાયકપદ એમ ને એમ નહોતું પ્રાપ્ત કર્યું. અણીના સમય પારખવાની, હૃદયો વશ કરવાની, ને મહાપ્રસંગે મહાન થવાની કલા એને હસ્તામલકવત્ હતી. હસતે મુખે ને પ્રશંસાભીને નયને તે આગળ આવ્યો. એક હાથે મસુદ ને તિલકને આઘા ખસવા ફરમાવ્યું; અને જમણો હાથ સામંતને ખભે મૂકી તેની સામે જોઈ રહ્યો.

બધા ફરીથી આવાક્ બની જોઈ રહ્યા.

'તિલક, કહે એ ઘોઘારાણાના દીકરાને કે ઘોઘારાણાના કુળે પોતાના શૌર્યે અબુલ કાસમ મહમ્મૂદની કીર્તિ પણ ઝાંખી કરી છે, ઘોઘારાણાએ – મેં મૈત્રી માગી તો ય – મારાં હજારો માણસ કાપી નાંખ્યાં. પરમ દહાડે ઘોઘારાણાના છોકરાએ આંધીએ ચડી મારું આખું સૈન્ય અસ્તવ્યસ્ત કરી મૂક્યું ને આજે તેં અદ્‌ભુત હિંમતથી મારો જીવ લેવાનું બાકી રાખ્યું.'

તિલકે આનો તરજુમો કર્યો ને સામંતે ઉત્સુકતાથી પૂછ્યું 'ઘોઘારાણાનો છોકરો! ક્યાં છે? ક્યાં છે? એ તો મારા પિતા,' અને જે અત્યાર સુધી સ્વસ્થ રહ્યો હતો તેના કંઠમાંથી સ્નેહ ને વેદનાથી ફાટતો સૂર નીકળ્યો. 'તિલક, એને કહે' સુલતાને જવાબ વાળ્યો 'કે આવો યોદ્ધો સુલતાન મહમ્મૂદે ઉમર ભરમાં જોયો નથી. એકલે હાથે એ અમને રણમાં ભરમાવી લઈ ગયો ને આજે મારા દસ હજાર મરેલા યોદ્ધાઓની વચમાં ઈન્તેકામના ફિરસ્તા જેવો દટાઈ પડ્યો છે.'

'ધન્ય છે, ધન્ય છે.' નન્દિદત્ત બબડ્યો ને તેની આંખમાંથી એક હર્ષ ને ગર્વનું બિંદુ પડ્યું.

'મારા દાદા માર્યા, મારું કુલ માર્યું, મારા પિતા માર્યા'. સામંતે સ્વસ્થતાથી પૂછ્યું, 'મને ક્યારે મારે છે?'

'મહમ્મૂદ જેમ શૂરો છે તેમ શૂરાની કદર પણ કરે છે. જા, તને હું છૂટો મૂકું છું. પણ, છોકરા! અલ્લાહ તો મારી પડખે છે.'

આ શબ્દોનો અનુવાદ સાંભળતાં ઘોઘાબાપાના વંશની આંખમાં ઝનૂન પ્રગટ્યું. તેણે ઉગ્રતાથી કહ્યું, 'હમ્મીર! મારો દેવાધિદેવ, જગતનો વિનાશહાર બેઠા છે જીવતો જાગતો ત્યાં સુધી તારી બડાશ શા ખપની?'

જવાબમાં સુલતાન હસ્યા. 'મસુદ લઈ જા આ છોકરાને અને આ બૂઢાને. એમને સારામાં સારી સાંઢણી આપ ને દસ દિવસનું

ખાવાનું, ચારો ને પાણી દે. ને એને છૂટો મૂકી દે.–જવું હોય ત્યાં જાય.' અને સરદારો તરફ ફરીને એણે ઉમેર્યું, 'જ્યાં સુધી મારો અલ્લાહ મારી સાથે છે ત્યાં સુધી આવા બહાદુર દુશ્મનોની તો હું રોજ ઝંખના કર્યા કરું છું.'

અને એક ભવ્ય અભિનયથી પોતાનું દુર્જેય ગૌરવ સિદ્ધ કરી તેણે મસુદને સખતાઇથી કહ્યું. 'મસુદ, આનો એક વાળ વાંકો કરનારનું માથું ધડથી જુદું કરજે.'

મસુદ સામંત અને નન્દિદત્તને બહાર લઈ ગયો, અને સુલતાન સરદારો તરફ ફર્યો. આવો સુંદર પ્રસંગ ગુમાવે એવો એ કાચો નહોતો. 'મારા મિત્રો,' તેણે હેતથી બધાને કહ્યું, 'અલ્લાહે મને આજે ફરીથી જિંદગી બક્ષી એ જ બતાવે છે કે સ્નેહ હમેશાં મારી જ છે. આપણી પાછળ રાવ લખ્ખણ ને તેની સેના છે. આ છોકરો કહેતો હતો એ ખરું હોય તો સામાં ઝાલોર, મારવાડ, ને ગૂજરાતના લશ્કર છે. તમને ગમે તે સેના સાથે લડી લો. હું તો આગળ જવાનો જ–ધાર્યું છે ત્યાં. બુતપરસ્તીઓના દેવને તોડવા. તમે કોઈ પણ નહીં આવો તો હું એકલો. જોઈએ તો મારી સાથે આવો, જોઈએ તો બીજે રસ્તે જાઓ. બોલો, શી ઇચ્છા છે ?'

છેલ્લી ઘડીમાં તો વાતાવરણ બદલાઈ ગયું હતું. આ પ્રશ્નનો જવાબ તે ચોઘડિયે એક જ હોઈ શકે–અને ઉત્સાહનાં પૂરમાં આવી સરદારોએ સુલતાનની કદમબોસી કરી ને જવાબ આપ્યો.

અને આ ભવ્ય પરિવર્તન જોઈ સુલતાનના મુખ પર હાસ્ય આવ્યું.

●

## પ્રકરણ નવમું

## ઘોઘાબાપાનું ભૂત

• ૧ •

ચોગાનમાં અરજણ ગઢવી એમની ખાટ પર ઘસઘસાટ ઊંઘતા હતા. એ વૃદ્ધના નસ્કોરમાંથી નીકળતો શાંત ને નિયમિત ઘરઘરાટ ગઢના વાસીઓને એમની હાજરીની જાણ રોજની જેમ આજે પણ કરાવતો હતો. આજે મધરાત વીતી ગઈ હતી, અને નીલમગઢનાં ગણ્યાંગાંઠ્યાં સ્ત્રીપુરુષો પણ ઊંઘતાં હતાં.

નીલમગઢ આગળ પાટણના ધણીની હુકુમત પૂરી થતી. એની ત્રણ ગમ જંગલ હતું અને તેમાંથી આવતો પવન રોજ રાતે ઘણા માણસોના રડવા જેવો સાદ કરતો. અનેક વર્ષો થયા રોજ રાતે એ સાદ સાથે અરજણ ગઢવીની ઘોર સૂર પૂરતી. આજે આ સૂરસંવાદને જાણે કોઈ તાલ આપતું હોય એવો અવાજ સંભળાયો. ખબડક... ખબડક. ઊંઘતા ગઢવીને સ્વપ્ન આવતું હતું તેમાં પણ એ અવાજ સંભળાયો, ને સ્વપ્નું જતું રહ્યું. અર્ધ જાગ્રત અવસ્થામાં તે એ અવાજ સાંભળી રહ્યા... ખબડક-ખબડક-ખબડક. અજબ જેવી વાત. ગઢથી બે જોજનવા દૂર એક સુંદર વિસામો એટલે તેને છોડી રાતે આ રડતા જંગલની વચ્ચે થઈ કોઈ આવવાની હિંમત નહીં કરતું. આજે આ કોણ આવતું હતું, અને તે પણ આ ઝડપે?

ગઢવી બેઠા થઈ કાન દઈ સાંભળી રહ્યા. સાંઢણીઓ આવતી હતી. એક...બે...ત્રણ! ભ્રમ નહોતો, અવાજ પાસે આવતો હતો. કોઈ દોડતી સાંઢણીઓએ આવતું હતું. ગઢવી પોતાની તરવાર અને તીર સજ્જ કરવા લાગ્યા. ખબડાક... ખબડક... ખબડક.

ગઢવી ગઢ પર જઈ રણ તરફ જોઈ રહ્યા. તારાઓના ઝાંખા અજવાળામાં ઝાઝું જણાતું નહોતું, પણ અવાજ વધારે ને વધારે સ્પષ્ટ સંભળાતો જતો હતો. તીક્ષ્ણ ને અનિમિષ નેત્રે વૃદ્ધ ગઢવી અંધકાર ભેદવાનો પ્રયત્ન કરી રહ્યા. સ્મશાનભૂમિમાં માણસો રડતાં હોય એવો અવાજ જંગલોમાંથી આવ્યા કરતો. તારાઓ આગિયાની માફક ઊડતા લાગ્યા. થોડી વારે ત્રણ ઓળા દેખાયા, દૂરથી પાસે આવતાં જાણે સ્મશાનમાંથી સાંઢણીનાં પ્રેત હોય તેમ. ગઢવી ધ્રૂજ્યો. બૂમ મારી તેણે તેના માણસોને ઊઠાડયાં. જ્યારે અપાર્થિવ લાગતી સાંઢણીઓ પાસે આવી. ત્યારે ગઢ પર આઠ તીરંદાજો તીર તાકી તયાર ઊભા રહ્યા હતા ખરા, પણ તેમના હાથ ધ્રૂજતા હતા.

'કોણ છો ?'

'હું પ્રભાસપાટણ જાઉં છું. જરુરનું કામ છે.' એક ઊંડો ગંભીર અવાજ આવ્યો.

'નામ શું ?'

'ચૌહાણ છું. ગઢ ખોલો ને નવી સાંઢણી આપો,' સત્તાવાહી પણ અધીરા અવાજે બોલનારે કહ્યું. તરત ગઢવીએ ગઢનાં બાર ખોલ્યાં, અને એક જણ પહેલી સાંઢણી પરથી ઊતરીને અંદર આવ્યો. ગઢવી એટલા ગભરાએલા હતા કે હજી પણ એમને સાંઢણીઓ માત્ર ઓળા જેવી જ લાગતી.

'અત્યારે કેમ આમ ઉતાવળા ?' અરજણ ગઢવીએ પૂછ્યું. પણ તે અટકયા. તેમનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. યુવક સુકકો હતો, અને ચિતા પરથી પાછું ઊઠેલું પ્રેત હોય તેવો તે ફિક્કો હતો. તેની સ્થિર તેજસ્વી આંખો ભયાનક હતી.

'ત્રણ સારી સાંઢણી આપો. મારે પ્રભાસપાટણ જવું છે. અને તમે ગઢ છોડી ચાલ્યા જાઓ.'

'હું ગઢ છોડી ચાલ્યો જઉં? હાથે ચૂડીઓ પહેરી છે શું? કોણ આ પેલો ગરજન આવે છે તેની ધાક!' અરજણ ગઢવી હસીને બોલ્યો.

'ગઢવી!' યુવકે કહ્યું. 'ગાંડા ન થાઓ. ગરજન હમ્મીર કોણ છે તેનું ભાન છે? એ તો દાવાનળ છે. દસ દહાડામાં આવી લાગશે ને બધું બાળીને ભસ્મ કરશે. નાસી જાઓ. જંગલોમાં જેમ બને તેમ જલદી.'

'છોકરા,' ગઢવીએ તિરસ્કારમાં કહ્યું. 'અમે તો ગઇદિયા, તમારા જેવા આજના બાયલા અમે નથી.'

યુવક હસ્યો, કર્કશતાથી, ભયંકર રીતે. અરજણ ગઢવીને કમકમાં આવ્યાં. આ માણસ હતો કે ભૂત?

'બાયલો? હું?' યુવક ફરી હસ્યો. અને ભયંકર અવાજે પૂછ્યું 'ઘોઘાબાપાનું નામ સાંભળ્યું છે?'

અરજણ ગઢવી તો ઘોઘાબાપાના પરમ ભક્ત હતા. રણને છેડે રહેતા એ ચોકીદારે રણના રાજવીની કંઈ કંઈ દંતકથાઓ કહી સંભળાવી અવતાર ગાળ્યો હતો. અને વર્ષો પર મૂળરાજદેવના વખતમાં એ તેમને મળ્યા હતા એટલે અંગત સંબંધનો પણ તે દાવો કરતા. અત્યારે એકદમ ગઢવીનું સ્મરણપટ નિર્મલ બન્યું. જુવાન ઘોઘાબાપાનું ચિત્ર તેમના પર પચાસ વર્ષ પર જોયું હતું એવું પડયું...ને તે થરથર કાંપી રહ્યા. આ જ તે ભાલ, આ જ તે આંખ, આ જ તે મોછા. આ ઘોઘાબાપાનું ભૂત. 'ઘોઘાબાપા! મે પણ, બાપા!' હાથ જોડી ગઢવીએ કહ્યું. 'બાપા!'

યુવક હસ્યો, જાણે પરલોકવાસી મ્લાન વદને હસે તેમ.

'ઘોઘાબાપા હણાયા, ગરજનના હમ્મીરને હાથે. ને એ ચઢી આવે છે, ચારે તરફ પ્રલય પ્રસારતો, સોમનાથ ભગવાનને તોડવા.

તમે મરી જશો પણ એને રોકી નહીં શકો. જંગલમાં ભરાઈ જાઓ ને પાછળથી પજવજો, જીવતા હો તો.'

'બાપા, પણ તમે ક્યાં જાઓ છો ?'

'પ્રભાસ. સોમનાથનું રક્ષણ કરવા, ચાલો જલદી કરો.'

ગઢવીને તો ખાતરી થઈ હતી કે આ ઘોઘાબાપાનું ભૂત હતું એટલે વધારે બોલવાની એની હિંમત નહીં રહી. એણે પણ તાજી સાંઢણીઓ તરત કાઢી આપી અને પેલો યુવક અને તેના સાથીઓ ઊડતી સાંઢણીએ અંધકારમાં અલોપ થઈ ગયા.

કાંપતે અંગે અરજણ ગઢવીએ ક્યાંય સુધી જોયા કર્યું.

'બાપા, 'એના છોકરાએ ગઢવીને પૂછ્યું, એ કોણ ?'

ગઢવીને ફરી કમકમાં આવ્યાં.

'બેટા, ઘોઘાબાપા આવ્યા છે, સોમનાથ ભગવાન બચાવવા.'

'ઘોઘાબાપા !'

'હા. અણિશુદ્ધ પચાસ વર્ષ ઊપર હતા તેવા.'

છોકરાએ ચિંતાથી બાપની સામું જોયું. બાપા ગાંડા તો નહોતા થયા ?

અરજણે પુત્રના મુખ પરનો ભાવ જોયો.

'જમને ઘેરથી પાછા આવ્યા છે. ચાલ, જતા રહીએ. આ તો સોમનાથ બાપાએ જ અગમચેતી આપી.'

• ૨ •

મારવાડ પાટણ જવાના ધોરી માર્ગ પર જે જે ગામ હતાં ત્યાં વાને વેગે વાત પ્રસરી ગઈ. ગરજનનો હમ્મીર આવતો હતો એ વાત તો ઊડતી ઊડતી આવતી હતી. મારવાડના કેટલાક મુસાફરો અવારનવાર આવતા હતા તે પણ હમ્મીરની સેનાની ન મનાય એવી

વાત કરતા હતા. હમ્મીર આવતો હતો એમ કોઈક લોકો માનતા. ઘણા કહેનારની ઠેકડી કરતા: કોઈની માએ શેર સૂંઠ ખાધી છે કે સોમનાથ ભગવાન પર આક્રમણ કરે ? પણ હવે તો જુદી જ વાતો કાને આવી, કારણ કે અરજણ ગઢવીના માણસો ફરી વળ્યા હતા. રણનો રાજવી ઘોઘાબાપા હણાયો, અને તે ભૂત થઈ ગઢવીને ચેતવી ગયો હતો કે નાસી જાઓ, નહીં તો જીવથી જશો. ઘોઘાબાપાનું ભૂત સાંઢણી પર બેસી સોમનાથનું સંરક્ષણ કરવા જતું હતું.

કોઈએ ગઢવીને સ્વમુખે એ ભૂતની વાત સાંભળી હતી. રસ્તે જતી જાનને ગઢવી મળ્યા હતા, ને પોતે જાનમાં હતો ને ગઢવીની વાત સાંભળી હતી. મૂળરાજદેવના વખતમાં ગઢવી ઘોઘાબાપાને ઓળખતો. પચાસ વર્ષની વાત. ઘોઘાબાપા તો જીવથી ગયા, પણ એમનું ભૂત પચાસ વર્ષ પર એ હતા એવું આબેહૂબ હતું. એની આંખો કારમી હતી. જાણે ચિતા પરથી ઊતર્યા હોય એવી એમની ચામડી હતી. ગળે પણ ઘા હતો, જેમાંથી લોહી ટપકતું. ગઢવીએ તરત ઓળખ્યા. ઘોઘાબાપા એટલે રણના રાજવી. એ હણાયા એટલે હમ્મીર હાથવહેંતમાં ગૂજરાતમાં આવવાનો. હવે શું બાકી ?

બીજા ગામનાં લોકોને આ વાતની ખાતરી થઈ ગઈ. પરમ દિવસે મધરાતે મુખીએ પણ સાંઢણીઓ જાણે ઊડતી હોય એમ જતી જોઈ. તેના ઘર આગળથી ગઈ. આગલી સાંઢણી પર ઘોઘાબાપા હતા. તેની આંખો ભયંકર, તેનો અવાજ જાણે પાતાળથી નીકળતો હોય એવો. ઘોઘાબાપાએ એને પણ કહ્યું, 'ગામલોકને જંગલોમાં નસાડી જાઓ. ગરજનનો હમ્મીર આવે છે. કોઈને જીવતા નહીં જવા દે. હિંમત હોય તો પાછળથી પજવજો.'

બીજા ગામની એક સ્ત્રી પાણી ભરીને જતી હતી તેને પણ ઘોઘાબાપા મળેલા. બાપાએ સ્ત્રીની પાસે પાણી માગ્યું. સ્ત્રી તો ગભરાઈ ગઈ. બાપાની આંખો પલક જ નહોતી મારતી. શાની મારે ?

મુડદાંની આંખો તે કંઈ પલક મારતી હશે? સ્ત્રી પાણી આપતી જ ગઈ પણ ઘોઘાબાપાની તરસ જ ન છીપે. શાની છીપે? મ્લેચ્છે એમને ઠાર માર્યો તે તરસ ક્યાંથી છીપે? આખરે પનિયારીનું પાણી પૂરું થઈ ગયું, પણ પીનારની તરસ ન છીપી. પછી ઘોઘાબાપાએ કહ્યું, 'માજી, તમારા ગામલોકને કહેજો કે નાસી જાઓ જંગલોમાં. ગરજનનો હમ્મીર આવી લાગ્યો છે.' એ જ બોલ, એ જ અવાજ. વાત વધવા લાગી. કોઈએ તો ઘોઘાબાપાની છાતીમાંથી લોહીના ફુવારા ઊડતા જોએલા. કોઈએ સાંઢણીઓના પગમાંથી તણખા ખરતા જોએલા. કોઈએ ઘોઘાબાપાને ને તેના માણસોને ખાવાનું પણ આપેલું પણ તે તો ખાય નહીં. ભૂત ને પ્રેત કંઈ ખાય? આવી આવી વાતોથી લોકોના ગભરાટનો પાર ન રહ્યો, અને બને તેટલું રાચરચીલું લઈ ગામોનાં ગામો જંગલમાં સંતાવા ભાગી જવા લાગ્યાં. અકથ્ય, અકલ્પ્ય ભય તેમને રોમે રોમ વસ્યો. અને દરેક ગામમાં લોકોના કાનમાં ઘોઘાબાપાની ત્રણ સાંઢણીઓનાં પગલાંના ભણકાર વાગવા માંડયા. ક્ષિતિજમાં કંઈ હાલતું જોતાં ઘણાંને ઘોઘાબાપાના ભૂતની ઝાંખી થતી. તેની સાથે ઘોઘાબાપાની દંતકથાઓ પણ વધવા લાગી.

પ્રભાસપાટણમાં પૂજ્યપાદ ગંગસર્વજ્ઞ પાઠ પૂજા પરવારી પોતાના ધામમાંથી ભગવાના મંદિરે બિલ્વપત્ર ચડાવવા જતા હતા. એમનું તેજસ્વી ને ગૌરવશીલ મુખ સદા ય હતું એવું શાંત ને સ્વસ્થ. એમના એક હાથમાં જામ ને આચમની હતાં. બીજા હાથમાં પોતે હાથે ચૂંટેલી બીલીનું પાત્ર હતું.

પ્રભાસમાં ગરજનના મ્લેચ્છની આવતી સેનાની વાતો થોડીક આવતી, પણ ઉચાટ પ્રેરે એવી નહીં. થોડાક યોદ્ધાઓ તડાકા મારતા, મુલતાનમાં મ્લેચ્છ મરાયો-રણમાં ખોવાઈ ગયો. ભગવાન બેઠા છે ત્યાં સુધી કોની મગદૂર છે કે સૌરાષ્ટ્રમાં આવે? અને ભીમદેવ સોલંકી તો મ્લેચ્છને કાપી નાંખવા તૈયાર જ હતા, પછી શું?

દામોદરની વાતથી સર્વજ્ઞનાં હૃદયમાં પલવાર ક્ષોભનો સંચાર થયો હતો, પણ કંઇ ખાસ ખબર નહોતી એટલે એમને પણ ભય જેવું નહીં લાગ્યું. એક વાત તો એવી પણ હતી કે મ્લેચ્છનું સૈન્ય રણમાં પાણી વિના તરફડીને મૂઉં. ભગવાનની સાથે બાથ ભીડનારની બીજી શી વલે થાય ?

અને આટલો ય વિચાર થાય તો તેમના અંતરમાં જ. ભગવાનની આસપાસ તો અનાદિ અને અનંત એવું શાંત ને નિયમિત વાતાવરણ હતું. સર્જનકાળે એ ઉદ્‌ભવ્યું હતું અને પ્રલયકાળે જવાનું હતું, આ શાંતિ ને શક્તિની અનંતતામાં મ્લેચ્છ જેવા ક્ષણિક બુદબુદોથી શો ફેર પડવાનો હતો ? પૂજા થતી, રૂદ્રી થતી, નર્તકીઓ નૃત્ય કરતી, આરતી થતી, ભાવિકો ભક્તિ કરતા, સૂર્ય ઊગતો આથમતો–ને ભગવાન સોમનાથની ધજા સમીર સાથે નૃત્ય કરતી.

મંદિરમાં જવાને સર્વજ્ઞ તૈયાર થયા, પાવડી પહેરી, અને એક પગ મૂકે છે ત્યાં એક શિષ્ય આવ્યો, 'ગુરુદેવ ! કોઈ આવ્યો છે.'–

સર્વજ્ઞ રજા આપે એટલામાં આવનાર ઝપાટાભેર આવ્યો. પ્રેત સમો ફિક્કો, મોટી સ્થિર આંખોમાં ભયાનક. આવનાર પગે પડયો.

'નમઃશિવાય,' તેણે હાંફતે સાદે કહ્યું.

'શિવાય નમઃ' સર્વજ્ઞે આશીર્વાદ દીધા. 'ઊઠ, બેટા કોણ છે ?'

આવનાર ઊભો થયો. એના કપાળ પર ભયંકર કરચલી હતી.

'ગુરુદેવ, મને ન ઓળખ્યો ?' એના સાદમાં આંસુઓ હતાં. સર્વજ્ઞ મોઝા ઓળખીને તે બીલી ને પાત્ર શિષ્યના હાથમાં આપી દીધાં. 'કોણ ? સજ્જન ચોહાણનો પુત્ર ? અહીંયાં કયાંથી ?'

'ગુરુદેવ, હું જ,' ડૂસકું રોકતાં ધ્રૂજતા હોઠે સામંતે કહ્યું.

અમેય મમતાથી ગંગસર્વજ્ઞે છોકરાના ખભા પર હાથ મૂકયો, અને ખંડની અંદર લીધો.

'કોઈને આવવા નહીં દેતો,' સર્વજ્ઞે શિષ્યને આજ્ઞા કરી. તેણે સામંતને લઈ જઈ બેસાડયો ને સામે પોતે બેઠા. 'વત્સ! સજ્જન ચૌહાણ ક્યાં? ઘોઘારાણા ક્યાં? તું પાછો કેમ આવ્યો?' તેમણે આતુરતાથી પૂછયું.

'ગુરુદેવ!' સામંત તૂટતે અવાજે બોલવા લાગ્યો. અને તેની આંખમાંથી અશ્રુધારા ચાલી. 'આપે કહ્યું હતું કે ઘોઘારાણાના કુળમા એક વીર જીવતો હોય ત્યાં સુધી એમના દ્વેષીનો જીવ લેજો...ગુરુદેવ, મારા સિવાય બધાએ એ...' સામંતે રડી દીધું 'એ વચન પાળ્યું.'

'કેવી રીતે? કેમ?' અસ્વસ્થ બની ગંગસર્વજ્ઞે પૂછયું.

'ઘોઘાબાપા ને તેનો આખો પરિવાર ઘોઘાગઢ આગળ મરાયો. મારા બાપુ...' પાછું સામંતથી રડાઈ ગયું 'મારા બાપુ યવનસેનાના દસ હજાર યોદ્ધાઓને રણમાં રઝળાવી કૈલાસવાસી થયા.' સામંતને ધ્રૂસકે ધ્રૂસકાં આવ્યાં ને ગંગસર્વજ્ઞે પાસે આવી તેને છાતી સરસો ચાંપ્યો.

'બેટા રડ નહીં. ભગવાનની આજ્ઞા માથે ચડાવનારને પરલોકમાં કૈલાસ છે. ને તું–'

'હું ગરજનના હમ્મીરનો જીવ લેવા તેના સૈન્યમાં ગયો. નાગી કટારે તેને મારવા ધસ્યો, પણ પકડાઈ ગયો. દેવની આજ્ઞા માથે ન ચડાવી શકયો. હું હતભાગી–મારા આખા કુલમાં એક હતભાગી રહી ગયો. મ્લેચ્છે મારો જીવ પણ ન લીધો. મને છોડી દીધો.'

'બેટા, ભગવાન ત્રિશૂલપાણિ તારું રક્ષણ કરે છે ત્યાં સુધી એ મ્લેચ્છની શી મગદૂર કે તને મારી શકે? શાંત થા, શાંત થા, નિરાંતે વાત કર. લે, પાણી પી.'

આંસુઓનાં વહેણ જેમ તેમ રોકી સામંતે પોતાની વીતી કહી સંભાળવી, અને તે જેમ ધીમે ધીમે વિગત કહેતો ગયો, તેમ સર્વજ્ઞના

શાંત ગંભીર મગજમાં એમના શ્વાસની સાથે 'ઓમ્ નમઃશિવાય' નો ધ્વનિ ઊઠયો.

'અને હવે ગરજનનો હમ્મીર ક્યાં સુધી આવ્યો છે?'

'ગુરુદેવ, પાંચ સાત દિવસમાં આબુ પાસે આવી જશે. પાંચ દસ દહાડા મોડું પણ થાય.'

'ભીમદેવ સોલંકી એની વાટ જોતા પાટણમાં બેઠા છે. એને વટાવવો ભારે છે.' પોતાના હૃદયને કહેતા હોય એમ સર્વજ્ઞે કહ્યું.

'ગુરુદેવ ? એ તો મૂર્ખાઈ છે.'

'શી ?'

'હમ્મીરની સામે થવું તે–'

'એટલે ?'

'ગુરુદેવ ! કોઈને હમ્મીર ને હમ્મીરની શક્તિનો ખ્યાલ નથી. એ દાનવ ભલે હોય પણ એનામાં માણસો વશ કરવાની શક્તિ છે. એની પાસે કાર્તિકેય જેવી યુદ્ધકલા છે. એનું સૈન્ય સમુદ્ર જેવું અગાધ છે. પાટણ તો આમ પડીને પાધર થશે.'

'છોકરા, તને ભગવાન પિનાકપાણીની કૃપામાં વિશ્વાસ છે?'

'વિશ્વાસ છે,' સામંતે કહ્યું, 'પણ આ તમારા વીરોની અક્કલમાં નથી. અહીં વાત સાંભળી ત્યારે એ ચપટીમાં ચોળાઈ જશે એમ આપણે ધાર્યું હતું. વાકપતિરાજે એમ માન્યું. ઘોઘાબાપાએ એમ માન્યું ને એમનું નિકંદન નીકળી ગયું. ચૌહાણ બાલદેવે એમ માન્યું ને તે પણ રણમાં રોળાઈ ગયા. હું તો હમ્મીરના લશ્કરમાં ફર્યો છું. એની જોડે વાત કરી છે. એનું બાહુબળ જોયું છે ને એની પ્રોત્સાહનશક્તિનું માપ કાઢયું છે. એ તો ત્રિપુરાસુરનો અવતાર છે.'

'તો ભગવાન શંકર એને પૂરો કરશે.'

'ભગવાન શંકર પૂરો કરશે, પણ ભીમદેવ વડે નહિ.'

'ત્યારે તું શું કહે છે?'

'હું તો રસ્તે બધે કહેતો આવ્યો ને આપને પણ કહું છું. હમ્મીર આવે તો માર્ગ મૂકી દો. પાટણ છોડી સારાષ્ટ્રમાં આવવા દો ને પાછળથી તાળાં વાસી દો. એને થાકયાં હાર્યાં સૈન્યો સાથે પાછા જતાં પૂરો કરો, બીજો રસ્તો નથી.'

'પણ અહીં આવી પહોંચે તો?' સર્વજ્ઞે પૂછયું.

'તેથી તો હું આવ્યો છું. ગુરુદેવ! ભગવાન! આપ પ્રભાસ ખાલી કરી જાઓ. ભલે હમ્મીર આવે–ને ખાલી પ્રભાસનાં દર્શન કરે,' થોડી વારે સર્વજ્ઞે આંખ મીંચીને શ્વાસ માપ્યો.

'બેટા, તું એમ કહે છે કે મ્લેચ્છ સામે મોંઢે નહિ રોકાય એટલે અહીં આવવા દઈ, પેટીમાં પૂરી, ગૂંગળાવી દેવો–શુક્રાચાર્યનું રૂપ લઈ શ્રીકૃષ્ણે દૈત્યને ગૂંગળાવ્યો હતો તેમ?'

'હા,' સામંતે કહ્યું.

'અને' તેમણે દાઢી પર ધીમે હાથ ફેરવી વિચાર કરતાં કહ્યું. 'પ્રભાસ ખાલી કરી જવું–મારે ભગવાનને લઈ જવા, બીજે સ્થળે?'

'હા.'

'અને સકલ જગતના ત્રાતા એવા ભગવાન સોમનાથને મ્લેચ્છોને ભયે સંતાડી દેવા?' ઊંડા વિચારમાં કે ઊંઘમાં બોલતા હોય એવા સર્વજ્ઞે આંખો બીડી પૂછયું.

'બીજો છૂટકો નથી.'

'અને સૃષ્ટિના પ્રારંભમાં પ્રગટ થએલું, સેંકડો જ્વાલાઓથી સુશોભિત, પ્રલય સમુદ્રના અગ્નિસમુદાયસમ તેજસ્વી, ક્ષય અને વૃદ્ધિથી રહિત, અનિર્વચનીય ને અવ્યય એવું, જગતના મૂલરૂપ આ

નથી આવ્યો, ભગવાન સોમનાથને બચાવવા પ્રયત્ન કરું છું. તમને તો તમારા રાજ ને પાટનો લોભ છે, પણ હમ્મીરને હરાવવા સિવાય મને બીજી વાસના નથી. તમે તો હજી હમ્મીરનું નામ સાંભળ્યું છે, પણ મારા ઘોઘાબાપાએ તો એને રોકવામાં આખા કુલની આહૂતિ આપી છે. મારા પિતાએ એને રણમાં રઝળાવવા અણુસાંભળ્યાં પરાક્રમ કર્યાં છે; અને એનો જીવ લેવા, મેં એકલાએ એના સૈન્ય વચ્ચે એને ગળે ખંજર ધર્યું છે,' અને સામંતની આંખો ને અવાજ ખેદથી ઓતપ્રોત થઈ ગયાં. 'અને જો ધાર્યું થયું હોત તો જે લાખો રજપૂતો ન કરી શકયા તે હું એકલે હાથે કરત. પણ-પણ-' અને એનો અવાજ ખટકયો-'પણ ભગવાન સોમનાથની મરજી હતી કે એને ન મરવા દેવો! ભીમદેવ મહારાજ, મારા કુળે ને મેં કર્યું તેટલું કરશો તો જરૂર તમને ભોળાનાથ યશ અપાવશે,' આટલું કહી સામંત નીચો નમ્યો અને જવા જતો હતો, પણ દામોદર મહેતાએ ઊભા થઈ એને રોકયો.

'ચૌહાણવીર.' તેમણે મીઠે અવાજે કહ્યું, 'ઘોઘાગઢના ચૌહાણને કાયર કહેતાં પહેલાં તો મહારાજ પોતાની જીભ કાપી નાંખે. ઘોઘા-બાપાના સંતાનનું સ્થાન તો સદૈવ સૂર્યના સિંહાસનની પાસે છે.'

ભીમદેવ ઊઠીને સામંતને વળગી પડયો. 'ચૌહાણ,' તેણે ગળગળા થઈ કરેલા અપમાનનું પ્રાયશ્ચિત કર્યું, 'ક્ષમા કરો, મારાથી બોલાઇ ગયું. હું ઉતાવળીયો છું. અમે તો શૂરાતન હજી હવે બતાવીશું, પણ તમે તો કયારનાય પૂર્વજો તાર્યા છે. મને ક્ષમા કરો,' અને મોહક વહાલથી તેણે સામંતને ફરી છાતી સરખો ચાંપ્યો.

આ અદ્‌ભુત નિખાલસપણાથી સામંત વશ થઈ ગયો અને તે બેસી ગયો.

• ૬ •

'બેસો ચૌહાણવીર,' દામોદર મહેતાએ કહ્યું, 'તમે કહો છો તેજ હું મહારાજને કહી રહ્યો હતો. હમ્મીરને સામે મોઢે લઢવામાં જરાય લાભ નથી.'

'મહેતાજી,' સામંતે ખેદથી કહ્યું, 'આ બધું કહેતાં મારો જીવ જાય છે. હું પણ ટેકી કુલનો છું. લાજ જાય તે પહેલાં મારો જીવ જાય એ મારી પણ મોટામાં મોટી ઈચ્છા છે. પણ આજે દોઢ મહિનામાં મારે માથે જે વિત્યું છે તેથી હું આપ જેવા મુરબ્બીઓને સલાહ આપવાની હિંમત કરું છું.'

'ચૌહાણ, કહો બધું કહો,' ભીમદેવે કહ્યું.

'મહારાજ,' સામંતે કહ્યું, 'હમ્મીરની સેના નથી, મહાસાગર છે. આપની પાસે બહુ તો વીસ હજાર પાળા, ને પાંચ હજાર ઘોડેસ્વાર...'

'આઠ હજાર—' ભીમદેવે કહ્યું.

'આઠ હજાર. બહુ તો બે હજાર હાથી ને ઊંટ હશે. મહારાજ, હમ્મીર પાસે તો ત્રીસ હજાર સ્વારો છે, જે પંખાળા જંગલી ઘોડાઓ ઉપર વિચરે છે. દસ હજાર તો એની પાસે હાથી હશે. અને અગણિત ભયંકર યોદ્ધાઓનું એનું પાયદળ છે. નાંખી દેતાં ત્રીસ હજાર ઊંટો પર પાણી લાદી એણે રણ ઓળંગ્યું છે. કોટો તોડવા માટે એની પાસે મોટાં યંત્રો છે. એની આગળ આપણો હિસાબ નથી. મહારાજા જે લાખો રજપૂતોએ નપગકોટથી મારવાડ સુધી છૂટાછવાયા લઢવામાં પ્રાણ છોડ્યા તે બધા એકઠા મળ્યા હોત તો ય એને ભાગ્યે પૂરા પડી શકત.' સામંત થોભ્યો અને આખી સભા દિંગ્મૂઢ જેવી સાંભળી રહી.

'પછી ?' દામોદર મહેતાએ પૂછ્યું.

'આ તો સેનાનું બળ. અને હમ્મીર તો જુદો. એનામાં આવડી સેના હાથમાં રાખવાની કળા છે. એને મિત્રો કરતાં આવડે છે. નાહિંમતોને હિંમતવાન બનાવતાં આવડે છે. એની વ્યુહ રચવાની શક્તિનો કોઈ પાર પામ્યું નથી. એની જોડે કેમ લઢશો ?'

'ત્યારે શું કરીએ? ગૌબ્રાહ્મણપ્રતિપાલ આપણે પરદેશીને આપણી ભૂમિ ખૂંદવા દઇએ? આપણી સ્ત્રીઓ ને બ્રાહ્મણોને ભ્રષ્ટ થતાં જોઇએ? આપણા ઇષ્ટ દેવતાના સંરક્ષણ માટે પ્રાણ ન ત્યાગીએ?'

'મહારાજ! હું તે કહેતો જ નથી,' સામંતે કહ્યું, 'તમારે તો અડગ થઈ લઢવું છે—ને પ્રાણ સાટે પણ પ્રભાસ ને આ પાટણ બંને બચાવવાનાં છે.'

'પણ તે કેવી રીતે?'

'હમ્મીરને આવવા દો સૌરાષ્ટ્રમાં—વગર વિરોધે; જેટલાં માણસો ઓછાં મરવા દેશો તેટલાં પાછળથી ખપ લાગશે. અને એને પાછળથી પજવો.'

'હમ્મીરને સામે મળવા જવામાં મહા ભય છે એમ તો હું પણ માનું છું,' દામોદર મહેતાએ કહ્યું, 'પણ પાટણમાં રહી સામે થવું એમ હું કહેતો હતો.'

'એણે એટલા ગઢો તોડયા છે કે પાટણનો એને શો હિસાબ?' સામંતે પૂછ્યું.

'એ પણ ખરું,' ચિંતાતુર દામોદરે કહ્યું.

'પણ બીજું થાય શું?' રા' એ પૂછ્યું,

'ને પાટણ છોડી જંગલમાં ભરાઈ બેસું તો મારી કીર્તિનો તો લોપ જ થાય—'

'—ને સેનાનો ઉત્સાહ પણ જતો રહે,' ત્રિલોચનપાળ પરમારે કહ્યું.

'જે થવાનું હોય તે થાય પણ હું અહીંથી તો ખસવાનો જ નથી. આ તો મારું પાટણ, મારા બાપદાદાનું પાટનનગર, હમ્મીરને પાછો હટાવવાનું મારું પણ જાય તે પહેલાં હું અહીંયાં જ મારા કોટ નીચે કચરાઈ મરીશ.'

'પણ એથી ભગવાન સોમનાથ નહીં બચે,' સામંતે કહ્યું. એનો ધીમો ને તિરસ્કારયુક્ત અવાજ જાણે ચાબુકનો ફટકો હોય તેમ બધાને ચમચમવા લાગ્યો.

'ત્યારે કરવું શું?'

'મને એક જ રસ્તો દેખાય છે,' દામોદર મહેતાએ સામંત તરફ જોઇ ધીમે ધીમે કહ્યું. 'હમ્મીર લશ્કરો સામે ઝઝૂમ્યો છે, નિર્જનતા સાથે એણે બાથ નથી ભીડી. એને એ જ દુશ્મન હંફાવશે.'

'એટલે?'

'એટલે આપણે પાટણનો માર્ગ ને પાટણ બન્ને ખાલી કરી જઇએ. ભલે એ વા સાથે વઢે.'

'એ તો હું કહું છું જ, મહેતાજી,' સામંતે ટેકો આપ્યો.

'પણ હું શું કરું? ભરાઇ બેસું?' ભીમદેવે નિરાશાજનક અવાજે પૂછ્યું.

'ના, મહારાજ, ના,' મહેતાએ હસીને કહ્યું. 'આપ બધા સૈન્ય લઈ પ્રભાસ જાઓ. આપણે વિજય પ્રાપ્ત કરવો હોય તો એને સૌરાષ્ટ્રના જંગલોનો પૂરેપુરો અનુભવ કરાવવો જોઇએ.'

'પણ પ્રભાસપાટણનો ગઢ તો નાનો છે,' રા'એ શંકા બતાવી.

'નાનો છે તેને આંખ ઉઘાડતા મોટો કરી દઈશું. પણ ત્યાં ભગવાનની ઓથ રહેશે ને ગુરુદેવની પ્રેરણા મળશે. ત્યાં જે રજપૂત લઢશે તે પાટનગર સાચવવા નહીં પણ ઇષ્ટદેવને બચાવવા માથું મૂકીને લડશે. તેને આ ભવે વિજય કે પરભવે કૈલાસ વિના બીજી લિપ્સા નહીં હોય.'

ભીમદેવની મોટી આંખો વધારે પ્રફુલ્લ થઈ. તેણે મૂછને તાર દેવા

માંડયો. એને સમજ પડી. સાથે એની કલ્પનાએ એક નાનકડી, નાજુક નર્તિકાને પાણીમાંથી સૌંદર્યસ્નાન કરીને નીકળતી જોઈ,—અને વિપલમાં તો એ મૂર્તિ અલોપ થઈ ગઈ.

' હા. મહેતાજી ! ત્યાં હું લઠીશ, મારા ઇષ્ટદેવની સમક્ષ, ને કોઈએ જોયું નથી ને સાંભળ્યું નથી એવું પરાક્રમ કરી બતાવીશ. અને દાનવની સેનાને સમુદ્રમાં ભૂ પીતી કરી દઈશું.' તેણે ગૌરવથી કહ્યું.

' મહેતાજી,' સામંતે કહ્યું, ' તમારી યોજના અદ્‌ભુત છે. એ એક છેલ્લા પ્રયાસ પર જ આપણું સર્વસ્વ હોમી દઈએ તો હજાર યુદ્ધનું સાટું એક યુદ્ધે પણ વાળી દઈએ. પણ હું તો એકલો અહીં રહીશ.'

' અમારે તમને એમ મરવા નથી દેવા, 'ચોહાણ,' દામોદર મહેતાજીએ કહ્યું.

' ને મારે એમ મરવું નથી—હમ્મીરનો પગ મારી ભૂમિ પર છે ત્યાં સુધી. બને તો થોડાં માણસો મને આપી જજો. હું તો ઘોઘાબાપાનું ભૂત. મારી રીતે હું એને પૂરો પડીશ, ને તમને મદદરૂપ પણ બનીશ.'

' પણ તું તો મારી સાથે જ જોઈએ, સામંત,' ભીમદેવે કહ્યું.

' ના, મહારાજ, એ ભલે આવ્યો પણ, મારે એને પાછો જવા દેવો નથી.'

' તારે માટે અમે એને રાખીશું તો ને?' ભીમદેવે કહ્યું.

' મહારાજના મોઢામાં ગોળ.'

' એ પણ ખોટું નથી,' દામોદર મહેતાએ કહ્યું, ' અને હું ખંભાયત બંદરેથી સમુદ્રવાટે પ્રભાસને જોઈતી વસ્તુઓ પૂરી પાડીશ. અને પ્રભાસ પાટણ ખાલી પણ તરત કરવું પડશેને ? '

' અને વિમલ તો મારી જોડે જ હશે ને ? '

' જરૂર, અન્નદાતા, ' વિમલે કહ્યું.

• ૭ •

અને તેજ રાતે આ સંકલ્પનો અમલ ભીમદેવ મહારાજે કરવા માંડયો. ગામો ખાલી કરવાની આજ્ઞા લઈ ઘોડેસ્વારો ચારે તરફ નીકળી ગયા. રાતના ને રાતના પાટણમાં ભરેલું અનાજ ગાડાંઓમાં ભરાઈ પ્રભાસ મોકલવામાં આવ્યું. પરોઢિયે આખા લશ્કરે પણ સૌરાષ્ટ્રનો રસ્તો લીધો. દામોદર મહેતાએ, રાજગુરુ ને મંત્રીઓ સહિત, ખંભાતનો રસ્તો લીધો. મધ્યાહ્ને જ્યારે ભીમદેવ મહારાજે પાટણ છોડયું ત્યારે સામંત, નન્દિદત્ત અને મહારાજના આપેલા પાંચસો ઘોડેસ્વારો પાટણમાં રહ્યાં.

જતાં જતાં ભીમદેવે સામંતનો સંકલ્પ ફેરવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ તે એકનો બે ન થયો.

જ્યારે આખું સૈન્ય પાટણ છોડી ગયું ત્યારે પાટણના ઊંચામાં ઊંચા કાંગરા પર ચઢી સામંત દાંત પીસી ક્ષિતિજ નિહાળવા બેઠો.

'હમ્મીર, આવ. હવે હું છું ને તું.'



## પ્રકરણ બારમું

## પ્રભાસમાં તૈયારી

• ૧ •

હમ્મીર પ્રભાસ પર ચઢી આવે છે તેના કરતાં ભીમદેવ મહારાજ સેના સાથે આવે છે તે ખબરથી પ્રભાસમાં અજબ જેવું ચેતન આવી ગયું. ભગવાનની છાંયમાં રહેલાં સ્ત્રીપુરુષોને હમ્મીરની જરાય બીક નહોતી. ત્રિપુરાસુરને ત્રીજી આંખે બાળીને ભસ્મ કરનારને એક આવા યવનનો શો ભાર! સેના વિજય કરીને આવી હોય એમ તેને સત્કારવા નરનારી તૈયાર થઈ ગયાં. ઘેરે ઘેર તોરણો બંધાયાં, બારે બારે સાથિયા પૂરાયા, મંદિરે નવી ધજાઓ ચઢી ગીત ને મૃદંગે શેરીઓ ધમકી. બાણે બાણે રુદ્રિઓ શરૂ થઈ, ને શિવપુરાણનાં પારાયણ બેઠાં. ભગવાન પર મહારુદ્ર શરુ થયા, અને શ્રોત્રિયોના સ્વરે મંદિરો ગાજ્યાં. હૈયા માત્રમાં પ્રતિશબ્દ થયો: આવ્યો, આવ્યો એ ભગવાનનો અવતાર, બાણાવલિ ભીમ, યવનોનો સંહારનાર, સાધુઓનો તારણહાર!

• ૨ •

ચૌલા મોટા મંદિરના શિખરની એક ટુંક પર ચઢી વ્યાકુળ નયને પાટણનો આવવાનો રસ્તો જોઈ રહી હતી. તેના મુખ પર ને ગળા પર રતાશ ફરી વળી હતી. તેનું નાનકડું હૈયું કુરબક સમું ફૂદતું હતું; બાણાવલિ ભીમદેવ આવતા હતા, પાટણના ધણી ને રુદ્રના અવતાર, જેણે તેને કાલમુખાના હાથથી બચાવી હતી તે! ના, ના, ભીમે તો તેને હાથમાં લીધી હતી, તેના અંગેઅંગનો સ્પર્શ કર્યો હતો. તે માધુર્યના સાર સરખી ચંદ્રિકા; તે દિવસે સાગરમાં કરેલું સૌંદર્ય-સ્નાન;

ભયાનક કાલમુખાની તે ચીસ; અને મૂર્છામાંથી જોયેલું પ્રતાપી મુખ.
। વીર્યદર્શી મૂછો, તે ચમકતી મોહક આંખો, અને તે વિશાળ બાહુ
ેની ઝોળીમાં બાલકની માફક તે ઝુલી હતીઃ તે અવિસ્મરણીય રાત્રિ–
મા ખા જીવનસરિતાના એક અદ્ભુત ઉલ્લાસતરંગ જેવી પલ તેની
લ્પનામાં જૂના અનુભવને અવનવીન કરી રહી. અત્યારે એ મુખનો,
છોનો, આંખોનો ને બાહુનો ધણી, ત્રિપુરાસુરને વિનાશવા તત્પર એવા
ગવાનનો અવતાર બની આવતો હતો! અકથ્ય ઊર્મિઓ વડે
ાવકાર દેવા તેની આંખો ક્ષિતિજ પર તેણે ઠારી હતી. સાગર પરથી
તો સમીર, એના વાળ ને લૂગડાંને કૈં કૈં નાચ નચવતો, એની
ગેરગમાં અજબ ઝણકાર જગવતો હતો. 'આવ્યો, આ આવ્યો–એના
દ્રનો અવતાર,' એ નાદ તેના અંગેઅંગે સંભળાતો હતો.

બે દહાડા થયાં ભગવાન સોમનાથનું સ્વરૂપ પણ અણજાણ્યું
દલાઈ ગયું હતું. રણે ચઢેલા રુદ્રે જટા પર મુકુટ ધર્યો હતો, અને
ના પર હતું મયૂરપિચ્છ. એમના શ્યામ મનોહર મુખ પર ભલાઈ
ભોળાઈ દેખાતાં; એમની મૂછોના આંકડા વળ્યા હતા; દાઢી ટૂંકી
ાછી થઈ ગઈ હતી અને તેના આમળેલા છેડા કાન પાછળ લપાઈ
યા હતા. તેમને શરીરે સુવર્ણનું બખ્તર હતું, અને ખભા પર
તુષ્ય લટકતું હતું. ત્રિશૂળધારી શંભુ બાણાવલિ પિનાકપાણિ
ન્યા હતા. અને તેના ખભા ને હાથ એક વખત ચંદ્રિકામાં જોએલાં
ભા ને હાથને માપે બન્યાં હતાં. હૈયામાં પંખી ફફડતું હતું, અને
ને શાંત રાખવાના પ્રયત્નો નિષ્ફલ જતા હતા.

દૂર ને દૂર દૃષ્ટિ જ્યાં જતી ત્યાં દેલવાડાથી આવવાનો માર્ગ
ડયો હતો. તેના પર સેંકડો ગાડાંઓ અનાજ વગેરે લઈ પાટણથી
ાવતાં હતાં. અને આખરે ધૂળના ગોટા ઊઠયા, જંગલમાંથી
ગણીત ઘોડેસ્વાર બહાર પડયા. તેનો તલસાટ વધ્યો. ચાર ચાર,

પાંચ પાંચની હારમાં ઘોડેસ્વારો આવ્યા જતા. થોડીવારે તેનાથી હર્ષની ચીસ પડાઈ ગઈ. બધા ઘોડેસ્વારને મોખરે જરકશી જીનવાળા સફેદ મોટા ઘોડા પર, છત્ર ને ચામર ધારતા ભીમદેવ મહારાજ આવતા હતા. જેમ ઘોડો થનગનતો તેમ મુકુટના, કાનના, મૂઠનાં. જીનના મણિઓ મધ્યાહ્ને ચઢતા સૂર્યના કિરણોમાં ચમકતા અને એ તેજના અંબારમાં ભીમદેવનું ભરાવદાર મોઢું, શ્યામળ પણ તેજસ્વી ને ઉગ્ર શોભતું હતું. ઘોડાઓ ઝપાટાભેર આગળ આવતા હતા.

પાસે આવતા ભીમદેવ મહારાજના બખ્તર ને બાણ પણ એ સ્પષ્ટ રીતે જોઈ શકી. તેની અમેય શક્તિ પણ તે માપી રહી. રુદ્રાવતાર સમા તે ઉગ્ર ને દુર્ધર્ષ હતા. ભગીરથ સમા તે ઘોડાઓ, હાથીઓ ને પાળાઓની પળેપળે વિસ્તરતી, મહાતરંગે ઊછળતી ગંગાને તેમની પાછળ લાવતા હતા.

શિખરની એક ઊંચી ટુંકની અટારી પરથી તે નીચેનો કોટ જોઈ શકતી. પ્રભાસને મુખ્ય દરવાજે ગુરુદેવ પાટણના નરેશને સત્કારવા આવ્યા હતા તે પણ દેખાતા. સાથે લગભગ અઢાર દહાડાના અપવાસથી ક્ષીણ, હાથમાં સ્થાપેલા લિંગ સહિત શિવરાશિ ઊભો હતો. ગુરુદેવે એને ફરમાવેલી તપશ્ચર્યા હજી પૂરી થઈ નહોતી. સાથે અનેક બીજા શિષ્યો હતા. નગરજનો પણ ઊભા હતા. આ બધો સત્કાર રુદ્રાવતાર ભીમદેવ માટે હતો.

ચારે દિશામાં વીજળી થઈ હોય એમ ભીમદેવ મહારાજે ઘોષણા કરી. 'જય સોમનાથ !' ત્રીશ હજાર સૈનિકોએ પ્રતિશબ્દ કર્યો. 'જય સોમનાથ !' ગુરુદેવ, શિષ્યો અને નગરજનોએ પ્રત્યુત્તર વાળ્યો: 'જય સોમનાથ.' અને હજાર ડંકાનિશાનો ગડગડયાં. ભીમદેવ કોટ પાસે આવી પહોંચ્યા હતા. તેમણે ઊંચે જોયું; એમની આંખો શિખર પર ફરફરતી ધજા પર પલવાર ટકી, અને પછી એકદમ

અટારી પર ઠરી. પલવાર, બે પલવાર ચૌલાએ આંખો જોઈને તે શરમાઈ ગઈ. આંખો તેને ઓળખ્યા વગર નીચે ગુરુદેવ પર પડી. અને પોતાની હીનતાનો અનુભવ કરતી ચૌલાનું હૃદય બંધ થયું. ક્યાં પાટણનો ધણી, યવનો સંહારવા તત્પર બનેલો બાણાવલિ—અને તે ક્યાં—એક ક્ષુદ્ર—દેવદાસી ! કોઈએ એને જખ્મી કરી હોય તેમ ચીસ પાડતી તે પાછું જોયા વિના ઉતાવળી દાદર ઊતરી ગઈ. એના શંભુ સાક્ષાત આવ્યા હતા, પણ તે હતી નિર્જીવ, તુચ્છ, અસ્વીકાર્ય.

• ૩ •

હાંફતી, ગળા પર હાથ ફેરવી ગુંગળામણ અટકાવતી તે દાદરો ઊતરી નીચે આવી એટલે ગંગાનો અવાજ સંભળાયો. 'ચૌલા, ક્યાં દોડી રહી છે ?'

'કૈં નહીં, બા, કૈં નહીં,' કહી તે ચાલી જતી હતી ને તેને એક વિચાર આવ્યો. તે અટકી ને ઊભી. તેનું હૈયું ફરી ધબક્યું. તે કૂદીને ગંગાને વળગી પડી. 'બા, હમણાં મધ્યાહ્ન થશે. અત્યારે નૃત્ય કરવાનો કોનો વારો છે ?''

'કેમ, કુંડલાનો છે.'

'ના, હું નૃત્ય કરવાની છું—અત્યારે—હમણાં જ.'

'પણ આમ બપોરે તે તું શોભે ?'

'નહીં બસ, નહીં, હું હમણાં જ કરવાની છું.'

'આજે સાંજના તને વારો આપીશ, થયું.'

'ના. બસ, ના હમણાં જ બા. મને નહીં આપે તો હું જીભ કરડીને મરી જઈશ.'

'પણ કુંડલાને ખોટું લાગશે.'

'તો તું બેસીને રીઝવજે. બા, ના નહીં કહેતી, મારા સમ બા!'

ગંગાએ ચૌલાના ફાટેલાં નયનો, ઉછળતી છાતી ને અધીરાઈથી તૂટતો સ્વર જોયાં ને તે કંઈ સમજી.

'વારુ ત્યારે તું તૈયાર થા. હું કુંડલાને ના કહી દઉં છું.'

હસતી કૂદતી ચૌલાએ ભગવાનની આગળ નૃત્ય આરંભ્યું. આજે તે રણે ચઢેલા શિવને આરાધતી હતી એટલે તેની કલા પણ પાણીદાર બની હતી. તેના પગમાં ઓર ઠમકો હતો ને તેના અભિનયમાં લડાયક છટા આવી હતી. પણ આજે તેની આંખ મહાદેવજીના બાણ પર ઠરવાને બદલે બહારથી આવતા રસ્તા પર ઠરી હતી. ભીમદેવ ભગવાનના દર્શન કરવા જરૂર આવશે, અને આવશે એટલે એને ઓળખશે. અને એ–એ રુદ્રાવતાર માટે જ નૃત્ય કરશે.

ડંકાના ગડગડાટ પાસે આવ્યા. મેદનીનો કોલાહલ પાસે આવતો સંભળાયો, અને પરકોટના દરવાજામાંથી ગુરુદેવ અને ભીમદેવ દાખલ થયા. સાથે બીજા રાજાઓ, મંત્રીઓ ને સેનાપતિઓ હતા. ચૌલાનું હૃદય જોરથી ધબકવા માંડયું. એના પગમાં કંપ આવ્યો ને એનો અવાજ તૂટું તૂટું થઈ રહ્યો. ગુરુદેવ ને બાણાવલિ, ગંભીર વાતોમાં મશગુલ, પાસે આવ્યા. એ જ મુખ, એ જ આંખો, એ જ ચાલ, ને એ જ ભુજા. પણ અત્યારે તે મુખ ભયંકર હતું, આંખો એકાગ્ર હતી અને ચાલ નિશ્ચયાત્મક હતી. આ તે રાતના ભીમદેવ નહોતા, આ તો કોઈ અપરિચિત ને ઉગ્ર યોદ્ધો હતો. ચૌલાના પગ નાચતા હતા ખરા પણ એનું હૈયું નિઃશબ્દ ધ્રૂસકાં ભરવા લાગ્યું. ગંગસર્વજ્ઞ અને બાણાવલિ બન્ને મંદિરમાં આવ્યા. ચૌલાની આશાઓ નિષ્ફળ ગઈ. ભીમદેવની એકાગ્ર, ભવાં ચડેલી આંખ એના પર પલવાર પડી અને એનું હૃદય એક ધબકારો ચૂકયું–ને જાણે અટકી ગયું. જાણે જડ વસ્તુ પરથી

અપરિચિત માણસની દૃષ્ટિ ફરી જાય તેમ એના પરથી ફરી ગઇ. ભીમદેવે એને નહીં ઓળખી ! અપરિચિતતાના હિમે એનાં ગાત્રો ગાળી નાંખ્યા.

ભીમદેવ મહારાજે અને એમની સાથના રાજવીઓએ દર્શન કર્યાં, દંડવત પ્રણામ કર્યા, ચરણામૃત લીધાં, ચંદન કરાવ્યાં, ઘંટનાદ કર્યા. અને મરતી રાજહંસણી છેલ્લું ગીત ગાય તેમ તે નર્તકીનો આક્રંદભર અવાજ હૃદયભેદક સંગીત ગાઈ રહ્યો.

બધા ગર્ભદ્વારની બહાર આવ્યા, અને ગુરુદેવે હાથ ઊંચો કરી બધાને શાંત રહેવા કહ્યું. બધા શાંત રહ્યા–માત્ર અસ્ખલિત નૃત્ય ને સંગીત શિરસ્તા પ્રમાણે ચાલ્યા જ કર્યું. ભીમદેવે ભ્રૂભંગ કર્યો. 'સંગીત બંધ કરો,' તેણે ગાનારી તરફ જોયા વગર બરાડો માર્યો, અને ગાનારીનું ગીત ને પગનો ઠેકો મરતા માણસના શબ્દની માફક અધૂરાં રહ્યાં.

'વત્સો,' ગુરુદેવે ધીમા, ગંભીર સ્વરે કહ્યું. 'ભગવાન સોમનાથે કટોકટીનો પ્રસંગ મોકલી આપ્યો છે. આઠ દશ દહાડામાં યવન અહીં આવી પહોંચશે. અને આજથી આ ભગવાનના ધામ પરનો મારો બધો અધિકાર હું ભીમદેવ મહારાજને સોંપું છું. ભગવાનની સેવામાં પરાયણ એવા એ મહારથી જે કહે તે જ તમારે કરવાનું છે. ભગવાનની કૃપા એમના પર ઊતરી છે.' બધા ધ્યાનથી સાંભળી રહ્યા. જેમને હૈયે ઉત્સવ હતો એ થરથર કાંપવા માંડયા. આવી પડેલી વિપત્તિનું કૈંક ભાન બધાને તે પળે થયું.

અને ભીમદેવ પ્રૌઢ ને સત્તાવાહી અવાજે બોલ્યા. 'હું તો નિમિત્ત માત્ર છું. ભગવાનની ઇચ્છાનો વાહક છું. ત્રિપુરથીય ભયાનક વિધ્વંસક આપણે બારે આવીને ઊભો છે. અને ભગવાનની આજ્ઞા હશે તો તેને પણ આપણે પૂરા પડીશું.' એ જરા થોભ્યો, અને

એની નજર બધા પર ફરી વળી. પહેલાંની માફક તે ચૌલા પર પડી ખરી. પણ તેમાં પરિચયની ઉષ્મા નહોતી. 'બે દહાડા થયા ખંભાતથી થોડાં વહાણો આવી પડયાં છે. કાલે બીજાં આવશે. બધા નગરજનો, બ્રાહ્મણો, સ્ત્રીઓ ને બાલકોએ પ્રભાસ ખાલી કરી જવાનું છે. પોતાની માલમત્તા હોય તે બધી લઈ જાય ને અનાજ પાણી અહીં રહેવા દે. મારું સૈન્ય બધા ઘરોનો કબજો લેશે. 'વિમલ,' તેણે હાથના સત્તાવાહી અભિનય સાથે મંત્રીને આજ્ઞા કરી, 'આખું ગામ તરત ને તરત ખાલી કરાવો. ને ગુરુદેવ, હવે આ સંગીત ને નૃત્ય બંધ કરાવો. જ્યારે ભગવાન હમ્મીરનો વિનાશ કરશે ત્યારે દેવમંદિરમાં એ વિધિ પાછી શરુ થશે.'

અને ભયંકર નયને બધાંને ડારતા તે ગુરુદેવ ને બીજા સાથીઓ સાથે ચાલી ગયા.

• ૪ •

લોકોમાં કોલાહલ થઈ રહ્યો; અને બેભાન અવસ્થામાં હોય એવી ચૌલા આંખે હાથ દઈ ત્યાંથી પોતાના ઘર તરફ દોડી ગઇ; ભયંકર વિપત્તિમાં પડેલાં નરનારીઓને એના તરફ દૃષ્ટિ નાંખવાની પણ સ્વસ્થતા નહોતી.

ઘેર જઈ વસ્ત્રાભૂષણ કાઢયા વિના ચૌલા પથારીમાં પડી છાતીફાટ રડવા લાગી. રણે ચઢેલા એના રુદ્ર આવ્યા હતા પણ તેને ઓળખ્યા વિના ચાલી ગયા. મોક્ષનાં દ્વાર ખૂલ્યાં પણ અંદર એની દૃષ્ટિ પડે તે પહેલાં બિડાઈ ગયાં.

એનું નૃત્ય ને સંગીત અણનિરખ્યું રહ્યું એવી ચૌલાની ધારણા ખોટી હતી. સત્તર દિવસના ઉપવાસ અને હાથમાં સ્થાપેલા પાર્થિવની અગવડ વેઠતાં છતાં શિવરાશિની નજર ચૌલા આગળથી ખસી નહોતી.

બહારથી શિશુભાવે તેણે ગુરુની આજ્ઞા માથા પર ચઢાવી હતી; ન ચઢાવે તો પટ્ટશિષ્યનું પદ ગુરુદેવ લઈ શકે એમ હતું. પણ તેના હૈયામાં હોળી ચેતી હતી. ગુરુએ તેને માનભંગ કર્યો હતો અને એનો અધિકાર લઈ લીધો હતો. ત્રિપુરસુંદરીની વિધ અટકાવી એ એમનો અક્ષમ્ય ગુનો હતો. અને આ બધું એમણે પોતાની દાસી પુત્રીને રીઝવવા કર્યું હતું. તે એના મને ગુરુપદથી પડયા હતા. હવે એમને ગુરુ થવાનો અધિકાર નહોતો. આ બધા વિચારો તેને પહેલાં ક્ષણેક્ષણ આવ્યા હતા.

જેમ અપવાસના દિવસો વધતા ગયા અને તેની બુદ્ધિ પ્રાયશ્ચિતથી નિર્મલ થતી ગઈ તેમ ગુરુનો ખરેખરો અપરાધ તેણે જુદી રીતે જોયો. ચાલામાં તે દિવસે મહામાયા ત્રિપુરસુંદરી ઊતર્યાં હતાં, અને તેની પૂજા અટકાવવાનું મહાપાપ એમણે કર્યું હતું. ખરું પ્રાયશ્ચિત તો એમને કરવાનું હતું. અને એ મહાપાપને લીધે જ ત્રિપુરસુંદરીએ કોપાયમાન થઈ એ ગુરુને વિનાશવા હમ્મીરને મોકલ્યો હતો.

જેમ અપવાસ વધતા ગયા, અને બુદ્ધિ વધારે નિર્મલ થતી ગઈ તેમ જે બધું બનતું હતું તેમાં ત્રિપુરસુંદરીની મહાશક્તિનો જ પરચો જણાયો. અને હમ્મીર જરૂર જીતવાનો, ગુરુને પદભ્રષ્ટ કરવાનો, અને આખરે પોતાને સર્વજ્ઞપદ મળવાનું એવી એને કૈંક ખાતરી થવા માંડી. જીવતાં જ્યોત જગજ્જનની મહામાયા બધું સાંખે પણ પોતાની અવજ્ઞા કૈં સાંખે !

મહામાયાની શક્તિનો ખ્યાલ કરતાં એને દરેક પળે ચૌલા યાદ આવતી. ચૌલાનું સ્વરૂપ જેવું એણે તે રાતે પૂજ્યું હતું તેવું એના મન આગળ રમી રહ્યું હતું. જાગતાં ને સ્વપ્નામાં એનું ને એનું મોં દેખાયું, અને એ અપૂર્ણ વિધિ પૂર્ણ કરવાના અવસર માટે ઝંખવા લાગ્યો. સ્વપ્નામાં એણે ઘણીવાર એ વિધિ પૂર્ણ પણ કરી; પણ જાગતાં એને અપૂર્ણતાનો ખ્યાલ આવતો ને તે અકળાઇ રહેતો. જેમ

હમ્મીરના આક્રમણની વાતો આવતી તેમ તેના હૃદયમાં આશા ઉત્પન્ન થતી. એવા કોઈ ભૂકંપ વિના મહામાયાનો વિજય થવાનો નહોતો.

એટલામાં ભીમદેવ આવ્યા. મંદિર સુધી આવતાં એમણે ગુરુ જોડે જે વાત કરી હતી તેના થોડાક શબ્દો તેણે સાંભળ્યા હતા. બધાને અહીંયાંથી ખંભાત જવાનું હતું. જો ગુરુ ન આવે તો એ બધાને અહીંયાંથી લઈ જાય અને ખંભાતમાં લકુલેશ મતની ધજા ફરકાવે. ચૌલા એની સાથે જ હશે. અને પછી...ગુરુ સાથે નહીં હોય. પણ ભીમદેવ ને ચૌલા એક રાતે મળ્યાં હતાં એવી કૈંક વાતો એણે સાંભળી હતી. પણ એ ક્યાં સાથે ખંભાત આવવાનો હતો ?

અને જ્યારે ભીમદેવની અલિપ્ત દૃષ્ટિ ચૌલા પર પડતી જોઈ ત્યારે એને નિરાંત વળી. આટલા દિવસના અપવાસથી તીવ્ર થયેલી વૃત્તિઓની તૃષા એણે ચૌલાનું સ્વરૂપ ને નૃત્ય જોઈને છીપાવી. અને જ્યારે ભીમદેવે ભયંકર કઠોરતાથી નૃત્ય અધવચ અટકાવ્યું ત્યારે તેના પુણ્ય પ્રકોપનો પાર રહ્યો નહીં. જ્યારે ગુરુદેવની સંમતિથી ભીમદેવે નૃત્યની વિધિ બંધ કરી ત્યારે એ મહાપાપ થતું જોઈ તેનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. ગુરુની અધોગતિને હવે સીમા રહી નહોતી.

ગુરુદેવ અને ભીમદેવ મંદિરમાંથી બહાર નીકળ્યા ત્યારે એ પણ સાથે થયો. પગથિયાં ઊતરી ગુરુ એના તરફ ફર્યા. 'શિવરાશિ ! તું પણ જઈને પારણાં કર અને પાર્થિવનું વિસર્જન કર. આ નવા આપદ્ધર્મ આગળ બધા ધર્મ ફરવા જોઈએ. અને પછી આવ.'

શિવરાશિએ પ્રણામ કર્યા અને પાર્થિવ વિસર્જન કરવા તે ગયો. તે કર્તવ્ય કરી, અપવાસ છોડતાં પહેલાં એને મહામાયાનું સ્મરણ થયું. જે દેવી માટે એને પ્રાયશ્ચિત કરવું પડયું હતું તેના દર્શન વિના અપવાસ છોડવો તેને ગમ્યો નહીં. ચૌલાની વાસના માત્ર

દર્શન પ્રેરતી હતી એ એની કલ્પનામાં પણ નહોતું. લકુલેશમતના અધિષ્ઠાતા પદને બીજે પગથિયે ઊભો રહી, અઢાર દહાડાના અપવાસથી નિર્મળ થયેલી બુદ્ધિથી પ્રેરાઈ, મહામાયાની ભક્તિમાં તલ્લીન તે તત્ત્વજ્ઞાની ને તપસ્વી સનાતન એવી વિધિ સાચવી રહ્યો હતો!

એ ધીમે ધીમે ગંગાને ઘેર ગયો.

ઘર ઉઘાડું હતું. તે અંદર ગયો તો ખાટલા પર ઊંધું માથું નાંખી રડી રડીને થાકેલી ચૌલા ઊંઘમાં પડી હતી. ક્યાંસુધી શિવરાશિએ ચૌલાના અંગેઅંગ જોયાં કર્યાં. એ થરથર કાંપવા લાગ્યો. એની આંખમાં ભયાનક તેજ આવ્યું. સુંદરી જેમાં પ્રવેશ્યાં છે એવી આ મહામાયાની વિધિપૂર્વક એને પૂજા કરવી હતી. ગુરુદેવ નહીં હોય ત્યારે એ કરશે. હમ્મીર આવે છે, થોડા દિવસમાં પણ એ અવસર આવે. અત્યારે તો માત્ર એને હૈયાનો ભાર ઓછો કરવો હતો. ઊંઘી સૂતેલી ચૌલાનો એક પગ ખાટલાની બહાર લટકતો હતો. તેણે પગ પર ધ્યાન ચોંટાડ્યું. ગુલાબી નાજુક ફૂલ લટકે તેમ તે લટકતો હતો. તેમાં ભુરી નસો પણ દેખાતી. એણે ત્યાં પ્રણિપાત કર્યો, અને ઊર્મિઓને મહામહેનતે વશ કરી પોતાનું માથું મહામાયાના ચરણકમલને અડાડ્યું. ચૌલા ઝબકીને જાગી. એણે ખાટલા પાસે અપવાસથી કદરૂપો ને વિકરાલ આંખે ભયાનક શિવરાશિને જોયો. અને 'ઓ મારી મા રે'ની બૂમ મારી, તે એક છલંગે ખંડની બહાર ગઈ, અને રાશિ ખાવા ધાતો હોય તેમ ત્યાંથી નાઠી.

શિવરાશિ ત્યાંથી ઊઠ્યો. અપમાનિત ત્રિપુરસુંદરી એની પૂજા પણ ક્યાંથી સ્વીકારે! વ્યાકુળ તે પોતાને મુકામે ગયો. સિદ્ધેશ્વર ને હરદત્તને બોલાવી લાવવાની આજ્ઞા કરી અને અપવાસ છોડ્યો.

હરદત્ત તરત આવ્યો. ત્રિપુરસુંદરીના વિધિભંગથી એ ઝનૂની

પૂજારીના હૃદય પર જીવલેણ આઘાત થયો. પચાસ વર્ષ થયાં, ગંગસર્વજ્ઞ ગાદી પર આવ્યા તે પહેલાંથી એ ત્રિપુરસુંદરીના મંદિરનો ભક્ત હતો. એણે અગણિત ઉત્સવો જોયા હતા ને કરાવ્યા હતા. આજે એ ઉત્સવ અધૂરો રહ્યો. મંદિર વિધિવિહીન થયું, અને મહામાયાની પૂજા એના હાથમાંથી ગઇ. એની તો પૃથ્વી રસાતલ ચાલી ગઇ. એ બોલતો બંધ થઈ ગયો. અડધો ગાંડા જેવો એ મહામાયાના મંદિરની આસપાસ ભમ્યા કરતો. કોઈવાર કોઈ અંધારા ખૂણામાં કોઈ વામમાર્ગીય દીક્ષિતોની સાથે મળી એ કૈંક વિધિઓ કરાવતો.

'હરદત્ત, આપણા પર ભયંકર વિપત્તિ આવી પડી છે.'

'ઉંહ,' હરદત્તે કહ્યું.

'તું શું ધારે છે? જગજ્જનની મહાશક્તિની પૂજા અધૂરી રહી તેથી આ દૈવકોપ થયો છે.'

હરદત્તની આંખો સ્થિર થઈ, 'ખરી વાત.'

'અધૂરી પૂજા પૂરી કરવી જોઈએ ને કરેલા પાપનું પ્રાયશ્ચિત કરવું જોઈએ, તે વગર આ વિપત્તિ દૂર નહિ થાય.' શિવરાશિએ કહ્યું.

'મહામાયાના કોપમાંથી કોઈ બચ્યું નથી,' હરદત્ત બોલ્યો.

'આપણે મહામાયા આરાધવાં જ જોઈએ. કાલે આપણે ખંભાત જવું પડશે. તું મારી સાથે રહેજે ત્યાં આપણે જગજ્જનનીની પૂજા કરીશું.'

'ઠીક, હું અહીંયાં જ રહીશ.'

'ખબર છે? સાથે ચૌલા પણ હશે.'

'રાશિજી, મહામાયાના કોપથી કોણ જાણે શું ય થશે. પણ એમની પૂજામાં સ્ખલન કરનાર કદી બચવાનો નથી,' હરદત્તે કહ્યું.

'શી શી' શિવરાશિએ કહ્યું. 'તું હવે અહીં જ રહે. હું જાઉં છું.' કહી ગંગસર્વજ્ઞનો પટ્ટશિષ્ય વિપત્તિ દૂર કરવાની પોતાની યોજના અમલમાં મૂકી ગુરુ પાસે ગયો.

• ૫ •

ચૌલા નાઠા અને મંદિરમાં એની મા બિલિ સાફ કરતી હતી ત્યાં ગઈ. 'બા, બા! પેલો મારી પાછળ પડયો હતો!'

'કોણ? ભીમદેવ?'

'શું બકે છે? રાશિજી.'

'તું તો ગાંડી છે. ભીમદેવ મહારાજ જોયા.'

'બા, મને પૂછ નહીં,'' ને ચૌલાની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. 'હું તો હતભાગિણી છું. મારા નસીબમાં સુખ જ નથી.' અને તે રડી પડી. ગંગાએ એને ક્રમે કરી સાંત્વન આપ્યું.

'બા, કાલે આપણે ખંભાત જવું પડશે.'

'જેવી સર્વજ્ઞની મરજી.'

'આપણે જઈને પૂછી આવવું તો જોઈએ.'

'કેમ અહીંયાંથી જવાને બહુ આકળી બની છે?' ગંગાએ પૂછયું.

'મારા શંભુ મારા નથી. હવે હું એમને નૃત્યે રીઝાવી નહિ શકું. હું જીવી તોય શું ને મોઈ તોય શું?' અને પાછી તે ધ્રુસકાં ભરી રડવા લાગી.

'ચાલ, ચાલ, આપણે તપાસ કરીએ,' કહી ગંગા ચૌલાને લઈ ગુરુદેવના આવાસ તરફ ગઈ. ગુરૂદેવ એકાંતમાં મંત્રણા કરતા હતા

એમ ખબર મળી એટલે તે ઉમરા આગળ ભીંત આડે બેઠી. ચૌલા પણ એની પાસે બેઠી. બંને ખંડમાં બરાબર જોઈ ન શકતાં, પણ બધું સાંભળી શકતાં.

'ભીમદેવ, હમ્મીર આવે કે એનો બાપ આવે. ભગવાનનું લિંગ અહીંયાંથી ન ખસે.'

'પણ ગુરૂદેવ, ન કરે શંભુ ને કંઈ થયું તો !' રા'એ કહ્યું.

'જ્યાં સુધી એ લિંગનું તેજ તપે છે ત્યાં સુધી ત્રિપુરાસુર કૈં ન કરી શક્યો તો માણસ જાત શી વિસાતમાં ?'

'પણ એણે એવાં કેટલાંએ ભાંગી નાંખ્યાં. એ તો દેવમૂર્તિઓનો કાળ છે એમ કહેવાય છે,' વિમલમંત્રીએ કહ્યું.

'તમારા હૃદયની શ્રદ્ધા ખૂટી ગઈ છે તેમાં દેવમૂર્તિઓ ખંડિત થાય છે. પણ મારી શ્રદ્ધા ખૂટી નથી, ડગીએ નથી. મારા ભગવાન અનાદિ ને અનંત છે. કોઈની મગદૂર નથી કે એને કોઈ ખસેડી શકે.

'એમ નહિ કહો, ગુરૂદેવ,' ભીમે કહ્યું, 'અમારી શ્રદ્ધા અચળ છે.'

'તમે હમ્મીરનો વિચાર કરો છો, હું તો તેય નથી કરતો. મારા ભગવાનની ઈચ્છા વિના તણખલું નથી હાલતું, તો એ કોણ થાય છે?'

'પણ ગુરૂદેવ,' રા'એ કહ્યું. 'અમે તો દુનિયાદારી; અમારે જય ને પરાજય બંનેનો વિચાર કરવો રહ્યો.'

'જય ને પરાજયનો વિચાર એ તો મૂર્ખનું ગણિત છે. એ વિચાર કરનારો તો ભોળાનાથ બેઠો છે. તમે શું કરવાના છો?'

'ગુરુદેવ! અમે પણ એજ નિશ્ચય કરી બેઠા છીએ. અમારા જીવતાં અમારા ભગવાનની એક ધજા પડવા ન દઈએ, પણ અમે ન હોઈએ તો ?' રા'એ કહ્યું.

'કોણ કોને રાખી શક્યું છે. રા', તમારું કહેવું વ્યર્થ છે. મારા દેવ અહીંયાથી નહિ ખસે. તમારા જેવા બત્રીશ લક્ષણાઓ પ્રાણ આપવા તત્પર છે ત્યાં પરાજયની વાત શાની કરો છો? લડો ને વિજય કરો. ભગવાન તમારી સહાયમાં છે.'

'હું જાણું છું, હું એ જાણું છું,' ભીમદેવે કહ્યું, 'મારા અંતરમાં પણ એ જ અવાજ ઊઠે છે. મારો ભોળોનાથ ત્રિશૂલ લઇ ને બેઠો છે; પછી વિજય આપણો જ છે. પણ યુદ્ધ વખતે બાણુને લઈ જઈ શકાય'–

'ન લઈ જઈ શકાય, મારા ભાઈ,' ગુરુદેવે કહ્યું, 'એ તો સર્જનકાળે અહીંયાં પ્રગટ્યા ને પ્રલયકાળે પણ અહીંયાં જ રહેવાના.'

'તો પછી આપ ખંભાત જાઓ. આપના ઉપર તો આખા પાશુપત મતનો આધાર છે.'

'વત્સ,' ગુરુદેવે ધીમેથી પણ દૃઢતાથી જવાબ દીધો, 'તમે મને ક્યારે ઓળખશો? મને આ ગુરુપદ નથી પ્રિય, ને નથી પ્રિય લકુલેશ મતનું સર્વજ્ઞપદ. હું તો મારા ભગવાનનો દાસાનુદાસ છું. જ્યાં એ ત્યાં હું. એમનાથી વિખૂટું જીવન હું કલ્પી શકતો નથી.'

'પણ આ તે કૈં તપસ્વીઓનું કામ છે? અમારાં કામ છે?'

'તપસ્વીઓનું કામ ક્યાં નથી, ભીમદેવ?' ગુરુદેવે પૂછ્યું, 'જ્યાં તપસ્વી નથી ત્યાં પુણ્ય નથી ને જ્યાં પુણ્ય નથી ત્યાં વિજય નથી.'

'પણ આપ હશો તો.'–

'એ પણ વાત પડતી મૂકો,' સર્વજ્ઞે કહ્યું, 'સામંત પણ એજ જીદ લઈ બેઠો હતો, પણ મેં તો મારો નિશ્ચય ક્યારનો કર્યો છે. જ્યાં ભગવાનનું લિંગ ત્યાં હું. મ્લેચ્છને કરવું હોય તે કરે. દેવ ને મ્લેચ્છ વચ્ચે કોઈ માડીજાયો નહીં હોય તોય હું એકલે ઊભો રહીશ. મારે લલાટે શાં પરાક્રમ લખાયાં હોય તે તમે કેમ જાણશો?'

સર્વજ્ઞનો મીઠો પણ નિશ્ચલ અવાજ સાંભળી ગંગાએ આંસું લૂછ્યાં. ભીમદેવ આદિ વીરો પણ આ વૃદ્ધની અડગતા આગળ અવાક બની ગયા.

થોડીવારે સર્વજ્ઞે કહ્યું, 'બધા મારા શિષ્યોને લઈ જાઓ. લકુલેશમતના એ સ્તંભો છે. એમની વિદ્યા ને તપનું સંરક્ષણ જરૂરનું છે. શિવરાશિ, તું અને ગગનરાશિ બધાને લઈને ખંભાત જા.'

'જેવી આજ્ઞા,' શિવરાશિએ કહ્યું. ગગનરાશિ તે શિવરાશિ પછી બીજો મુખ્ય શિષ્ય હતો, તેણે વગર શબ્દે આજ્ઞા માથે ચઢાવી.

'વણિકોને તો હું આજે રાતે જ ચઢાવી દઉં છું,' વિમલે કહ્યું, 'સવારે બ્રાહ્મણો જશે.'

'હા, મારે કોઈનું કામ નથી,' ગુરુદેવે કહ્યું.

'ગુરુદેવ,' શિવરાશિએ બનતો સંયમ રાખી તટસ્થ અવાજે કહ્યું 'ગંગા અને બીજી નર્તકીઓને પણ લઇ જ જઈએ.'

'હાસ્તો,' ગુરુદેવે કહ્યું, 'એ બિચારીઓ અહીંયાં રહીને શું કરશે. ગંગાને કહી દેજે કે તૈયાર થાય.'

'ગંગા અહીંથી એક તસુ ખસવાની નથી,' બારણાં વચ્ચે, કેડે હાથ દઈ, રીસે ચઢેલી ચંડી જેવી ઉગ્ર ગંગા બોલી. બધા રાજવીઓ તો જોઈ જ રહ્યા. 'ગુરુદેવ! ભગવાનના ચરણમાં તમારું સ્થાન છે તો તમારા ચરણમાં મારું સ્થાન છે, સમજ્યા?'

સર્વજ્ઞ હસ્યા. 'ગંગા, પણ આ સ્ત્રીઓનું કામ નથી. તારે તો જવું જ પડશે.'

'મારું કામ હું સારી રીતે જાણું છું. તમારે બધાને વ્રત હોય ને અમારે નહિ હોય.'

'પણ પુરુષો કરતાં સ્ત્રીઓને યવનોનો ઘણો ભય છે.' રા'એ કહ્યું. 'તેથી તો હજારો સ્ત્રીઓને અગ્નિમાં ઝંપલાવવું પડ્યું.'

'મારો જીવ તો પૂજ્યપાદના ચરણકમલમાં છે. એને લેવાને તો મારે અગ્નિની પણ જરૂર નહિ પડે.'

ગુરૂદેવે ગંગા સામું જોયું, અને એ ભક્ત સ્ત્રીના હૃદયની નિર્મળતા પારખી.

'ઠીક, વિમલ, એ છો રહી. ને ગંગા તારી પાછળ કોણ છે, ચૌલા? એને મોકલી આપ.'

'હા, એને મોકલવી જ જોઈએ,' રાશિએ કહ્યું. 'જુવાન છોકરીઓનું અહીં કામ નહીં.'

'ચૌલા જશે.' ગંગા પુત્રી તરફ ફરી.

ચૌલાનું સ્વરૂપ કૈં અજબ‌જ હતું. હોઠ બિડી, તેજસ્વી આંખો વિકસાવી તે ગુરુદેવથી ભીમદેવ ને ભીમદેવથી રાશિ તરફ જોઈ રહી હતી. ગુંગળાતા શ્વાસને રસ્તો આપવા એનો સુકુમાર હાથ ગળે વળગ્યો હતો.

'ચૌલા જશે ને?' ગંગસર્વજ્ઞે હસીને કહ્યું. જવાબમાં ચૌલાના ડોળા બાવરા થઈ ગયા.

'તમે બધાએ,' એનો તૂટતો સાશ્રુ અવાજ જેમ તેમ કરતાં ગુંગળાતા એના ગળામાંથી નીકળ્યો. '–મારા શંભુ લઈ લીધા, મારું નૃત્ય બંધ કર્યું. હવે મારે જીવવાનું રહ્યું જ નથી. લો, મારી નાંખો.' કહી તે એક ડગલું આગળ આવી, એક લથડિયું એણે ખાધું અને આંખે હાથ દઈ બેભાન થઈને પડી. તે પલમાં ભીમદેવનું સ્મરણપટ સ્વચ્છ થયું. તે રાત્રિ, તે ચંદ્રિકા, તે

મુખ, તે શરીર ! તેનું હૈયું એકદમ ઉછળ્યું ને તેણે ઊભા થઈ ચૌલાને લઈ લીધી. બધા પલવાર યુદ્ધની વાતો વિસરી ગયા.

ભીમદેવે મૃદુતાથી ચૌલાને ઊંચકી ગંગાના ખોળામાં સૂવાડી. ગંગ-સર્વજ્ઞ હસ્યા.

'જ્યાં શ્રદ્ધા હોય ત્યાં જીવ વહાલો ન હોય,' તેમણે કહ્યું. 'જેને શ્રદ્ધા હોય તે ભલે રહે. ભક્તોને ભગવાનથી જુદા કરવામાં મહાપાતક છે.'

'હા,' કચવાઈને ભીમદેવ બોલ્યા. 'હું જેટલું કરવા માગું તેની વિરૂદ્ધ કોઈ સિદ્ધાંત હોય હોય ને હોય. પણ ગુરુદેવ, મને મારું ધાર્યું તો કરવા દેશો.'

'હા હા, હવે નહીં બોલું,' ખડખડ હસીને ગુરુદેવે કહ્યું. 'થયું ? મારો બધો અધિકાર તો મેં તમને આપી દીધો છે, હવે શું ?'

• ૬ •

પણ ભીમદેવે ધાર્યું હતું એટલું સહેલું આ કામ નહોતું. જેમ તેમ કરી દામોદર મહેતાએ આઠ વહાણો તરત મોકલ્યાં હતાં. કાલે બીજાં અગિયાર વહાણો આવશે એવો સંદેશો આવ્યો હતો. ભરૂચ બંદરેથી પણ થોડાં આવશે એવી આશા પણ દર્શાવી હતી. નાના વહાણોમાં બહુ તો પચાસ માણસ માય; મોટામાં બસેંનો સમાવેશ થાય, અને આટલાં વહાણોમાં દસ પંદર હજાર માણસ મોકલવાં રહ્યાં. એટલે મુસ્કેલીનો પાર નહોતો.

પણ ભીમદેવ હારે એમ નહોતો. કોને મોકલાવવા, કોણ પહેલા ને કોણ પછી, કેવી રીતે ને ક્યારે તેના બધા નિર્ણયો એમણે કરી નાખ્યા. સાંજનાં વહાણો તૈયાર થઈ ગયાં અને પહેલો સંઘ ઘર બાર છોડી વહાણ પર ચઢવા નીકળ્યો. સગાંવહાલાં ને મિત્રોનાં રુદન શરૂ થયાં. બંદર પર અશ્રુભીની વિદાય શરૂ થઈ. જનારાઓ ભગવાનનું

નામ રટતાં, થરથર ધ્રૂજતાં, વહાણે ચઢવા લાગ્યા. કેટલાકોએ સ્તવનો ગાવા માંડયાં. ઘણાંઓએ હમ્મીરને હડહડતી ગાળો દીધી. જેમનાં સ્ત્રી છોકરાં જતાં હતાં તેમના આક્રંદનો પાર નહોતો. પેઢીધર જેમણે પ્રભાસ સિવાય બીજું ઘર જોયું નહોતું તેમણે દેશવટો લીધો. એ બધો કાર્યક્રમ વિમલ મંત્રી સાંગોપાંગ પાર ઉતારવા લાગ્યો.

બીજું અને વધારે મુશ્કેલ કામ તો નવા આવેલા સૈન્યને ઉતારો આપવાનું હતું. પહેલાં ભીમદેવ શિવરાશિને અને મંદિરના દીપા કોઠારીને લઈ એ કામમાં પડયા. ત્રીશ હજાર પરોણાની વ્યવસ્થા કૈં નાનુંસૂનું કામ નહોતું. એક શેરીના રહેવાસીઓ પોતાનાં ઘર ખાલી કરી એક કે બે જણના ઘરમાં જઈને પડયા અને ખાલી ઘરોમાં સૈનિકો પડયા. ધર્મશાળાઓ હતી ત્યાં લશ્કરની ટુકડીઓના પડાવ પડયા. જરૂર પડી એટલે કેટલાંક નાનાં મંદિરોના સભાગૃહોમાં પણ કેટલાક પડાવ નાંખીને રહ્યા. જે અનાજ પ્રભાસમાં હતું અને અણહીલવાડથી આણ્યું હતું તે બધું પ્રભાસના દીપા કોઠારીના હાથમાં સોંપાયું અને તેણે ઠેરઠેર તે વહેંચવાના થાણાં ખોલ્યાં અને કોઈને રહેવા ખાવાની કૈં અગવડ ન પડે તેની પૂરી વ્યવસ્થા કરી.

ભીમદેવ વળી બીજે કામે વળગ્યા. તેમનો, શા'નો ને ત્રિલોચનપાલનો ત્રણેનો મત હતો કે પ્રભાસનો ગઢ ને તેની ખાઈ જોઈએ તેટલાં સારાં નહોતાં. તરત ત્રણે જણ ફરી વળ્યા અને બંનેને યોગ્ય બનાવવાનાં પગલાં લેવાનું નક્કી કર્યું. પલેપલ કિંમતી હતી, હમ્મીર ક્યારે આવે તે કહેવાય એમ નહોતું, એટલે તુરતાતુરત બન્યા તેટલા નાગરિકો ને સૈનિકોને એ કામમાં રોકી દીધા. દિવસ અને રાત એ કામ આગળ ધપાવવાનું હતું એટલે મશાલોની પણ વ્યવસ્થા કરવાની હતી.

આખું પ્રભાસ થોડા વખતમાં કીડીના દરની માફક પ્રવૃત્તિથી ઊભરાઈ ગયું. એના પ્રેરક ભીમદેવ હતા. પગે કે ઘોડા પર તે આમથી તેમ મંત્રીઓ ને સેનાપતિઓ સાથે દોડતા. દરેક વસ્તુ પર

એમની નજર પડતી. પલેપલે એમના હુકમ નીકળતા. એમની આંખો-માંથી જ્વાલા નીકળતી; એમના મોઢામાંથી વાગ્બાણ છૂટતાં; અને એક બે અવજ્ઞા કરનારે એમના બાહુબળનો સ્વાદ પણ ચાખ્યો. એક ધૃષ્ટ નાયક જેણે ખાઈ ખોદવા જવાની સાફ ના પાડી તેણે તરવારને એક ઝટકે જમણો હાથ ખોયો. ગામનો ધણી આવ્યો હતો એમ બધાને પ્રતીતિ થઈ.

ભીમદેવ નગરમાં ચાલતી પ્રવૃત્તિઓ પર છેલ્લીવાર નજર નાખી આવ્યા ત્યારે લગભગ મધ્યરાત્રી થઈ હતી. બધું કામ રસ્તે પડયું હતું, અને સવાર સુધીમાં તો ઘણું ઉકેલાઈ જાય એમ હતું જોઈ એમને સંતોષ થયો. આખરે પરકોટમાં ભગવાનના મંદિરની ઓસરી પરની એક મેડી પર જ્યાં એમનો ઉતારો હતો ત્યાં એ આવ્યા. વીરો ચાવડો ત્યાં એમની વાટ જોતો હતો. એણે નાવાનું પાણી ને ખાવાનું તૈયાર રાખ્યાં હતાં.

વીરો મહારાજના અનુચર, મિત્ર ને મા ત્રણની ગરજ સારતો. એણે ભીમદેવને એમના બાલપણમાં ખભાપર બેસાડી ઘોડો ઘોડો રમાડયા હતા. મોટા થયા ત્યારે એણે તરવાર ફેરવતાં ને બાણ મારતાં શિખવ્યું હતું. ભીમદેવ કુંવર હતા ત્યારથી તે તેમની સાથે રહેતો, ખાવાનું પોતે ચાખી પછી પોતાના ધણીને ખવાડતો, અને રોજ તેમના સૂવાના ખંડને બારણે નાગી તરવાર લઈ સૂતો. વીરો રાતના પગ ન દાબે તો ભીમદેવને ઊંઘ ન આવે. અને ભીમદેવ રાતે આવી વીરાને થોડી વધતી વાત ન કરે ત્યાં સુધી વીરો સૂવે નહીં.

આજે પણ વીરાએ ભીમદેવને નવાડયા ને જમાડયા. 'બાપુ, હવે સૂઈ જાઓ. બેચાર ઘડી નિંદર લીધા વિના તબિયત નહીં ટકે.'

'અરે હમ્મીરને ન નસાડું ત્યાં સુધી મારે ઊંઘવું હરામ છે,' કહી તેમણે કેડે તરવાર બાંધવા માંડી.

'પણ બાપુ, જરા તો પગ વાળો. કાલ રાતના તમે જંપીને બેઠા નથી. હજી તો યુદ્ધનું કામ બહુ દિવસ ચાલવાનું છે.'

'વીરા, આ યુદ્ધનું કામ નથી, તું પણ ચાલ, તૈયાર થા.'

'એવું શુ છે?' કહી વીરાએ પણ શસ્ત્રો સજવા માંડયા. '

'તું ઘરડો થયો, તું શું જાણે?' અને બંને મેડી પરથી નીચે ઊતર્યા.

'વીરા, કાલે આ સામેની મેડીપર ગુરુદેવ રહેવા આવવાના છે, સમાલીને રહેજે.'

'એમનો આવાસ છોડી અહીંયાં?'

'હા,' ભીમદેવે કહ્યું, 'એમના ઘણા શિષ્યો કાલે ચાલી જશે. ને એ પરકોટમાં આપણી સાથે રહે તો જરૂર પડે ત્યારે મારાથી પણ તરત મળી શકાય.'

બંને નીચે આવ્યા એટલે સભામંડપ આગળ ચોકી કરતા સૈનિકે નમસ્કાર કર્યા. ભીમદેવ સંતોષ પામ્યા.

'દેવધામ લશ્કરી સ્વરૂપ ધારણ કરવા લાગ્યું ખરૂં,' તેમણે ધીમેથી વીરાના કાનમાં કહ્યું.

'બાપુ તમારા જેવા કાર્તિકેયના અવતાર હોય ત્યાં બીજું શું થાય?'

બંનેએ ભગવાનના દર્શન કર્યાં અને પછી ભીમદેવ નર્તકીઓના આવાસમાં ગયો. મોડી રાત છતાં ઘણા ઘરોમાં ધમાલ ચાલી રહી હતી, કારણ કે ઘણીખરી નર્તકીઓ કાલે ખંભાત જવાની હતી. થોડીએક અહીં રહેવાનો વિચાર દેખાડયો હતો પણ એટલી સ્ત્રીઓને પણ અહીંયાં રહેવા દેવી કે કેમ તેનો વીમલમંત્રીએ નિશ્ચય નહોતો કર્યો.

ભીમદેવ ગંગાના ઘર તરફ ગયા. એનું બારણું બંધ હતું, અને

માળ. ઉપર એક નાનો દિવો બળતો હતો. તેણે કડું ઠોક્યું અને જવાબમાં તરત ગંગાનો અવાજ આવ્યો.

'કોણ છે, અત્યારે ?'

બે મહિના પહેલાંનો ભીમદેવ હવે સર્વસત્તાધિકારીના સ્વરૂપમાં અહીંયાં હતો. હવે એને જરાય ક્ષોભ નહોતો થતો. 'એ તો હું, ભીમદેવ. ચૌલાની ખબર લેવા આવ્યો છું.'

'ભીમદેવ મહારાજ!' ક્ષુબ્ધ ગંગાથી બોલાઈ ગયું. માએ દીકરીને ઊઠાડી. બે જણ વચ્ચે કંઈ ધીમે ધીમે વાત થઈ. દિવો મોટો થયો, અને ગંગાએ આવી બારણું ઉઘાડ્યું. 'પધારો, પધારો ચાલુક્યરાજ.'

'વીરા, અંદર આવ ને બારણું જોજે,' કહી ભીમદેવ ગંગા જોડે ઉપર ગયા.

'ચૌલા સારી થઈ ગઈ. એનો સ્વભાવ એવો છે કે જરા જરામાં ચઢી જાય છે, અને પછી એ બેભાન થાય છે, ને મારી ચિંતાનો પાર રહેતો નથી. પધારો, બેસો.' કહી ગંગાએ બાણાવલિને આસન આપ્યું. ભીમદેવે ચોતરફ જોયું. 'ચૌલા કપડાં બદલવા ગઈ છે, હમણાં આવશે.'

બારણાની તડમાંથી થડકતે હૈયે, ચૌલા એના રણે ચઢેલા રુદ્રને જોઈ રહી હતી. તેના કાનમાં દેવનાં દુંદુભી ગડગડતાં. એના દેવ—એના પ્રભુએ એની તપશ્ચર્યા સ્વીકારી ને સદેહે હમ્મીરના મદનું મર્દન કરવા આવી પહોંચ્યા. ને તેના મનમાં આ વિચાર ચાલતો ત્યારે તેની ચપળ આંગળીઓ લુગડું બદલવામાં પરોવાઈ હતી. તેણે કપડાં બદલ્યાં, પણ તેનો પગ ન ઉપડ્યો.

'ચૌલા, આવની,' ગંગાએ કહ્યું.

ચૌલા હિંમત કરી બહારના ખંડમાં આવી અને શરમની મારી નીચેથી ઊંચું ન જોઈ શકી.

'આવ,' ગંગાએ કહ્યું.

તે આવી, અદ્ભુત છટા નીતરતી–શરમાતી બાલ અપ્સરાની હૃદયવેધક મોહિનીથી ભીમદેવને આંજતી. એનાં ઝાંઝર ઝમક્યાં, ને તે ભીમદેવને પગે પડી, તેના ચરણની રજ માથે ચઢાવી.

'ચૌલા, તે રાતે કહ્યું હતું કે વિજય કરીને વહેલા વળજો તે હું ભૂલ્યો નથી,' નીચા નમેલા મુખમાંથી, બે ભાવભીની આંખોએ ઊંચું ભાળી જૂના ભીમદેવનો મૂક ઉપકાર માન્યો. 'હું તે ભૂલ્યો નથી.' એણે ઉમેર્યું.

'આપ મંદિરમાં આવ્યા અને નૃત્ય બંધ કર્યું ત્યારે હું જ નાચતી હતી, મહારાજ.' મધુર અવાજમાં ઠપકો હતો.

'તને મેં જોઈ નહીં. હું એકદર્શી છું. તે વખતે હું પ્રભાસને લડાયક કરવાની ધૂનમાં હતો.' અને હસ્યા, 'પણ મારી ભૂલ થઈ. રોજ થોડો વખત નૃત્યથી ભગવાન આરાધવાની તને છૂટ છે, હું એ જ કહેવા આવ્યો છું.'

'અને કાલમુખાથી ચૌલાને બચાવી તે માટે આપનો કેટલો ઉપકાર માનું?'

'સ્ત્રી, વિપ્ર ને ગાય ક્ષત્રિય નહીં રક્ષે તો કોણ રક્ષશે?' ભીમદેવે કહ્યું.

ચૌલાની આંખમાંથી ઠપકાના તીર ફરી છૂટયાં. 'મને ક્ષત્રી હતા તેમાં ઉગારી?' એમ એ આંખો કહેતી હતી.

ભીમદેવના હૃદયના તાર એકદમ ઝણઝણી ઊઠ્યા, પણ એમ લાગ્યું કે આ સમય પ્રણયગોષ્ઠિનો નહોતો. તે એકદમ ઊભા થઈ ગયા. 'હજી મારે ઘણું કામ છે. હું જાઉં છું.'

ગંગા પણ ઊભી થઈ ગઈ. 'મહારાજ કોઈવાર દર્શન દેજો.'

ભીમદેવ ઠમક્યો. ઉર્વશીને શરમાવે એવી લાવણ્યમૂર્તિ તેણે સામે ઊભેલી જોઈ ને તેને દૂર ઠેલવાની તેની હિંમત ચાલી નહીં.

'પ્રભાસમાં કાલ પછી ભાગ્યે જ બીજી કોઈ સ્ત્રીઓ હશે. કાલથી તમારે બંનેને ગુરુદેવ ને હું જ્યાં રહેવાના છીએ ત્યાં આવવું પડશે. અમારી સારવાર તમારે કરવાની છે '

ગંગાના હર્ષનો પાર ન રહ્યો. 'જેવી કૃપાનાથની મરજી,' તેણે કહ્યું.

ચૌલાને તો દશેદિશા નૃત્ય કરતી દેખાઈ. ભીમદેવની કર્તવ્ય-પરાયણતાએ નવું કારણ ઉમેર્યું. 'કાલે સવારે આ આખા નર્તકીઓના આવાસમાં મારા સૈનિકો આવી પડાવ નાંખવાના છે.'

અને ત્રીજીવાર પેલી આંખોમાંથી ઠપકાનાં તીર છૂટયાંઃ આ કારણ આપવાની ઉતાવળ શી?

• ૭ •

શિવરાશિ મધરાતે છેક થાકી ગયો. આજે એમણે અપવાસ છોડયો, અને આ બધું કામ માથે પડયું. તેમાં કાલે જવું કે ન જવું એ પ્રશ્ન એમના હૃદયને ગુંગળાવતો હતો, અને આ પ્રશ્નનું નિરાકરણ અપવાસે શુદ્ધ થયેલી વૃત્તિથી તે કરવા માગતો હતો.

બપોર સુધી ભગવાનની સેવા અને ગુરુભક્તિ એક પલ્લામાં હતાં, બીજા પલ્લામાં હતાં ગુરુની ગેરહાજરીમાં પાશુપત મતનો વિજય અને ત્રિપુરસુંદરી જેમાં ઊતર્યાં હતાં એવી ચૌલાનું સાંનિધ્ય. હવે તો ચૌલા પણ પહેલા પલ્લામાં જઈ બેઠી. ગુરુએ પાપ કર્યું હતું, એની પાસે ખોટી રીતે પ્રાયશ્ચિત્ત કરાવ્યું હતું અને વિધિભંગ કર્યો હતો એટલે ગુરુભક્તિનું વજન ઓછું થયું હતું એ ખરું. અને વખત છે ને હમ્મીર જીતે ને પ્રભાસ લે તો પાશુપતમતનો ઉદ્ધાર એમના પર જ અવલંબે તેથી

બીજા પલ્લામાં ભાર પણ વધ્યો. ગુરુ જીદ લઈ અહીં રહે, હમ્મીર બધાનો વિનાશ કરે અને તેથી જો એ ખંભાત હોય તો એને સર્વજ્ઞપદ તરત મળે એ વિચાર એમણે મનમાંથી કાઢી નાંખ્યો. એક તપસ્વીની દૃષ્ટિએ જ એણે આ પ્રશ્નનો ઉકેલ આણવાનો હતો. પોતે અહીં રહે ને ગુરુ પણ ન હોય અને એ પણ ન હોય તો પાશુપત વિદ્યાનો લોપ થઈ જાય. ચૌલા અહીંયા રહે ને પોતે જાય અને ત્રિપુરસુંદરીની પૂજા અધૂરી રહેવાથી દૈવી કોપ વધે. આમ સંકલ્પવિકલ્પ કરતા તે પરકોટમાં દાખલ થયા. આ પવિત્ર ધામમાં સૈનિકોની ચોકી અને ભક્તોનો અભાવ જોઈ તે ખિન્ન થયા. એમની તપશ્ચર્યા જો પૂરી કરાય, જો મહામાયાની પૂજા પૂરી થાય તો હમ્મીર આપોઆપ બળીને ભસ્મ થઈ જાય. પણ એ બધું શી રીતે કરવું?

એ એક તરફથી આવ્યા ત્યારે ભીમદેવ અને વીરો ચાવડો તેમના ઉતારા તરફ જતા હતા તે એમણે ઓળખ્યા. ભીમદેવ જબરો હતો, હોંશીયાર હતો; એને ગાદી પર આણવા એણે પણ થોડી મદદ કરી હતી. જો હમ્મીર હારે, અને ભીમદેવ ગૂર્જરેશ થઈ રાજ્ય ભોગવે તો પોતાનું સર્વજ્ઞપદ શોભે એ વાત પણ ખરી......વિચારમાલા તૂટી ગઈ ને તેને કાને ભીમદેવના શબ્દો સંભળાયા:

‘વીરા, ચૌલા અદ્‌ભુત સુંદરી છે. કાલે તું મળશે ત્યારે તને ખાતરી થશે.’

ચૌલા અદ્‌ભૂત સુંદરી! સુંદરી! આ ક્ષુદ્ર સંસારી જીવને ખબર નથી કે એનામાં ત્રિપુરસુંદરીનો અંશ છે અને એની પૂજા અધૂરી રહી તેથી તો આ બધી પીડા આવી પડી છે. પણ ભીમના અવાજમાં સંભળાએલો ભાવ એમને ન ગમ્યો. એ કાલે વીરાને મળવાની?.ક્યાં? કેવી રીતે? બપોરે ભીમે એને ઓળખી પણ ન હોતી અને અત્યારે આ વાત ક્યાંથી? ભીમદેવ અને ચૌલા પહેલાં મળ્યાં હતાં એ ગપ્પાં કે ખરું?

અત્યારે ભીમદેવ એમના મનથી ઊતરી ગયો. ચૌલામાં રહેલી મહામાયાનું એ કોઈ રીતે અપમાન કરતો હતો એવો એમને સ્પષ્ટ ખ્યાલ આવ્યો.

ભીમદેવ અને વીરો પોતાની મેડીયે ચઢી ગયા. એકદમ તે અટકીને ઊભો. એમના માર્ગ પર પ્રકાશ પડયો. જ્યાં સુધી ચૌલામાં ઊતરેલાં મહામાયા રીઝે નહીં ત્યાં સુધી આ વિપત્તિ દૂર થવાની નથી. એ વિપત્તિ દૂર કરવામાં :એમના તપની કસોટી હતી. એમનો નિશ્ચય સ્પષ્ટ થયોઃ પ્રભાસમાં જ રહેવું.

## પ્રકરણ ૧૩મું                ઉમિયા–શંકર

· ૧ ·

પોષ સુદ પુનેમ ને વાર ગુરુ. છ દિવસ થયાં ચૌલાનું જીવન એક સમધુર ઉલ્લાસમય નૃત્ય હતું. પળે પળે રુદ્રાવતાર ભીમદેવનું નામ રટવું, તેમનું ચિંતવન કરવું, તેમની સેવા કરવી, તેમની વાટ જોવી એ શ્વાસ ને પ્રાણ થઇ ગયાં. ભગવાન શંકર ત્રિપુરાસુર સામે રણે ચઢ્યા હતા અને પોતે ઉમિયા તેમની સેવામાં હાજર હતી, એ કલ્પનાથી તે તરબોળ બની હતી. એ સુખી હતી, જેવી તે કદી નહોતી તેવી, ને જેવી તેણે કદી થવાની આશા નહોતી રાખી તેવી.

પરકોટમાં એક ઓસરી ને પહેલે માળે ત્રણ મેડીઓ હતી, જેમાંની એકમાં ભીમદેવ મહારાજ ઊતર્યા હતા. વચમાં ગુરુદેવ હતા, અને ત્રીજામાં પોતે અને બીજી બે સેવિકાઓ હતી. મેડીઓની આસપાસ મોટી અગાશી હતી. પુરુષો ઘણે ભાગે બહાર રહેતા એટલે તે ગુરુદેવની મેઠીમાંથી ભીમદેવના ઉતારામાં દોડતી, ગાતી ને કૂદતી આવતી; ઘડીમાં ગંગા જોડે હસી હસીને વાત કરતી, ને ઘડીમાં વીરા પાસે ભીમદેવના બાળપણની વાતો સાંભળતી. આખો દહાડો ભીમદેવ શું કરતા તેની ખબરો સાંભળી સાંભળી ફુલાતી. કોઈવાર મંદિરના શિખર પર એક ઊંચી અટારીએ ચઢી નવો થએલો કોટ, ઊંડીને પહોળી થએલી ખાઈ, કોટ પર ઊભેલી બાણાવલિઓની હાર, હથિયારબંધ ફરતાં માણસોના ઝુંડ જોતી અને ગર્વમાં નાચતી. બે ચાર વાર તો ગામમાં કે કોટ પર મહારાજ સેનાપતિઓ સહિત ફરતા પણ તેણે જોએલા; ઊંચા

બખ્તરીયાળા, તેજસ્વી, આજ્ઞાઓ વેરતા, બધાનું માન ને હેત આકર્ષતા. ત્યારે એનું હૈયું કહ્યું નહીં કરતું. દહાડામાં એકવાર તે ભગવાન આગળ નૃત્ય કરી આવતી. હવે ત્યાં ઠઠ નહોતી, ક્વચિત કોઈ બિલિ ચઢાવવા આવતું; ઘણી વાર તે ને તેના ભગવાન બે જ હતા એટલે સંકોચ વિના તે કાલું ઘેલું બોલતી ને ગાતી.

આ સુખની થાળીમાં એક જ મેખ હતી. એ જરા બહાર ફરતી કે ક્યાં તો શિવરાશિ મળતો અને ક્યાં તો હરદત્ત કે એવો કોઈ સાધુ એને મળતો, ને એ દૂરથી સબહુમાન નમસ્કાર કરતા. એ તરત ત્યાંથી નાસી આવતી.

દિવસે દિવસે ભીમદેવ મહારાજ વધારે ને વધારે રોકાએલા રહેવા માંડયા. મધરાતે માંડમાંડ તે ઉતારે આવતા, નહાતા, ને જમતા. કોઈ વાર એ પીરસતી, અને થોડીક કૈં વાતો કરતી. પછી ગુરુદેવ, રા' કે પરમાર કે ભરૂચના ચાલુક્ય આવતા ને પાછળની અગાશીના એકાન્તમાં બેસીને કે ફરતાં વાત કરતા. તે વખત એક છાપરાની પાંખ નીચે અંધારામાં તે ઊભી રહી જોયા કરતી. થોડીવારે ભીમદેવ મહારાજ પોતાની મેડીયે જઈ ઊંઘી જતા, અને તે માની પાસે જઈ સુઈ જતી.

પોષ સુદ ચૌદશને બુધવારે રાતના મહારાજ બહુ મોડા આવ્યા. તે જમ્યા ને અગાશીમાં ગયા. ચૌલા હમેશની રીત મુજબ છાપરાંની પાંખ નીચે ભરાઈ ને ઊભી હતી. આજે ગુરુદેવ કે કોઈ આવવાનું હોય એમ લાગતું નહોતું—મહારાજ એકલા જ ફરતા હતા. નીચું માથું કરી, લાંબાં ડગ ભરતા તે કૈંક ઊંડો વિચાર કરતા હતા. ચૌલાને જઈ તેની સાથે વાત કરવાનું મન થયું પણ તેની હીંમત ન ચાલી.

ભીમદેવ મહારાજ થોભ્યા અને પોતાની મેડી તરફ જવા આવ્યા. ઉતાવળા, પાંખ નીચે ભરાતાં ચૌલાથી કૈં અવાજ થયો. ભીમદેવ મહારાજે તરત તરવાર પર હાથ મૂક્યો.

'કોણ છે?'

'એ તો હું,' કહી ચૌલા ધ્રૂજતી બહાર આવી.

'ચૌલા, અહીંયાં અત્યારે? કેમ?'

મહારાજની આંખો ચમકતી હતી. ચંદ્રિકામાં અદ્‌ભુત માદકતા જણાતી. ચૌલાનું હૈયું ફાટફાટ થતું હતું.

'મહારાજ', ને તેનો સ્વર કાંપતો હતો. 'હવે સૂઈ જાઓ. પાછા કાલે સવારે વહેલાં ઊઠવું છે ને?'

'ચૌલા, મારે ઊંઘવું ને જાગવું બંને સરખાં છે' ભીમદેવના અવાજમાં ખેદ ને થાક હતો.

ચૌલાએ ચારે તરફ જોયું ને તે પાસે આવી. 'મહારાજ, હું તો માત્ર એક દાસી છું પણ—પણ—કૈં રીતે ભાર ઓછો નહીં કરી શકું?' તેણે પૂછ્યું.

ભીમદેવના હૈયામાં પૂર આવ્યા. ચંદ્રિકામાં એમણે અર્ધ બીડેલા હોઠોની ને આશાભરી આંખોની મોહકતા જોયા. એમણે આ અપ્સરાને એકવાર હાથમાં લીધી હતી તેનું સ્મરણ થયું. ને તેના માથા પરનો ભાર દૂર થઈ ગયો ને રગોમાં સંગીત શરૂ થયું.

'ચૌલા,' ને મહારાજના અવાજમાં પ્રચંડ ઊર્મિઓનો ધ્વનિ હતો, 'તને જોઉં છું ને મારો ભાર એની મેળે ઓછો થઈ જાય છે. જો તારા વેણ સાચાં ઠરે ને હું વિજય મેળવું તો તારે હંમેશનો મારો ભાર હલકો કરવો પડશે.'

શબ્દોના અર્થ કરતાં એની સૂચકતાએ ચૌલાને વિવશ બનાવી. 'મહારાજ, ત્યારે તો મને ભૂલી જશો.'

'તને ભૂલી જાઉં!' કહી ભીમદેવે તેનો પ્રચંડ પંજો ચાલાની ખાંધ પર મૂકયો, અને એના અંગેઅંગમાં જ્વાળાઓ ઊઠી.

'ના. કદી નહિ,' કહી ભીમદેવ તેને ભેટયા ને ચુંબન કર્યું. ભેટ ને ચુંબન ક્યાં સુધી પહોંચ્યા તેનું એમાંથી એકેને ભાન ન રહ્યું. છૂટાં પડયાં ત્યારે સૃષ્ટિએ અનુપમ લાવણ્ય ધાર્યું હતું એટલું જ એમને ભાન રહ્યું. બંને ક્ષોભથી અકળાએલાં હતાં એટલે ક્યાંય સુધી કોઈ બોલ્યું નહિ. ચૌલા તો 'માત્ર ચંદ્રકિરણોની બની આકૃતિ હોય એવી અપાર્થિવ લાગતી હતી.

'મહારાજ,' તેણે કહ્યું, 'શું કૈં નવી પીડા આવી છે? આટલા ગંભીર કેમ હતા?'

'ચૌલા, આજે ખબર આવ્યા. પેલો હમ્મીર લૂંટતો, ગામો બાળતો, સ્ત્રીને બ્રાહ્મણને દમતો, ગાયોને કાપતો ચાલ્યો આવે છે. મારું ગૂજરાત સ્મશાન બની રહ્યું છે. અને હું અહીંયાં બેઠો એમને બચાવવા કૈં કરી શકતો નથી.'

'એ ક્યારે આવશે?'

'કાલે આવે કે પરમ દહાડે.'

'સારું,' ચૌલાએ કહ્યું, 'કે આ પીડાનો વહેલો પાર આવે.'

'ચૌલા, આપણો ભોળોનાથ બેઠો છે ને,' અને ભીમનું વદન પાછું જરા ખિન્ન થયું.

'મહારાજ, હવે સૂઈ જાઓ. બહુ વખત થઈ ગયો. આ સમય તમારી શક્તિ સાચવવાનો છે.'

'ખરી વાત.' કહી ભીમદેવ ત્યાંથી ચાલ્યા ગયા. જતાં જતાં તેમણે ફરી ચૌલા તરફ નજર નાખી. પાછા આવવાનું મન થયું, પણ પગ ન ઉપડયો. અને આવી હતી તેમ કિરણાવલિ સમી ચૌલા અદૃષ્ટ થઈ ગઈ. અને વીરો ચાવડો જે બંનેથી અણજાણ છાનોમાનો આ બધું જોતો હતો તે મૂછોમાં ખૂબ હસ્યો.

• ૨ •

ભીમદેવ મહારાજ સૂવા ગયા પણ એમને બરોબર ઊંઘ ન આવી. થાકના માર્યા આંખો તો મીચાઈ પણ મગજમાં ગઢના કોટો ઊંચા થતા ગયા. મોટામોટા રાક્ષસો ગૌબ્રાહ્મણની કતલ કરતા દેખાયા, અને એ બાંધેલા અકળાએલા કોઈ ઠેકાણે પડેલા દેખાયા. બધું બળતું હતું; ચારે તરફ વિનાશ પ્રસરતો હતો, અને એ હાથ કે પગ હલાવી શકતા નહીં. ને નજર આગળ એક કિરણોની બનેલી બાલિકા તેજસ્વી આંખો વડે...ઠપકો દેતી; અનંત ઘોડાની હારો દોડતી; અગણિત બાણોમાંથી વિજળી જેવાં તીર છૂટતા....પણ એ હતા ત્યાંને ત્યાં–અને કિરણોની બની બાલિકા ઠપકો દેતી. એ ગુંગળાઇને, ઝબકીને જાગ્યા; થોડો વખત મગજ સ્વસ્થ કર્યું, પેલા ચુંબનનો અણવીસરાએલો આસ્વાદ ફરીથી લીધો અને પાસું બદલી સૂઈ ગયા.

વળી પાછાં સ્વપ્નાં આવ્યાં. એ બાલિકા નૃત્ય કરતી; પોતે દોડતા હતા તેની આસપાસ અને ચારે તરફ હાથીઓ ઊંચું પૂછડું કરી દોડતા અને ગુરુદેવ મૃદંગ બજાવતા. નાચતી નાચતી બાલિકા દોડી ગઈ. તે પાછળ પડયા. સામે એક કાલમુખો મળ્યો. એટલામાં અંધારી રાતે ચંદ્રમા ઊગ્યો. ચાંદની છવાઈ ગઈ ને કાલમુખો નદીમાં પડી ગયો...ને તેમણે બાલિકાને હાથમાં લઈ લીધી. અને સામે ગુરુદેવ મૃદંગ બજાવતા નાચતા હતા. ગીડગીડધુમ ગીડગીડધુમ......

અને એમની આંખ ઊઘડી. સેનાને જગાડવાનાં નગારાં વગડતાં હતાં. તે તરત બેઠા થઈ ગયા ને હાથ લંબાવ્યો. તે રોજ ઊઠતા એટલે પગ આગળ વીરો એમના વસ્ત્ર ને બખ્તર લઈ તૈયાર રહેતો. આજે એમણે રોજની ટેવ પ્રમાણે વીરાના જ્યાં હાથ હોય ત્યાં હાથ લંબાવ્યો પણ કૈં આવ્યું નહીં. 'વીરા' તેમણે બૂમ પાડી. કોઈ–ઘણા નીચા માણસે–હાથ ઊંચો કરી કપડાં ઊંચાં ધર્યાં : ભીમદેવને સમજ ન પડી. તેણે હાથ નીચો કર્યો. વીરો કયાં ગયો ? કે આ સ્વપ્નું.

તેણે અંધારામાં હાથ નીચો કરી લૂગડાં લીધાં ને સાથે લૂગડાં ધરનારનો હાથ પકડ્યો...જરૂર સ્વપ્નું હતું. હાથ કમળની નાળ જેવો નાનો ને સુંવાળો હતો. જાણે રૂપેરી ઘંટડીનો નાદ હોય એવું મધુર હાસ્ય ખંડમાં પ્રસરી રહ્યું. ઊર્મિનો સાગર ઊછળ્યો. મહારાજે બે હાથ પકડ્યા ને ખેંચ્યા. અને એના વિશાળ વક્ષ પર ચૌલા લપટાઈ ગઈ. 'મારા શંભુ' 'મારા નાથ' એના મુખમાંથી મંદમંદ અવાજ આવતો હતો અને ખૂણામાં વીરાનું ક્રમે કરી દબાએલું હાસ્ય ફાટી નીકળ્યું, 'હા. હા. હા—'

અને સમય થંભી ગયો.

• ૩ •

ડંકા ગડગડ્યા ને નવા ઉત્સાહે ઊછળતા મહારાજ બહાર પડ્યા. એની આંખ આજે ચમકતી, કદી નહિ ચમકી હતી તેવી; ને ભુજાઓમાં અમેય બળ ઊછળતું. તે જરા મોડા પડ્યા. કોટ ઉપર ગુરુદેવ, રા,' પરમાર, ચાલુક્ય, કમા લાખાણી, મંત્રીઓ ને સેનાપતિઓ ઊભા હતા. છલંગ મારતા મહારાજ કોટ પર ગયા. ચારે તરફના અંધારામાં ક્ષિતિજ પર લાલ ભડકા દેખાતા, અને સિંધુર સમો ધુમાડો ગગને ચઢતો. હમ્મીરના પાદચિન્હો જોઈ મહારાજની છાતી ઊછળી આવી. 'આવ્યો, આવ્યો, આવ્યો' મહારાજે હર્ષથી કહ્યું, 'રા,' ચાલો, સૈન્ય સજ્જ કરી દઈએ.'

પૂર્વ આકાશમાં જરાએક ભલભાખળું થયું. 'ભામદેવ, આ શું?' ગુરુદેવે પુછ્યું. જંગલોમાંથી એકેક બબે કાળાં ધાબાં–જાણે કાળી કીડીઓ આવતી હોય તેમ દોડતાં પ્રભાસ તરફ આવતાં હતાં. ધાબાં વધ્યાં, અનેક થયાં, સો થયાં, બસો થયાં, વધ્યાં ગયાં. કેટલાંક ઘોડા પર આવતાં, તો કોઈ ગાડામાં. તે પાસે આવ્યાં અને તેમનું આક્રંદ સવારનો પવન લઈ આવ્યો.

'દેલવાડાના માણસો નાસી આવતાં જણાય છે,' રા'એ કહ્યું, અને પાણીનાં ટીપાં સરે તેમ માણસો જંગલમાંથી ટપકવા માંડયા.

'ભોળાનાથ, તું કરે તે ખરું,' ગુરુદેવ બબડયા.

'સ્ત્રીઓ ને છોકરાં પણ છે,' વિમળ મંત્રીએ કહ્યું.

'અરે, આ પેલાં તો ફસડાઈ પડ્યાં,' ગુરુદેવનો અવાજ જરા ખટક્યો, 'શિવ, શિવ, શિવ.'

પ્રકાશ વધતો ગયો અને આક્રંદતાં નરનારીઓ પાસે આવતાં ગયાં. કેટલાક તો અધવચ્ચે પડયા.

'દેલવાડા પડયું,' ભીમદેવે હોઠ પર હોઠ બીડી કહ્યું. એમનો અવાજ ગંભીર હતો, અને એમની આંખો આવતાં માણસો અને ક્ષિતિજ પર ફરતી હતી.

'વિમલ,' મહારાજે કહ્યું. 'દરિયા તરફનો દરવાજો ખોલાવ ને જેટલી હોડીઓ હોય એટલી ખાડીમાં લઈ જાઓ. ને જીવતાં કિનારે આવે તેને લઈ આવો.'

'ચાલુક્યરાજ,' વૃદ્ધ કમા લાખાણીએ કહ્યું. 'આ બધાંને અંદર લઈને શું કરશો. આપણી પાસે બે મહિના પૂરતુંય અનાજ નથી.'

'લાખાણી, બે મહિના હમ્મીર ટકે તો મુઓ જ સમજજો. વિમલ, અત્યારે કેટલાં વહાણ છે?'

'ત્રણ, મહારાજ'

'છોકરાં ને સ્ત્રીઓ હોય તો તેમાં બેસાડી વિદાય કર.'

'જેવી આજ્ઞા,' કહી વિમલ ગયો.

'રા', હવે આ પશ્ચિમે કોટ પર તીરંદાજો ગોઠવી દો, ને યુદ્ધની તૈયારી કરો.'

રા'એ કમ્મર પર બાંધેલો એક શંખ લઈ ફુંક્યો. ચારે તરફ શંખ ને ભેરીનાદ થયા; ડંકા અને નગારાએ યુદ્ધના નિમંત્રણ દીધાં. અને સૂર્યોદય પહેલાં આખો પ્રભાસગઢ યુદ્ધને માટે સજ્જ થઈ ગયો. સૂર્ય ઊગ્યો ત્યારે ગઢ પર સાત હજાર બાણાવલિઓ તીર તાકી તૈયાર ઊભા હતા. ઠેકઠેકાણે સાંઢણીઓને પણ કોટ પર ચઢાવી હતી જેના પર ડંકા નિશાન શોભતાં. બસો નાયકો, ઘોડેસ્વાર થઈ કોટ પર ઊભા હતા. દરેકના હાથમાં નીશાન હતું. સેનાપતિઓ સુંદર અશ્વો પર સ્વાર બની ઊંચા મોટા કાંગરાઓ ઉપર ઊભા ઊભા ક્ષિતિજ તપાસતા હતા.

ગંગા અને ચૌલા મંદિરના શિખરની અટારીયે ચઢયાં હતાં. ચારે તરફ સૈનિકો, શસ્ત્રો ને પતાકાથી શોભતો ગઢ જોઈ ચૌલાનું હૈયું ગર્વથી છલકાયું. 'બા ! જો, જો, કેવો સુંદર ગઢ. મહારાજે આઠ દહાડામાં તો જાણે કીમિયો કર્યો.

અને ઊંચામાં ઊંચી ટૂંક પર અટારીયે ગુરૂદેવ રાજવીઓ સમેત ઊભા હતા તે પણ ભીમદેવને એજ ધન્યવાદ આપી રહ્યા હતા. પ્રભાસગઢ, દૃભેંદ્યને સૈન્યશક્તિથી જીવંત, ગૌરવશીલ, ઊગતા સૂર્યના પ્રકાશમાં ઝગમગતો હતો; અને ઉપર ત્રિભુવનપતિ ભગવાનની ભગવી ધજા જગતના કલ્યાણની પરમ ભાવના સમી ફરફર ઊડતી હતી.

મહારાજે એક ઊંડો શ્વાસ લીધો, અને પોતાની શક્તિના ભાનમાં મસ્ત તેમણે તરવાર કાઢી જય ઘોષણા કરી ' જય સોમનાથ.' અને ત્રીશ હઝાર યોદ્ધાઓએ પ્રતિશબ્દ કર્યો 'જય સોમનાથ.' એકદમ ભીમદેવ મહારાજે આંખો ચોળી. ' રા,' જુઓ, જુઓ !' કહી તેમણે રા'નું બાવડું ખેંચ્યું. દરિયાને કિનારે કિનારે ઘોડેસ્વારોની એક સેના કોટ તરફ આવતી હતી.

' આ તરફ પણ જુઓની, ' પરમારે ધ્યાન ખેંચ્યું. બીજી તરફથી પણ કિનારે કિનારે એવી જ બીજી સેના આવતી હતી.

'દરિયા તરફનો આપણો માર્ગ બંધ કરી દેવા માગે છે.'

એક તરફ કીનારા પરથી આવતી સેના જાણે યંત્ર હોય તેમ આગળ વધતી. પ્રભાસગઢની ખાઈને પેલે તીરે સ્મશાન હતું. અને ત્યાં કાલમુખાઓનો વાસ હતો. ગુરુદેવે તેમને ગઢમાં આવવા કે ખંભાત જવા બહુ વિનવ્યા હતા, પણ પોતાની બિહામણી રહેણી કરણીમાં મસ્ત એવા કાલમુખાઓએ ગુરુદેવની વાત હસી કાઢી હતી. કોઈ દિવસ કોઈ યુદ્ધમાં એમને કોઈ સ્પર્શ્યું નહોતું. કોઈની મગદૂર નહોતી. પણ હમ્મીરના ભયંકર ઘોડેસ્વારોને આ લોક કે પરલોકની પરવા નહોતી. માળી ઘાસ કાપે તેમ કાલમુખાઓને એમણે કાપી નાંખ્યા. ગુરુદેવને આ સંપ્રદાય તરફ જરાય સહાનુભૂતિ નહોતી. તેમણે નિઃશ્વાસ નાખી કહ્યું, 'ભોળાનાથ, તું કરે તે ખરું.'

એટલામાં મહારાજે દેલવાડા તરફ નજર નાખી ને તે સ્તબ્ધ થઈ ગયા. એ રસ્તે ઘોડેસ્વારોનું મોટું સૈન્ય, હાથમાં તીર કામઠાં લઈ બહાર પડયું.

'રા,' પરમાર! તમે દરિયાની વાટ તપાસો. હું આ જોઉં છું.'

રા' અને પરમાર પોતાની જગ્યાએ જવા ચાલી ગયા. અને દેલવાડાના જંગલના રસ્તા પરથી જાણે એક મોટી રેલ આવતી હોય તેમ હમ્મીરની સેના નીકળી. ઘોડેસ્વારો પૂરજોશમાં દોડયા આવતા હતા. પાંચ નહીં, પચાસ નહીં, પણ હજારો, અભેદ્ય વ્યૂહમાં : ભયંકર ચામડાનાં પહેરવેશ ને ચમકતાં શિરત્રાણોમા; ભયંકર, લાંબા મોટા બાણોમાં તીર તાકીને સજ્જ. તેની પાછળ સેંકડો હાથીઓ આવ્યા, સાથેસાથે ચાલતા જાણે જંગમ ગઢ એવો વ્યૂહ રચીને. અને પછી મોટા યંત્રો આવ્યાં જેવા યંત્રો ભીમદેવે કદી જોયાં નહોતાં ને કલ્પ્યાં નહોતાં.

'મહારાજ !' વિમલે ધીમેથી કહ્યું. 'સામંતની વાત ખરી હતી, આ સૈન્ય નથી, આતો આખો દેશ ઉલટયો છે.'

'પણ ભગવાન આપણી સાથે છેને,' મહારાજે કહ્યું.

'ભીમદેવ, બેટા,' ગુરુદેવે મહારાજના ખભા પર હેતથી હાથ મુકી કહ્યું, 'દેવોને દુર્લભ એવો યુદ્ધ પ્રસંગ ભોળાનાથે તને આપ્યો છે.'

'ને ગુરુદેવ, દેવોએ પણ ન દીઠેલું એવું યુદ્ધ તમને બતાવું છું. જોયા તો કરો!' અને હમ્મીરની સેના જંગલની બહાર આવી, પ્રભાસની આસપાસ પ્રલયની માફક વીંટાઇ વળી એટલે ગગન ફાડી નાખે એવી પ્રચંડ ગર્જના થઇ: 'અલ્લા હો અકબર.'

'ગુરુદેવ! આપ ઊભા રહો. હું જાઉં છું,' કહી ભીમદેવ લાખાણી ને વિમલને લઈ શિખર પરથી ઊતરી મુખ્ય દરવાજા પરના કાંગરા પર દોડતા ગયા. ખાઈની પેલી પાસ ઘોડેસ્વારોનું સૈન્ય થોડેક દૂર આવીને ઊભું હતું. સૈન્યનો વ્યૂહ જેવો અદ્દભુત હતો તેવો જ અપૂર્વ હતો. ત્રણે તરફ ટુકડીઓ પુતળાંની માફક ઊભી રહી હતી. બધાના હાથમાં તીર તાણેલા પડયાં હતાં, પણ કોઈએ છોડયાં નહોતાં. દરિયા સિવાયની ત્રણ બાજુએથી પ્રભાસ ભીડાઈ ગયું.

ફરીથી ગર્જના ઊઠી: 'અલ્લા હો–અકબર.' ભીમદેવે ને તેની સેનાએ પડકાર કર્યા: 'જય સોમનાથ.' હમ્મીરની વિશાળ સેના વચ્ચે રજપૂત વીરોથી સજ્જ પ્રભાસ, કાલીનાગ વચ્ચે શ્રી કૃષ્ણ ઊભા હોય તેમ હસતું રમતું ઊભું હતું.

ભીમદેવ મહારાજ છત્ર ને ચામરથી સુશોભિત મુખ્ય કાંગરા પર મોખરે ઊભા ઊભા આ બધું જોતા હતા. એટલામાં હમ્મીરની સેનાના વ્યૂહમાં વચ્ચે એક નાનું ચોગાન હતું ત્યાં એક મોટું લીલું નીશાન ડાટવામાં આવ્યું. હાથીઓની હારની પાછળ હજારો માણસો પડાવ નાખવાની દોડાદોડ કરતાં દેખાયાં. હાથીઓની વચ્ચે થઈ પાંચસો ઘોડેસ્વારની ટુકડી બહાર પડી. તેની પણ વ્યૂહરચના અદ્દભૂત

હતી. ત્રણ તરફ તીરંદાજોની હાર હતી. તેની અંદર નાગી તરવારવાળા ઘોડેસ્વારોની હાર હતી. અને આ હારોથી રક્ષિત જગ્યામાં પંદરેક ઘોડેસ્વાર આવતા હતા. એ બધાને મોખરે મોટી લીલી પાઘમાં એક પ્રચંડ ઘોડેસ્વાર કાળા મોટા ઘોડાપર આવતો હતો. સામંતે આપેલું વર્ણન અચૂક હતું-આજ ગરજનનો સુલતાન, હમ્મીર મહમ્મદ.

મહારાજે દાંત પીસ્યા. એણે પોતાનું બાણુ કાઢી જમીન પર ટેકવ્યું ને તીર સાંધ્યું. ગુજરાતમાં અપ્રતીમ ગણાતા બાણાવલિના હાથ અધીરા થતા હતા.

હમ્મીર પ્રભાસનું માપ કાઢતા આગળ આવ્યા અને એની સેનાએ ગર્જના કરી: 'અલ્લાહો અકબર.' રજપૂતોએ પાછો પડકાર કર્યો: 'જય સોમનાથ.' અને મહારાજે મૂછને વળ દીધા.

હમ્મીરે કયાં સુધી પ્રભાસ તરફ જોયા કર્યું ને પછી બે અઠંગ તીરંદાજોને તીર છોડવા કહ્યું. એકનું તીર ખાઈમાં પડયું, બીજાનું ત્યાં સુધી પણ ન આવી શકયું. રજપૂત સેના ખડખડ હસી. અધીરો મસુદ ઘોડો કુદાવી આગળ આવ્યો, અને તીર તાણ્યું. મહારાજનું તીર પણ તૈયાર હતું. પલકમાં તેમણે કદી ન કાઢેલું એવું જોર કાઢી તીર છોડયું. બંને તીરો એક બીજાને વટાવી ગયાં. મસુદનું તીર આવ્યું ને કોટને વાગી પાછું પડયું. મહારાજનું તીર, પવન વેગે, મસુદના પગમાં ઘસાઈ ઘોડાના પેટમાં ભોંકાઈ ગયું. ઘોડાએ ચક્કર ખાધું, ને ઘોડો ને સ્વાર ધૂળમાં રોળાઈ ગયા. રજપૂત સેનાએ ભયંકર હર્ષનાદ કર્યો. 'જય સોમનાથ'ની ઘોષણાથી ગગન ગાજી રહ્યું. મહારાજનું જોઈ કેટલાક રજપૂતોએ તીર છોડયાં પણ કોઈનું પહોંચ્યું નહીં.

મસુદે પાટો બાંધ્યો, અને હમ્મીર જોડે હસતો હસતો રસાલા સાથે લશ્કરની પાછળ ચાલી ગયો. આજે લડાઈ શરૂ કરવાની હમ્મીરની દાનત નહોતી. તેની સેના પુતળાંની માફક થોડી વાર ઊભી રહી, અને

પછી; હુકમ મળતાં સ્વારો પોતાના ઘોડા પરથી ઊતરી પોતાની ટુકડીનો પડાવ નાખી ખાવાની વ્યવસ્થા કરવા મંડી ગયા. પ્રભાસમાં તો વિજયના ડંકા વગડયા જ ગયા. પહેલો ઘા રાણાએ કર્યો એ શુભ શુકનથી બધા ખુશ ખુશ થઈ ગયા. બપોરે હમ્મીરની સેના મહિનાઓની તૈયારી કરતી હોય એમ જણાઈ. ચારે તરફથી માટી લાવી મોખરા પરનાં ઘોડેસ્વારોની આગળ તીરંદાજોના રક્ષણ માટે ઢગલા થવા માંડયા. આ પ્રયોગ આખો દહાડો ચાલ્યો અને રજપૂત સૈનિકોએ કોટ પર ઊભા ઊભા કૈં કૈં મજાકો કરી.

---

હરદત્ત ગાંડા જેવો આખા ગામમાં ફર્યા કરતો. પચાશ વર્ષે ત્રિપુરસુંદરીનું મંદિર બંધ થયું હતું. એમના દર્શન એને અલભ્ય હતા, અને તેની પૂજા કરવાનો એનો અધિકાર લઈ લેવામાં આવ્યો હતો. સાથે માંસ મદિરાનો પ્રસાદ પણ બંધ થયો હતો. અને મદિરાની સુવાસથી મઘમઘતા, નૃત્ય કરતા નરનારીના અંગોથી માદક, મહોત્સવો બંધ થયા હતા. જ્યાં રાત્રે એ પૂજા કરતો ત્યાં રોજ ગુરુદેવ પોતે જેમ તેમ પૂજા કરી આવતા, અને એની મહામાયાનું મંદિર કારાવાસ જેવું બંધ ને સ્મશાન સમું શૂન્ય પડી રહેતું. એનું જીવનકર્તવ્ય ગયું એટલે આખો દહાડો દાંત પીસી, ચીપીઓ હલાવતો એ ફર્યા કરતો.

તેમાં કેટલાક મંદિરોનો કબજો સૈનિકોએ લીધેલો જોઈ, એની આંખ ખૂન તરસી થઈ આવતી. આ પુણ્ય ધામમાં આવો ભ્રષ્ટાચાર એણે આજે જ જોયો. હમ્મીર આવ્યો એ એને ઘણું સ્વાભાવિક લાગ્યું. એનું જ્ઞાન પરિમિત હતું; એને મન હમ્મીર આ વિધિભ્રષ્ટ ગુરુને વિનાશવા આવેલું કોઈ પરમ દૈવી સાધનનું માત્ર નામ હતું. કોણ જીતે ને કોણ હારે તેની એને પરવા નહોતી; એને તો એનું મંદિર ઊઘડાવવું હતું.

આવા વિચારો કરતો ગઢમાં ફરતો ત્યાં તેના જેવા જ પ્રસાદ વિનાના, યાત્રાળુઓની ભેટ પામ્યા વિના અસંતુષ્ટ, કેટલાક બીજા સાધુઓ પણ મળ્યા. સમદુ:ખીઓએ એક બીજા આગળ હૃદય ખોલ્યાં. ક્યાં ગઈ પૂજા, ક્યાં ગયા પ્રસાદ, ને ક્યાં ગઈ એમની અભંગ 'ઊંઘ?' એ બધી વિપત્તિ માટે ગુરુ જ જોખમદાર હતા એ પણ એમને લાગ્યું. અને ગુરુના ઘણા બીજાં પાપો હોય પણ મહામાયાનું મંદિર બંધ કર્યું એ મોટામાં મોટું હતું એ એમને સ્પષ્ટ લાગ્યું.

ગુરુદેવ પોતાના ઉતારામાં બેઠા હતા. સામે હરદત્ત અને થોડાક સાધુઓ હાથ જોડી બેઠા હતા; પણ તેમના મુખ ને અવાજમાં અવિનયની ગંધ આવતી હતી.

'ગુરુદેવ, મહામાયાનું મંદિર નહિ ખૂલે ત્યાં સુધી આ વિપત્તિ દૂર થવાની નથી. અનાદિ કાલથી એ કોઈ વખત બંધ રહ્યું નથી,' હરદત્તે હાથમાં જોરથી ચીપીઓ પકડીને કહ્યું. એની આંખ વિકરાલ જાનવરના જેવી હતી.

'હમણા હું જાતે પૂજા કરું છું. એ બંધ નથી,' ગુરુદેવે કહ્યું.

'પણ અમને ભક્તોને મહામાયાના દર્શન કદી બંધ નથી થયાં,' હરદત્તે કહ્યું.

'તમારા પોતાના કતવ્યોને લીધે મારે દર્શન બંધ કરવાં પડયા છે.',

'ગુરુદેવ,' ધમકી ભર્યા અવાજે હરદત્તે કહ્યું. 'આજે પચાશ વર્ષથી મારા કર્તવ્યો માટે કોઇએ વાંધો લીધો નથી. આજે તમે લીધો અને આ હમ્મીર આવ્યો, વિધિ ખંડિત થાય તે મહામાયા કદી નહિ સાંખે.'

'હરદત્ત, ભગવાન લકુલેશની કૃપાથી મને પણ વિધિઓનું જ્ઞાન છે. એક પણ વિધિ ખંડિત થઈ નથી.' ગંગસર્વજ્ઞે નિશ્ચલતાથી કહ્યું.

'ત્યારે હમ્મીર કેમ આવ્યો ?' હરદત્તે પૂછ્યું.

'દેવોની પૂજાને નામે પુણ્યધામોમાં અત્યાચાર શરૂ થયો તેમાં.'

'એટલે આપ મંદિર નહીં ખોલો ?' એક સાધુએ પુછ્યું.

'ના.'

'તો આ દેવકોપ વધશે,' સાધુએ ગુસ્સામાં કહ્યું.

'જો મારા કૃત્યથી જ આ દેવકોપ થયો હોય તો હું ભગવાનને પ્રાર્થના કરું છું કે એ મારા એકલા પર જ પડે !'

'પણ આ તો અમારા પર પડે છે,' સર્વજ્ઞની શાંતિથી હરદત્તે ધુંધવાતાં કહ્યું. એના સ્વરૂપથી લાગતું હતું કે ગુરુને તે કૈં પણ કરી બેસે.

'તો એ મારા કૃત્યથી નહીં હોય,' ગુરુદેવે શાંતિથી કહ્યું. 'મે પણ આજે વર્ષોથી પાશુપત સંપ્રદાયનું ગુરુપદ ભોગવ્યું છે. હજી સુધી હું મારા ધર્મથી ભ્રષ્ટ થયો નથી, અને આ અણીને વખતે થવાનો નથી. જ્યાં સુધી હમ્મીરને મહારાજ મારી હાંકે નહીં, ત્યાં સુધી મહામાયાનું મંદિર બંધ રહેશે.'

'ત્યારે અમે જઈએ છીએ,' હરદત્તે કહ્યું. એનો ગુસ્સો એટલો વધતો હતો કે ત્યાંથી જતા રહેવાનું જ એણે યોગ્ય ધાર્યું.

'હા, તમે જઈ શકો છો,' ગુરુદેવે કહ્યું. અને બધા સાધુઓ એમના તરફ ગુસ્સાભરી આંખો કરતા ગયા.

'મહારાજે આ બધાને મોકલી આપવાનો આગ્રહ કર્યો ત્યારે હું અનુકૂળ થયો હોત તો સારું. હવે તો ભોળાનાથ જે કરે તે ખરું,' તે બબડયા અને ધ્યાન કરવા ગયા.

હરદત્ત ને પેલા સાધુઓ ગુરુની મેડીએથી નીચે ઊતરી ઓસરીને છેડે શિવરાશિ જ્યાં પંચાગ્નિમાં બેઠો બેઠો તપશ્ચર્યા કરતો હતો ત્યાં ગયાં. શિવરાશિને લાગ્યા જ કરતું હતું કે તેમની તપશ્ચર્યા જોઈએ તેવી આકરી નહોતી અને તેથી જ આ હમ્મીર આવ્યો હતો. તપમાં જેટલી ખામી હોય તેટલી વહેલી પૂરી પાડવા એમણે આ વિધિ આરંભ્યો હતો. આમ બેઠાં બેઠાં, સર્વ કલ્યાણના દાતા એવા શંભુ અને સર્વ શક્તિનું મૂળ એવા પાર્વતીનું તે ધ્યાન કરતા હતા.

એ ધ્યાનમાંથી જાગ્યા ત્યાં સુધી હરદત્ત ને બીજા સાધુઓ, પ્રશંસામુગ્ધ, આ તપસ્વીને જોઈ રહ્યા. ગુરુદેવનો સૌમ્ય સ્વભાવ, વિશાળ બુદ્ધિ, અને ઉદાર ચરિત એમને સમજાતા નહીં; જ્યારે રાશિજીમાં સામાન્ય સાધુના ઘણા અંશ હતા જે તેમને પોતાના જ હોય એવા લાગતા. તપ ને વિધિ, લકુલેશમતની નાની નાની પ્રણાલિકાઓ એ બધી એમને પ્રિય હતી. તેમની જરૂરિયાતો ને ફરિયાદો પણ રાશિજીને તરત સમજાતી એટલે એની પાસે લઈ જતાં એ ખંચાતા નહિ. ગુરુ કોઈ હિમથી આચ્છાદિત, દુષ્પ્રાપ્ય શિખર જેવા લાગતા, જ્યારે રાશિજી સુંદર વૃક્ષોથી વિરાજીત, છાંય દેતું પવિત્ર ગિરિશૃંગ હોય એવો ખ્યાલ એમને આવતો.

રાશિજી ધ્યાનમાંથી જાગ્યા, અને પંચાગ્નિમાંથી બહાર આવી હરદત્ત ને બીજા સાધુઓનો સત્કાર કર્યો. 'રાશિજી, મહામાયાનું મંદિર નહિ ખુલે તો અમે જીવ આપીશું. ગુરુદેવનો આ જુલમ અમે નહિ વેઠીયે,' હરદત્તે રીસાયલે અવાજે કહ્યું.

'ગુરુની આજ્ઞા આપણને સદાય શિરસાવંદ્ય છે.'

'ત્યારે શું મહામાયાના દર્શન વિના અમે ટવળી મરીયે?' હરદત્તે કહ્યું.

'હરદત્ત, તારી આંખો સ્થૂલ છે. આધ્યાત્મ્ય દૃષ્ટિએ જોતાં મને સ્પષ્ટ જણાય છે કે જે દહાડે મંદિર બંધ થયું તે દહાડેથી

મહામાયા પોતાનું મંદિર છોડી આખા પરકોટમાં વિચરે છે. જેને ભક્તિ છે તેને દષ્ટિ છે, અને તેને જ મહામાયા મનુષ્ય દેહમાં દેખાય છે.'

'કોનામાં ? ચૌલામાં ?' હરદત્તે ધીમેથી કહ્યું.

'કોઈની શક્તિ નથી કે મહામાયાને ભીંતો વચ્ચે પૂરી મૂકે,' શિવરાશિએ સીધો જવાબ નહીં આપ્યો.

'ત્યારે આ હમ્મીર કેમ આવ્યો ?'

'આ કોયડો ઉકેલવાને હું આજે દિવસો થયાં આ તપશ્ચર્યા આદરી રહ્યો છું. મને એનું કારણ સ્પષ્ટ રીતે સમજાય છે.'

'શું ?'

'એ ગૂઢ છે, અને એનો ઉપાય હું યોજી રહ્યો છું.' શિવરાશિએ કહ્યું.

'અમને પણ કહો. અમે પણ ઉપાય કરીએ.' એક સાધુએ કહ્યું.

'વખત આવશે ત્યારે કહીશ.'

'ના, કહો,' હરદત્તે કહ્યું. 'નહિ તો અમે તો ત્રિપુરસુંદરીના મંદિર આગળ ધારણે બેસીએ છીએ.'

'એટલી મારામાં શ્રદ્ધા નથી ? તમે મહામાયાના ભક્ત છો અને હું નથી ?' શિવરાશિએ કહ્યું.

'તમે ગુરુભક્તિમાં લીન છો,' હરદત્તે કહ્યું.

'હું ગુરુભક્ત છું તેથી ય વધારે મહામાયાનો ભક્ત છું.'

'અને તમને ખાત્રી છે કે હજી એનામાં મહામાયાએ વાસ કર્યો છે ?' હરદત્તે કહ્યું.

'હા. તમને સંશય હોય તો મોડી રાતે એકલી એ નૃત્ય કરી ભગવાનને રીઝવે છે ત્યારે જો જો.'

'એ નૃત્ય કરે છે?'

'હા. ભીમદેવ મહારાજની પણ મગદૂર નથી કે મહામાયાને રોકી શકે.'

'સ્પષ્ટ કહો, રાશિજી. અમે તમારે આધારે છીએ. આ પુણ્યધામ ભ્રષ્ટ થતું કેમ અટકાવાય? આ હમ્મીરને કેમ પાછો કઢાય? તમે કહો છો તેનાથી ઘણું જાણો છો,' એક સાધુએ કરગરીને કહ્યું.

'તેથી કહું છું કે મારામાં શ્રદ્ધા રાખો.'

'આપ હરદત્તને કહો એટલે અમને સંતોષ વળશે. એવો તે શો ઉપાય છે કે જે અમે જાણતા નથી ને તમે જણાવી શકતા નથી.' પેલા સાધુએ હાથ જોડયા.

'ઠીક, હરદત્તને કહું છું. તમે બધા જઈ નીરાંતે બેસો. મહામાયા બધાં રૂડાંવાના કરશે,' શિવરાશિએ કહ્યું. અને હરદત્ત સિવાયના બીજા સાધુઓ ત્યાંથી ગયા.

'શો ઉપાય છે?' હરદત્તે કહ્યું.

'તે દિવસની અધૂરી રહેલી પૂજા પૂરી કરવી જોઇએ,' ધીમેથી શિવરાશિએ હરદત્તના કાનમાં કહ્યું. અને બંનેની આંખમાં ભયંકર તેજો ચમકયાં.

· ૬ ·

ભીમદેવ મહારાજ ઘણા આનંદમાં હતા. એમણે પહેલો ઘા કર્યો હતો; એમની તીરંદાજી એ પોતાની સર્વોપરિતા હતી; અને દુશ્મનની સેના ગુંચવાયલી પડી હતી. જો હમ્મીર ઠડે પેટ ઘેરો ઘાલે તો

મહિનાઓ સુધી પોતે તેને હંફાવે એમ હતું; જો હમ્મીર હુમલો કરે તો તેને પહોંચી વળવાને પોતાની પાસે પુષ્કળ સાધનો હતાં. આવા વિચાર કરતા તે કોટની ઉપર ઝપાટાબંધ ચારે તરફ નજર નાખતા ફરતા હતા. પાછળ એકલો વીરો આવતો હતો.

એ દરિયા તરફના દરવાજા આગળ ગયા ત્યારે રાવ કમો એક આંખે દરિયા તરફ ધ્યાનથી જોતા હતા. એનું મુખ ઘણું ગંભીર હતું.

'કેમ રાવ, શું જુઓ છો?' મહારાજે પૂછ્યું.

'પેલું જોયું?'

'શું? ક્ષિતિજપર નજર ટેકવતા મહારાજે પૂછ્યું. 'પેલું કાળું ધાબા જેવું છે તે?'

'હા,' લાખાણીએ કહ્યું 'જહાજો છે.'

'એમ મને નથી લાગતું.'

'હું કચ્છી છું. બાલપણથી સમુદ્ર ખેડયો છે. જહાજો આ તરફ આવે છે.' કહી તેણે મહારાજને દૂર ખેંચ્યા. 'જો આ તરફ આવશે તો આપણે મરી ગયા.'

'કેમ?'

'હમ્મીરે કિનારે બે બાજુએ ઘોડેસ્વારો મૂકયા છે ને આપણું કોઈ વહાણ એમના કબજામાં ગયું તો દરિયાની વાટ બંધ થઈ જવાની,' ફરીથી કમાએ ક્ષિતિજ બારીકીથી તપાસી. 'આઠેક જહાજ છે.'

'દરિયાની વાટ તો ખુલ્લી રાખવી જ જોઈએ. શું કરીશું.'

'એક રસ્તો છે,' અને કમાની એક આંખ દે મીંચ થવા લાગી.

'ત્યાં જઈને જહાજો થંભાવવા જોઈએ.'

'એટલે શું થાય ?' ભીમદેવે કહ્યું. 'એમાં પણ આપણાં થોડાક સારા યોદ્ધાઓ મોકલવા જોઈએ કે જે જરૂર પડે વહાણોમાં બેઠા બેઠા લઢી શકે ?'

કમો ખડખડ હસ્યો. 'મહારાજ ! આ તો અડધો જોજનવા ડુબકી મારી જવાનું છે. તમે ન સમજો' સારા તારાના અભિમાનથી કમાએ કહ્યું.

'કેમ ?'

'મારા સૈન્યમાં થોડાક એવા છે કે મીસરથી ચીન સુધી સફર મારી આવ્યા છે. એમને તૈયાર કરું છું.'

'પણ એ દરિયા પર રહી લઢી શકશે ?'

'જહાજ પર રહી ઝઝુમવું એ તો અમારૂં બાપ દાદાનું કામ રહ્યું.' કમાએ કહ્યું.

'તો એનો નાયક કોણ થશે. મારી પાસે એક બે ખંભાતી છે, પણ તેમાં જીવ નથી.'

કમાએ એની એક આંખ મીચી દીધી.

'મારો છોકરો હોત તો એ કામ આમ કરત. કે નહીં. મને ગઈ દીવાળીએ જ બોતેર થયાં છે. હું ક્યાં ઘરડો થયો છું ?' કહી બત્રીસે દાંત દેખાય તેમ તે હસ્યો. 'અડધું જોજન તો આંખ મીચતામાં કાપી નાખીશ.'

'ધન્ય છે, રાવ, ધન્ય છે.'

'મારા માણસો શોધી કાઢું છું. અંધારું થયે બે હજાર તીર-કામઠાં અહીંયાં રાખજો. હમ્મીર તીર જમીન પરથી છોડશે તો અમને નહિ પહોંચે પણ જો ઘોડાઓ લઈ પાણીમાં ઝંપલાવે તો અમને ભારી પડે. તેમાંથી બચાવવા તે તમારું કામ.'

'નિર્ભય રહો, રાવ. હું પણ તૈયારી કરાવું છું.'

અને વધારે હોહા કર્યા વગર ભીમદેવ મહારાજે દરિયાપરના દરવાજા ઉપર બે હજાર ચુનંદા ધનુર્ધારીઓ એકઠા કર્યા. સૂર્યાસ્ત થયો, અને અંધારું પ્રસરવા માંડયું એટલે હમ્મીરની સેનાના પડાવમાં હજારો તાપણીઓ થઈ. મહારાજની આજ્ઞા હતી એટલે કોટ પર તાપણીઓ મોડી થવાની હતી. અંધારું થયું એટલે વીર કમો લાખાણી ત્રણસો અઠંગ તારાઓને લઈ પ્રભાસના સમુદ્ર તરફના દરવાજા આગળ જઈ ઊભો. ભીમદેવ ને વિમલ મંત્રી પણ આવ્યા. મહારાજ ને રાવ હેતથી ભેટયા; વિમલે બારી જરાક ઉઘડાવી.

વીર કમો તીરકામઠું ને ભાથાં વાંસા પર ફાળિયાવતી બાંધી, કમ્મરે જમૈયો ખોસી, અને કછોટો મારી, સોમનાથ સ્મરી, બારીમાંથી પાણીમાં સરકયો. જરાય અવાજ થયો નહીં, ઉપર પાણીનો પરપોટો પણ ન થયો. થોડી વાર સુધી બધાએ કાન દઈ સાંભળ્યાં કર્યું પણ જરાય અવાજ ન આવ્યો. પા ઘડી થઈ ત્યારે કોઈ જલકુકડી પાણીમાં બોલતી હોય એવો અવાજ આવ્યો. તરત બીજો કચ્છી યોદ્ધો એજ પ્રમાણે પાણીમાં સરકયો ને અદૃષ્ટ થયો. એમ ધીમે ધીમે ત્રણસો બહાદુર વીરોએ ડૂબકી મારી અપાર સાગરમાં ઝંપલાવ્યું. કામ એવી સીફતથી થતું હતું કે ખાઈને પેલે પાર થોડે દૂર પડેલા હમ્મીરના ચોકીદારોને સંશય સુદ્ધાં ગયો નહીં.

લગભગ મધરાત થઈ ત્યારે છેલ્લો કચ્છી વીર વિદાય થયો, અને

મહારાજની આજ્ઞા થઈ એટલે કોટ પરના સૈનિકોએ ઠેર ઠેર તાપણી કરી. કમાએ માથે ભયંકર જોખમ વ્હોર્યું હતું; અંધારામાં અડધો જોજન કે એક જોજન તરીને દૂરના વહાણો પર જવું એ કામ રમત નહોતું; અને આ વહાણો ખંભાતનાં હતાં, અજ્ઞાન કોઈ વ્યાપારીનાં હતાં કે દુશ્મનનાં હતાં તેની પણ પૂરી માહિતી નહોતી. ક્યાંય સુધી અધીરાઈથી મહારાજે દરિયા તરફ જોયા કર્યું. ઘડીયો પર ઘડી ગઈ. ઘણીવાર તો એમણે આશા છોડી દીધી. મધરાત વીતી ગઈ પણ કમાનું નામ કે નિશાન ન મળ્યું. આખરે ખિન્ન હૃદયે તેમણે પોતાને ઉતારે જવાનો નિશ્ચય કર્યો—અને દૂર ક્ષિતિજ પર, દરિયાની વચ્ચે, અનેક મશાલો ઊંચી નીચી થઈ. મહારાજ હર્ષથી કૂદ્યા. 'શાબાશ, મારા કમા, શાબાશ.'

અને બળતી મશાલોથી ચોકી કરતી હમ્મીરની દરિયાપરની ટુકડીઓ એકદમ તેજ થઈ ગઈ. રણશીંગા ફુંકાયાં, ઘોડા હણહણ્યા. કોટ પર પટ્ટણી તીરંદાજો તીર ખેંચી આજ્ઞાની વાટ જોતા ઊભા. પણ મશાલ આખરે અદૃષ્ટ થઈ. થોડીવારે હમ્મીરની ટુકડીઓ શાંત થઈ ગઈ. અને ભીમદેવ હરખતે હૈયે પોતાના ઉતારા તરફ ગયા.

• ૭ •

જ્યારે રાત પડી ત્યારે શિવરાશિએ પંચાગ્નિ તપશ્ચર્યામાંથી છુટા થઈ સ્નાન કર્યું. પછી એમણે ભગવાનના દર્શન કરી, બિલિ ચઢાવી પોતાને ઉતારે આવી સિધ્ધેશ્વરે તૈયાર રાખ્યું હતું તે ખાધું. આજની તપશ્ચર્યાથી એમના મનના ઘણા વિકારો દૂર થયા હતા. એમને હવે જરાય શંકા નહોતી કે ત્રિપુરસુંદરી ચૌલા રૂપે પ્રભાસમાં વિચરતા હતા. એમને એ પણ દીવા જેવું જણાયું કે એની અધૂરી પૂજા પોતે પૂરી ન કરે ત્યાં સુધી હમ્મીર હારવાનો નહોતો અને આ યુદ્ધ પૂરું થવાનું નહોતું. એ પૂજા પૂરી થશે એટલે ચૌલામાંથી મહામાયા ચાલી જશે, અને પુરાણપુનિત વિધિ

પ્રમાણે પોતે 'આચાર્ય' રૂપે ચૌલાના અધિકારી થશે એ વસ્તુ એના તપસ્વી મનને ન છૂટકાની લાગી. કામ, ક્રોધ ને મોહ જેણે જીત્યા છે એવા તે તપસ્વીને એ વસ્તુમાં કંઇ મહત્ત્વ ન જણાયું. એનું આખું જીવન ત્યાગમય હતું. અત્યારે ત્રિપુરસુંદરીની પુજા પૂરી કરવાને એ કંઇ પણ ત્યાગ કરવા તૈયાર હતો. તૈયાર થવું એ એમનું પરમ કર્તવ્ય હતું.

તે ધીમે ધીમે ભગવાનના મંદિરમાં ગયો અને એક થાંભલા પાસે લપાઈને બેઠો. બાણ આગળ એક જ ઘીનો દીવો બળતો હતો. થોડીવારે બીતી, ખંચાતી ચૌલા આવી, ને ભગવાનને પગે પડી; થોડુંક નૃત્ય કર્યું. શિવરાશિ તેના અંગેઅંગની શોભા કલ્પી રહ્યો. ખરેખર ચાલાનું દૈવી સાંદર્ય એનું પોતાનું નહોતું પણ જગજ્જનની મહામાયાનું હતું. અધૂરી રહેલી પૂજાના અવિસ્મરણીય અનુભવ તેમની કલ્પનામાં તાજો થયો, અને તેમના રોમાંચ ખડાં થયાં–' ભક્તના થાય છે તેમ,' તેમના તપસ્વી હૃદયે ઉમેર્યું. અને એ પૂજા પૂરી કરવાની એમની ઉત્કંઠા અણુડગ થઈ. નૃત્ય પૂરું થયું; કાલાઘેલા શબ્દે ચૌલાએ ત્રિપુરારીને રીઝવ્યા. રાશિજીને એમ થયું કે હમણાં જ પોતે પૂજા પૂરી કરી નાખે પણ અત્યારે વિધિ-પુરઃસર તે ન થાય એવે ડરે ક્રમે કરી મન વાળ્યું.

ચૌલા પોતાના ઉતારા તરફ ગઈ. પાછળ પાછળ શિવરાશિ ગયો. કઈ વખતે, કેવી રીતે પૂજા પૂરી કરવી એના જ વિચાર એમના ભાવિક હૃદયમાં થયા કરતા અને અંધારામાં પણ જંગમ ત્રિપુરસુંદરીના પગરવનું માધુર્ય તે પૂજ્ય ભાવે હૃદયમાં ઉતારતો હતો.

ચૌલા ઉતાવળી ઉપર થઈ દોડતી અગાશીમાં ગઈ. એના પગને પાંખો હોય એમ લાગ્યું. મહામાયાના પગમાં પાંખો ન હોય તો કોને પગે હોય. ચૌલા ભીમદેવની મેડી તરફ વળી. શિવરાશિએ અજાયબ થઈ

અંધારામાં, ભીંતની પડખે રહી, પાછળ પાછળ જવા માંડ્યું. મહામાયા કારણ વિના આમ જાય નહીં. ચાલા મેડીને પડખે થઈ છાપરાંની પાંખ નીચેથી પેલી તરફની અગાશીમાં ગઈ. પાછળ શશિજી પણ ગયા. અંધારી અગાશીમાં એક પુરુષ ઊભો હતો—ભીમદેવજ; આવું કદ નહીં તો કોનું હોય? છાપરાંની પાંખ નીચેથી રાશિએ જોયું.

'મહારાજ,' ધીમેથી પણ ઉત્સાહથી ચૌલા બોલી 'ક્યાં છો?'

'હું તારી જ વાટ જોઉં છું,' ભીમદેવનો અવાજ આવ્યો.

બે કાળા ધાબાં એક બીજાને વીંટાઈ ગયા-બેના એક થઈ ગયા. અને એક પ્રકારનો અવાજ સ્પષ્ટ રીતે તે અંધારામાં ને શાંતિમાં રાશિજીને કાને અથડાયો. એમનાં રુંવાં ઊભાં થઈ ગયા; એમની રગે રગે ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો; એમના હૈયામાં જ્વાલામુખી ફાટયો. એમની દૃષ્ટિ આગળ એવું પાતક થઈ રહ્યું હતું કે જેવું કોઈ કાળે કોઈએ કલ્પ્યું નહોય; ભીમદેવના ઓઠોએ જગજ્જનની મહામાયાના ઓઠોને સ્પર્શ કર્યો હતો!

અને દેવેન્દ્રદેવનો ક્રોધ આ દુષ્ટ ચાલુક્ય ઉપર નિમંત્રી તપસ્વીઓમાં શ્રેષ્ઠ તે શિવરાશિ પુણ્ય પ્રકોપથી જળતા છાનામાના પોતાને ઉતારે આવ્યા. આ અધમ પાતકીને પલ પણ જીવવાનો અધિકાર નહોતો.



## પ્રકરણ ૧૪ મું  પોષ વદ ૧ ને વાર શુક્ર

•૧•

રોજની ટેવ પ્રમાણે શિવરાશિના પગ એને ગુરુની મેડી તરફ લઈ ગયા. આ તો ભયંકર વસ્તુ હતી; દશે દિશાઓ શાપ દેતી હતી. સોમનાથ ભગવાનના પુણ્યધામમાં કોઈ શાસ્ત્ર આવું ઘોર પાતક કલ્પવાને શક્તિમાન નહોતું થયું. આ પાતક ધોવું જોઈએ; એનું પ્રાયશ્ચિત જીવને જોખમે પણ કરવું જોઈએ.

મહામાયાની વિશુદ્ધિ અભંગ ને અભેદ્ય રાખવી જોઈએ. ગુરુની મેડીયે જતા શિવરાશિના પગ અટકી ગયા. શા માટે ગુરુ પાસે જવું? એ તો એની મીઠી રીતે હસશે. એ કહેશે કે ચૌલા તો સામાન્ય નર્તકી છે. એની સ્થૂલ આંખે તો ત્રિપુરસુંદરી પણ નહીં દેખાય. એણે તો ત્રિપુરસુંદરીની વિધિઓનો ભંગ કર્યો ને તેના બારણા બંધ કરાવ્યા. એ તો ગુરુપદેથી કયારના પડયા હતા. ગંગા, એક નર્તકી, જાણે ગૃહિણી હોય, ચૌલા એમની પુત્રીજ હોય એવી ગૃહસ્થાશ્રમી રીત એમણે કેટલાય વર્ષોથી ધારણ કરી હતી. પોતે કૃતજ્ઞતાના માર્યા, તપોબળની ખાત્રી ને લીધે, સર્વજ્ઞના તરફ પોતાની લાગણી ને લઈને એમને માન આપતા હતા! દેવ, શાસ્ત્રી ને તપશ્ચર્યાની અવગણના કરી પોતે આવા માણસને ગુરુ તરીકે સ્વીકારતા હતા! ખરું જોતાં એ એક નિર્બળ ને બીકણ ડોસો હતો; ખરું તપ તો એ પોતે તપ્યા હતા. એ ડોસાએ પોતાનું ગુરુપદ મજબૂત કરવા ભીમદેવને ગાદીએ બેસાડયો; આજે પણ તેને સાચવી રાખવા

ભીમદેવની નજરમાં આવે તેમ કરવા દેતો હતો. એવાની પૂજા કરવી, એની આજ્ઞા પાળવી એ પાશુપત મતનો દ્રોહ કરવા જેવું હતું. હવે ગુરુ શિષ્યનો સંબંધ પૂરો થયો. બાલપણથી ગુરુએ આપેલી રુદ્રાક્ષની માળા એમના ગળામાં હતી તે તેમણે ક્રોધથી ધ્રૂજતે હાથે પકડી, ખેંચી ને તોડી નાંખી. એમના ગુરુ હવે ભગવાન લકુલેશ હતા; તેમનો જ એ ઉત્તરાધિકારી હતો; પોતાના તપોબળે પાશુપત મતનું રક્ષણ કરવું એ જ એમનું પરમ કર્તવ્ય હતું.

· ૨ ·

એ ત્યાંથી પાછા ફર્યા. નિશ્ચય થઈ ગયો હોવાથી તેમણે પોતાની કાંબળી શરીર પર જોરથી વીંટાળી, અને ધીમે ધીમે તેમણે કોટ પર ફરવા માંડયું. તાપણીની આસપાસ બેઠેલા સૈનિકોએ દૂરથી એમને જતા જોયા ત્યારે હમ્મીરની સેના જોઈ જેનો વાળ ફરકયો નહોતો તે પણ થરથર ધ્રૂજવા લાગ્યા. ભયંકર જટા ને સ્થિર ઝનૂની આંખોમાં ભયંકર એવા શંભુ પોતે ચકચાર જોવા નીકળ્યા હતા એમ તેમને લાગ્યું. કેટલાકોએ તો માથાં પોતાની ધાબળીઓમાં ઘાલી દીધાં; કેટલાકે લાંબા થઈ પ્રણિપાત કર્યા; કેટલાકોએ ગભરાતે અવાજે 'નમઃ શિવાય'થી સત્કાર કર્યો. અને ઊંચી, કાળી, ભયાનક આકૃતિ, જાગતી આંખો ભોંય પર ઠારી અદૃષ્ટ થઈ.

ભરૂચના દદ્દા ચાલુકય, એક અનુચરને સાથે લઈ કોટની વ્યવસ્થા જોવા નીકળ્યા હતા. અત્યારે આ વ્યવસ્થા જોવાનું કામ એમનું હતું તે કમ્મર કસીને એ કરતા હતા. એ પાંત્રીશેક વર્ષના હતા. જ્યારે મૂલરાજદેવે દક્ષીણના સેનાપતિ બારપને હરાવી ભૃગુકચ્છ લઈ લીધું હતું ત્યારે જૂના ચાલુકયવંશીય રાજાઓના એક સંતાનને લાટના રાજા તરીકે બેસાડયો હતો. જોકે ખરૂં જોતાં

રાજ્ય તો પાટણના દંડનાયકો જ કરતા. ચામુંડરાજના વખતમાં દદ્દાના પિતાએ માથું ઊંચકવાનો પ્રયત્ન કર્યો હતો પણ તેને તો પાટણની સેનાએ ચપટીમાં ચોળી નાખ્યો અને આ તેના પુત્રને ગાદીપતિ ઠરાવ્યા હતા. દદ્દા ખાઈપી મોજ કરતા. પાટણના દંડનાયકની આજ્ઞા પાળતા અને પોતે રાજા છે એ ગુમાને ખુશી રહેતા. હમ્મીરનું આક્રમણ આવ્યું એટલે ભરૂચની સેના લઈ હાજર થવાનું કહેણ આવ્યું એટલે મહેલ ને મહીલાઓ છોડી પોષ મહિનાની ઠંડી રાતે આ શસ્ત્રસજ્જિત સેનાઓ વચ્ચે કોટની તપાસ રાખવાનું દુર્ભાગ્ય એમને પ્રાપ્ત થયું. એમનું ચાલત તો એ બીજી પલે ભરૂચનો રસ્તો લેત પણ ભીમદેવે એમને બોચીમાંથી પકડ્યા હતા. એમના ધાકે નહીં જવાતું કે નહીં રહેવાતું. કયે ચોઘડીયે તેના દાદાને મૂલરાજદેવે ગાદીએ બેસાડ્યા તેનો જ માત્ર તે વિચાર કરતા હતા.

દૂરથી શિવરાશિ આવતા તેમણે જોયા, ને તેમનું હૈયું ધડકવા લાગ્યું. એમને પણ પહેલાં ભગવાન શંકરનો ખ્યાલ આવ્યો. પછી એ કાળભૈરવ તો નહીં હોય એવો વિચાર આવ્યો. પછી ત્યાંથી પલાયન કરવાની વૃત્તિ થઈ. પણ કેટલાક સૈનિકો એમને નમસ્કાર કરતા હતા, અને કેટલાક પેલી ભયંકર મૂર્તિને કરતા હતા એટલે આબરુ ખોવાની બીકથી તે ત્યાં ને ત્યાંજ ચોંટી ગયા.

પણ શિવરાશિ પાસે આવ્યા ત્યારે તેણે તેમને ઓળખ્યા. ત્રણેક વર્ષ પર રાશિજી રેવાજીની પરકંમા કરવા આવ્યા હતા ત્યારે એમના ચરણોમાં જઈ પોતે બેસતા હતા, અને આ ભવ્ય તપસ્વી પાસેથી કેટલીય હિમ્મત મેળવી હતી. એમના આશીર્વાદથી એમને પાંચ છોકરીએ એક છોકરો થયો હતો. દદ્દાએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને શિવરાશિએ 'શિવાય નમઃ' કહી આશીર્વાદ દીધા. એકલા જવું તેના કરતાં આ તપસ્વી જોડે કોટપર ફરવું તેમને વધારે ઠીક લાગ્યું.

'રાશિજી, આ પીડા ક્યારે જશે?'

શિવરાશિએ જવાબ નહીં આપ્યો, અને થોડી વાર બંને મૂંગા મૂંગા ચાલ્યા કર્યું.

'ગુરુમહારાજ, કહો તો ખરા. આ બધાનું શું પરિણામ આવશે?'

શિવરાશિએ દદ્દાની સામું જોયું, અને તેની ભયંકર આંખો જોઈને ભરૂચના ચાલુક્યરાજ કાંપી ઉઠ્યા.

'પરિણામ ?'

'હા, રાશિજી, આપને તો ત્રણે કાલનું જ્ઞાન છે. શું થશે?'

શિવરાશિએ ઊંચું જોઈ, ક્ષિતિજ પર દષ્ટિ કરી. 'મહામાયાને ભ્રષ્ટ કરનાર કૂતરાંને મોતે મરશે.'

દદ્દા ખુશખુશ થઈ ગયા. 'હમ્મીર!' તેણે કહ્યું.

શિવરાશિ ઊભો રહ્યો, અને દદ્દાની સામે ઉગ્રતાથી જોયું. દદ્દા ધ્રૂજ્યા ને હાથ જોડી રહ્યા.

'ના,' તેણે ધીમેથી કહ્યું, 'ભીમ.'

વિજળી પડી હોય એમ દદ્દા સ્તબ્ધ થઈ ગયા. એનું માથું ફરવા લાગ્યું.

'ભગવાન સોમનાથની અર્ધાંગના નો શાપ છે.'

અને લાંબા ડગલાં ભરતાં રાશિજી ત્યાંથી ચાલ્યા ગયા.

દદ્દા પગ ઉપાડવા ને અશક્ત, ગાંડા જેવા, એ ભયંકર આકૃતિ ને અંધકારમાં લુપ્ત થતી જતી જોઈ રહ્યા.

: ૩ :

પણ દદ્દાને વધારે વિચાર કરવાને સમય ન રહ્યો.

અરૂણોદય થયો ને હમ્મીરની સેનામાં એકદમ દોડાદોડ થઈ રહી. ઘોડાઓ, મશાલચી સાથે આમથી તેમ દોડવા લાગ્યા. ધ્રૂજતા દદ્દાએ ખભે લટકાવેલો શંખ ફુંક્યો. તરત દરવાજે દરવાજે ઊભેલા ચોકીદારે ભેરીનો નાદ કર્યો. ભીમદેવ પથારીમાંથી ઊછળીને બેઠા થયા; કમળની નાળ જેવા હાથની મૃદુતા જોયા વિના બખ્તર સજ્યું, શંખનાદ કર્યો ને કોટપર દોડયા. રા'એ પણ શસ્ત્ર સજ્જ કરી કોટ પર આવી પોતાનું રણશિંગુ ફૂંકવા માંડયું. પરમાર ને વિમલ પણ કોટપર આવ્યા, ને ભીમદેવ મહારાજ હતા ત્યાં મુખ્ય દરવાજાના કાંગરા પર બધા ભેગા થયા.

હમ્મીરની સેનામાં અજબ ચળવળ થતી હતી. મોટે અવાજે ન સમજાય એવી બોલીમાં હુકમો છૂટતા, ઘોડાઓ હણહણતા, શસ્ત્રોનાં અવાજ થતા. દૂર છેક જંગલોની પાસે જ્યાં ડેરા તંબૂઓ તાણી હમ્મીર પડ્યો હતો ત્યાં અનેક મશાલોનું અજવાળું થયું હતું. ત્યાંથી ઘોડા છૂટતા હતા; અને જાણે કોઈ મહાયંત્રના ચરખા ફરવા માંડયા હોય તેમ આખી સેનામાં ન સમજાય એવા વ્યૂહો થતા હતા.

ભીમદેવે પણ તરત તૈયારી કરી નાંખી. એક ધનુર્ધારીઓની હાર કોટ પર ઘૂંટણીએ પડી તૈયાર થઈ રહી. તેની પાછળ શરીરે ઢાલ બાંધી, બીજી હાર તૈયાર થઈ. પાછળ બખ્તરિયાળા રજપૂત યોદ્ધાઓ ઊભા.

ગુરુદેવ પણ ઉપર આવ્યા. ભીમદેવે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ગુરુદેવે આશીર્વાદ આપ્યા ને રાજવીઓને કેસરી તિલક કર્યું. કેસર ને કંકુની છોળો ઊડી. 'જય સોમનાથની' થી ગગન ગાજી રહ્યું.

અંધકારના પડદા સંકેલાયા ને ભીમદેવે ચારે તરફ નજર નાંખી. હમ્મીરની આખી સેનાનું સ્વરૂપ બદલાઈ ગયું. ત્રણે તરફ, લાંબી, મોટી લંબચોરસ ચમકતી ઢાલની નીચે કાચબાની માફક સૈનિકોની બે હારો લપાઈ ને પડી હતી. માત્ર તેમની આંખો ને તેમના હાથમાંથી નાગી ટૂંકી તરવારની અણી બહાર દેખાતી. દરેક પાસે ખાઈ તરવાનું નાનકડું પાટિયું હતું.

પાછળ ચાર ચાર છ છ હાર ઘોડેસ્વાર ધનુર્ધારીઓની હતી. તેમની છાતીએ જંગલી જનાવરના ચામડાનાં બખ્તરો હતા. તેમની પચરંગી દાઢીઓ વિશાળ વક્ષો પર વિસ્તરતી હતી. તેમને માથે જાનવરોના શીંગડાવાળા ટોપો હતા. તેમનાં ધનુષ્ય તાણેલા હતા. એક શબ્દ સંભળાય તો દશ હજાર તીરો છૂટે એવી તેમની તૈયારી હતી. તેમની પાછળ પાસે પાસે ઊભેલા હાથીઓની હારે મોટો કોટ રચ્યો હતો. દરેક પર ત્રણ ચાર તીરંદાજ હતા; દરેકની બાજુએ કોટ પર ચઢવાની સીડીઓ હતી.

અદ્ભુત એકધાર હતી, અપૂર્વ વ્યવસ્થા હતી, દુર્ધર્ષ પ્રભાવ હતો. રા' ને ભીમદેવ આ બળ પ્રશંસાથી જોઈ રહ્યા.

'મહારાજ! આપણે જીતીશું તો ભગવાનની કૃપાથી જ,' રા' એ ધીમેથી કહ્યું.

'ભગવાનની કૃપા ને ક્ષત્રિયનો ટેક,' મહારાજે ગર્વથી કહ્યું. 'આપણે કદી હારીએ નહીં, આપણું યુદ્ધ ધર્મનું છે.'

'જ્યાં ધર્મ ત્યાં જય,' ગુરુદેવે હસીને કહ્યું અને તે કોટની નીચે ગયા.

દૂરથી એક વિચિત્ર ધ્વનિનું રણશિંગુ વાગ્યું; ઠેકઠેકાણે રણશિંગાં વાગ્યાં; યવન સેનાની વચ્ચે માર્ગ થયો અને પોતાની છાવણીમાંથી હમ્મીર નીકળ્યા. પચાસ ડંકાળા ઘોડા બે બાજુએ ચાલતા અને તેની વચ્ચે નિશાનોની વાડની વચ્ચે પચ્ચીશ ત્રીશ ઘોડેસ્વારો

બહાર નિકળ્યા. તેમાં સહુથી આગળ લીલી પાઘ ને લાલ મોટી દાઢી શોભતા પ્રચંડકાય હમ્મીર કાળા ઘોડાપર આવતા હતા. તેમ આસપાસ સુવર્ણની છડના ચંદ્રમાની આકૃતિઓવાળા નીશાન લ ઘોડેસ્વારો થનગનતા.

ચારે તરફ સરેલ આ આસુરી પ્રાબલ્ય જોઈ ભીમની રગો ઝનૂનની જ્વાલાઓ વ્યાપી. એના મગજમાં જાણે હથોડા ઠોકાવા લાગ્ય એક છલંગે વીરાએ તૈયાર રાખેલા ઘોડાપર એ કૂદ્યા ને પેગડા ઊભા થઈ તેણે આસપાસ ઊભેલા યોદ્ધાઓ પર નજર નાખી.

'મારી, પાટણની, ભગવાન સોમનાથની લાજ તમારે હાથ વીરા, સ્વર્ગના દ્વાર આ ઊઘડે છે. એકેક ક્ષત્રિય દીઠ હજારો યવ મારવાના છે. પાછો પગ કરે તે ક્ષત્રિય જાયો નહીં.'

અને રા' રત્નાદિત્ય પણ હર્ષના આવેશમાં પોતાના ઘોડા પર કૂદ તેણે તરવાર કાઢી કહ્યું, 'ભીમદેવ મહારાજનો જય.'

આસપાસ ઊભેલા યોદ્ધાઓએ ઘોષણા ઉપાડી લીધી. ભીમ મહારાજ જરા થોભ્યા, હસ્યા ને ફરી તરવાર ચમકાવી ભયંકર અવા જયનાદ કર્યો. 'જય સોમનાથ,' સૈનિકોએ તે ઉપાડી લીધો, અ તેનો પડઘો હમ્મીર ને કાને, જાણે ગગડાટનો હોય તેવો સંભળાયો.

હમ્મીર દાઢી પર હાથ મૂકી આ ગઢ તરફ જોઈ રહ્યા. જગ જીતવાના એમના ક્રમમાં અનેક વાર એમણે આવા ગઢો આક્રમણ કર્યું હતું. પણ આ ધામ બધાથી શ્રેષ્ઠ હતું; અહીં આવવા એમણે અણખેડેલાં રણો ખેડયાં હતાં ને પૂર્વે કોઈ ન કરેલાં એવાં સાહસ કર્યાં હતાં. અત્યારે એમનું પ્રચ સૈન્ય તૈયાર હતું; સામે ભયંકર પ્રતિજ્ઞા લઈ નાનકડું ક્ષત્રિય સૈ ખડું હતું. પલવાર એમના મનમાં દયાનો સંચાર થયો. 'હજા રજપૂત સેનાઓ કપાઈ ગઈ તેમ આ પણ કપાઈ જવાની. અલ્લ

અને તેમના પયગંબર આલિની તેના પર મહેરબાની હતી. પણ આ બધું શા માટે?' વિચાર આવ્યો ને તે જ પળે અદષ્ટ થયો.

એને ઇતિહાસને અમર પાને અદ્વિતીય જગજ્જેતાની કીર્તિ પ્રાપ્ત કરવી હતી; સોમનાથનો વિનાશ એ કીર્તિ મંદિરનો સુવર્ણ કલશ હતો; એ કલશ મૂકવામાં આવી સેનાઓ કંટકરૂપ હતી. કાફરોની આવી સેનાઓ પોતાના વિનાશથી એમની કીર્તિ ઉજ્જવળ કરવા સરજાઈ હતી. તેમની આંખો ચમકી ને તેમણે પ્રૌઢ અવાજે બૂમ મારી, 'અલ્લાહો અકબર.' એમની આસપાસના ડંકાવાળાઓએ ડંકાના ગગડાટથી એ આજ્ઞા સત્કારી. ચારે તરફ અલ્લાહો અકબરનો ધ્વનિ ગાજ્યો. ટુકડીએ ટુકડીમાં ડંકા વગડયા, અને આખું સૈન્ય જાણે ભૂખ્યો કોઈ પ્રચંડ અજગર હોય તેમ શાંત નિશ્ચયાત્મકતાથી પ્રભાસ ગઢને ગ્રસવા આગળ વધ્યું.

· ૪ ·

મહારાજ મધ્ય દરવાજાના કાંગરા પર ઊભા ઊભા આ માનુષી કાચબાઓનો આવતો સમૂહ જોઈ રહ્યા. 'ઘોડેસ્વારો પાસે આવે તો તેના પર તીર છોડજો. કાચબાપર નકામાં ફેંકશો નહીં.' કહીને ઘોડા પરથી નીચે ઊતર્યા.

'વિમલ, વિમલ,' મહારાજે બૂમ મારી. 'વીરા, વિમલને શોધી કાઢ. કહે કે પથ્થરો હાથમાં લઈ માણસો કોટપર મોકલો. પેલા કાચબા પાણીમાં પડે કે તેમને ડૂબાડી દેવાના છે.'

અને વીરો મહારાજના ઘોડા પર ચઢી મંત્રીને શોધવા ગયો. મહારાજે પોતાનું બાણ કાઢયું.

'હું તીર છોડું કે તમે છોડજો. કાચબા પર નહીં. સ્વાર પર નહીં, પણ ઘોડાપર.'

કાચબા હાથે પગે આગળ આવ્યા. પાછળ ઘોડેસ્વારો આવ્યા. તેની પાછળ હાથીઓ આવ્યા. જેવા ઘોડેસ્વારો તીર પહોંચે એટલે

અંતરે આવ્યા એટલે તેમણે તીર છોડયાં, અને ઘોડાને એડી મારી આગળ ધસાવ્યા; અને પેલા કાચબા જેવા સૈનિકોએ ઊભા થઈ દોડવા માંડયું. ત્રણે ક્રિયા સાથે થઈ.

તેજ પળે ભીમદેવે બાણ છોડયું; એનું જોઈ હજાર તીરંદાજોએ પણ એ પ્રમાણે કર્યું. અને સેંકડો ઘવાએલા ઘોડાઓ, કયાં તો હાર છોડી કૂદવા લાગ્યા કે ભોંય પર ગબડી પડયા. કોટ પર ઊભેલા ધનુર્ધરોમાંથી કેટલાય ઘવાઈ ને પડયા, પણ બાકી રહેલાઓએ પોતાના ઘોડાને જેમ તેમ સાચવવા મથતા હમ્મીરના સ્વારોને વીંધી નાખવાના પ્રયાસો જારી રાખ્યા.

ઘોડા ગબડયા એટલે હાથીઓ થંભ્યા. તેના પર ઊભેલા ધનુર્ધરોને સૂઝ ન પડી કે તીર છોડવા કે નહીં. અને કાચબાઓ ઘોડેસ્વાર ને હાથીઓના રક્ષણ વિના ખાઈ તરફ આગળ આવ્યા.

ખબર પડી એટલે ઊછળતે ઘોડે હમ્મીર આગળ આવ્યા; હુકમ પર હુકમ છૂટયા, અને બીજા ઘોડેસ્વારો કાચબાઓના રક્ષણાર્થે આગળ ધસી આવ્યા.

બંને તરફથી કયાં સુધી તીરોની મુશળધારા વર્ષી. પણ ભીમદેવ મહારાજ ને તેના ચુનંદા ધનુર્ધરો નેમ ચૂકતા નહીં; કોઈ ઘોડાનું પુઠું, કોઈ સૈનિકનું અરક્ષિત શરીર, કોઈ ઊભા થવા જતા યોદ્ધાની પીઠ અચૂક તેમને દેખાતી અને જોત જોતામાં તેમાં ગુજરાતી તીરો ભોંકાઈ જતાં. મહારાજ આમતેમ જોતા, નાયકોને શોધી કાઢતા, અને દરેક તીરે એવા કોઈ એકને ધરણી પર પાડતા. દૂર ઊભેલા હાથીઓ પણ તેમનાથી બચી ન શકયા. અને કાચબાઓ ખાઈ પાસે આવ્યા ત્યારે તેમની અને નીસરણી લઈ આવતા હાથીઓ વચ્ચે મોટું અંતર રહી ગયું.

હમ્મીરના એક સેનાપતિએ આ મુશ્કેલી જોઈ અને કેટલાય ઘોડે-સ્વારો નીસરણીઓ લઈ આગળ આવ્યા. એક બે હાથીઓ પણ છેક

આગળ ? આવી લાગ્યા. તીરોના વરસાદમાં પણ અનુભવી યોદ્ધાઓ આગળ ધપી આવ્યા. થોડીએક નીસરણીઓ કાચબાઓને આપી.

'કાચબાઓ પર બાણો નાખશો નહી. નકામાં જશે. ઘોડેસ્વારને જ વિંધો !' મહારાજની આજ્ઞા ફરી વળી.

હમ્મીરના ઘોડેસ્વારોએ પણ હવે પાસે આવી તીર છોડવા માંડયાં ને કેટલાય પટ્ટણી ધનુર્ધરો ભોંય પડયા; પણ ભીમદેવ મહારાજના બખ્તરીયાળા હજાર ધનુર્ધરો હમણા અહીંયાં તો હમણા ત્યાં ઝઝૂમતા. અને એ બધા વચ્ચે મહારાજના અથાક બાહુઓ અણધાર્યાં નિશાન પાડતાં. કાચબાઓએ એક હાથમાં પાટિયું ને બીજા હાથમાં નીસરણીઓ લીધી અને તેમણે ખાઈમાં ભુસ્કો માર્યો.

'વિમલ, વિમલ.'

'મહારાજ, હાજર છું.'

'પથ્થરા લાવ્યા છો ?'

'જી, હા.'

'કાચબાઓને મારશો નહીં. બાણ મફતમાં જશે. રસ્તો કરો— જગ્યા મૂકો,' મહારાજે બૂમ મારી. વીરાના હાથમાં ધનુષ આપી દઈ, પાસે ઊભેલા માણસ પાસેથી એક મોટો પથ્થર લઈ તેમણે નીશાન તાકી માર્યો. મોટો પથ્થર પડ્યો, જોરથી ધારેલી જગ્યા પર—એક તરફના કાચબાના ઢાળ પર. અને ભયંકર ચીશ પાડી તે સૈનિક પાણીમાં નીચે દબાઈ ગયો. મહારાજનું જોઈ બીજા સૈનિકો પથ્થર લઈ કાચબા ડુબાડવા લાગ્યા.

કેટલીય ઘડી સુધી આ તુમુલ યુદ્ધ ચાલ્યું. ક્યાંય સુધી ત્યાં કાચબાઓ આવીને ખાઈમાં ઝંપલાવવા લાગ્યા. ઘણીવાર ખાઈમાં કાચબાઓ પથ્થરને ચુકવે, પણ ખાઈ ઓળંગી કોટ પાસે આવતાં તીરોથી વિંધાઈ

જાય. ઘોડેસ્વારો કોઈ વાર તીરો છોડતા ખાઈના કિનારા સુધી આવે, કોઈવાર તીરોથી ભોંકાઈ ફસકાઈ પડે, તો કોઈવાર એ વિનાશક લોખંડી વરસાદથી બચવા દૂર જાય. ઉપર કોટ પર પણ સેંકડો સૈનિકો બાણથી વિંધાઈ પડે; કોઈ ઘાયલ થયા છતાં તીરો છોડયા કરે; કોઈ મરતા મરતા પણ પથ્થર ફેંકી કાચબાના પ્રાણ લે.

ભીમદેવ મહારાજ ઘડીમાં પગ પર, ઘડીમાં ઘોડા પર, આમથી તેમ ઘૂમી, સૈનિકોને આજ્ઞા કરતા, પથ્થરો ગબડાવતા, અચૂક બાણો છોડતા, 'જય સોમનાથ'ની ગર્જનાથી બધાના હૃદયોને પ્રોત્સાહતા. જ્યાં એમણે માથે બાંધી હતી તે કેસરી પાઘની ઝગમગતી કલગી ફરતી ત્યાં નવે ઉત્સાહે પટ્ટણીઓ યુદ્ધ કરતા અને એ કલગીપર મોતની માફક દુશ્મનોના બાણો ઝઝુમતા, ને એને સ્પર્શ્યાં વિના ભોંયે પડતા. નખથી શિખ એમણે સોનેરસ્યું બખ્તર સજ્યું હતું; એમની કમ્મરે હતો કેસરી કમરબંધ, જેમાંથી મણિજડિત તરવાર લટકતી. છ માણસો ભરેલાં ભાથા લઈ પાછળ હોકતાં, ને અવિશ્રાંત એમના હાથને બાણો પૂરાં પાડતાં. હાથ એમનો શુકનિયાળ હતો; જ્યાં ઉપડતો કે કોઈ ભોંય ભેગો થતો.

અને મંદિરના શિખરની એક ઊંચી અટારીપર ગંગા ને ચૌલા, એકબીજાને બીકથી વળગી એ કલગી પર મીટ માંડી બેઠા હતા. 'ઓ ગયા,' —'ઓ ઓ' —'ઓ મારા બાપ' 'ઓ ભગવાન' બંનેના મુખમાંથી નીકળી જતાં. કલગી અદૃષ્ટ થતી તો ચૌલા ગભરાઈને ગંગાની છાતીમાં લપાઈ જતી. કલગી ઊછળતી તેમ એનું હૈયું ઊછળતું ને બાણાવલિના બાણ પડતા તેમ એના પગ બેઠાં બેઠાં પણ નૃત્ય કરતાં. એનો જીવ, એની આંખો દ્વારા એ કલગી પર ઠર્યો હતો. એ કલગી પડે તો નીકળી જવા તૈયાર હતો. એટલામાં પાછળથી ગુરુદેવ આવ્યા. એ પણ થોડો વખત થયા મહારાજનું શૌર્ય જોયા કરતા હતા.

'ગુરુદેવ,' ચૌલાએ નમસ્કાર કરી પૂછ્યું, 'મહારાજ રુદ્રના અવતાર છે, નહીં?'

ગુરુદેવ હસ્યા. 'હા બેટા, છે જ. એમાં સંશય શો?' અને તે ત્રિપુરસુંદરીની પૂજા કરવા ગયા.

• ૫ •

ગુરુદેવ પૂજા કરવા ગયા ત્યારે તેમના હૃદયમાં કંઈક શાંતિ હતી. એમણે ભીમદેવના શૌર્યની વાત સાંભળી ઘણી હતી પણ તે નજરે તો આજે જ જોયું હતું. તે આવું અદ્‌ભુત હતું એવો તેમને ખ્યાલ નહોતો. વળી એમણે બંને સૈન્યના બળની આંકણી પણ કાઢી હતી. હમ્મીરનું સૈન્ય ધાર્યું હતું તેના કરતાં મોટું હતું. તો પણ ભીમદેવનું બળ ધાર્યું તેના કરતાં અનેકાંશે વધારે હતું. ભોળાનાથની કૃપા હતી એ એમને સ્પષ્ટ લાગ્યું.

જ્યારે તે ત્રિપુરસુંદરીના મંદિરમાં ગયા ત્યારે તેમને અચંબો થયો. કોઈએ બહારના બારણાના તાળાં તોડી નાખ્યાં હતાં. હરદત્તના કારસ્થાન હશે એમ માની એ અંદર ગયા. ગર્ભદ્વારના બારણાં પણ ઉઘાડાં હતાં. કોઈએ જાણી જોઈને એમની અવજ્ઞા કરી હતી.

તે ગર્ભદ્વાર આગળ ગયા તો ત્રિપુરસુંદરીની પૂજા કરી, તેની આગળ માંસ અને મદિરાનો પ્રસાદ રાખી શિવરાશિ ધ્યાન કરવા બેઠા હતા. ગુરુદેવ થંભી ગયા. એમની આજ્ઞાનો આવો અનાદર, અને તે પણ એમના પટ્ટશિષ્યને હાથે એમણે કદી કલ્પ્યો નહોતો. એ બારણામાં ઊભા રહ્યા. શિવરાશિ ગાંડો થયો હતો?

તે થોડીવાર કંઈ બોલ્યા નહિ. થોડીક પળે શિવરાશિએ આંખ ઉઘાડી અને કોઈ દહાડો ગુરુ પર નહોતી નાખી એવી ધૃષ્ટ ને વિકરાલ દૃષ્ટિ નાખી. સર્વજ્ઞ જરાક મ્લાન વદને પણ હસતે મુખે જોઈ રહ્યા. જીવનભરના ગુરુની આજ્ઞા પાળવાનો ધર્મ તોડે

તેને ઠપકો કેમ દેવાય ? એતો પાશવતા કે રોગનાં ચિહ્ન. એને માટે કાં તો દયા હોય કે સેવા. અને આવો વિચાર કરતાં તે મૂંગે મોઢે ઊભા.

શિવરાશિએ વધારે નફટાઈથી ગુરુની સામે જોયું.

'બોલો, તમારે શું કહેવું છે ?' તેણે ગુરુદેવને પૂછ્યું.

'કશું નથી કહેવું.'

'મેં આ તાળાં તોડયાં છે. મેં ત્રિપુરસુંદરીની પૂજા કરી છે.'

'સારું કર્યું. આજે મારી મહેનત બચી.' ગુરુદેવે થડે પેટે કહ્યું.

ગુરુની શાંતિ જોઈ શિવરાશિનો ગુસ્સો વધ્યો.

'મેં કાલથી તમારું ગુરુપદ છોડી દીધું છે.'

'તારા જેવા શિષ્યને માટે હું યોગ્ય ગુરુ નથી એ તો હું ક્યારનો સમજ્યો છું.'

'અને આજથી' ઊભા થઈ જઈ શિવરાશિએ કહ્યું, 'પાશુપત મતનું ગુરુપદ મેં લીધું છે.'

'ગુરુપદ લીધે નથી મળતું, ગુરુપદ પરંપરાથી દીધે મળે છે.'

પાછળથી હરદત્ત અને બીજા બે સાધુઓને સિદ્ધેશ્વર લઈ આવ્યો, અને તે બધા આ ગુરુશિષ્ય સંવાદને સાંભળવા લાગ્યા. અને તેમને જોઈ શિવરાશિમાં વધારે ગૌરવ આવ્યું.

'તમે મારા ગુરુ નથી, મારે એ પદ તમારી પાસેથી લેવું નથી. તમે પતિત છો; તમે પાશુપત મતના સિદ્ધાંતો તોડયા છે; મહામાયાની વિધિઓ અટકાવી છે.'

"પછી ?"

'તમે મહામાયાનું મંદિર બંધ કર્યું, એની પૂજા અધૂરી રખાવી, જેનામાં એમણે વાસ કર્યો છે તેને તમારી મહત્ત્વાકાંક્ષા પોષવા પેલા ભીમને અર્પી છે.'

'પછી?'

'તમારી રજાથી તે દુષ્ટે મહામાયાને અભડાવી, આ પુણ્ય ધામને ઘોર નર્ક બનાવી મૂકયું છે. ડોસા, તમને એક પલ પણ જીવવાનો અધિકાર નથી!' જેમ ગુરુદેવ મૂંગા રહેતા તેમ શિવરાશિનો પિત્તો ઊછળતો હતો, અને કોઈ ભયંકર દુર્વાસા શાપ આપતા હોય એવો પ્રતાપ તેમના મોઢા પર છવાઈ રહ્યો.

'બેટા, જે રીતે તું બોલ્યો જાય છે તે જોતાં મારે પલ પણ જીવવાનો અધિકાર નથી. પણ જીવું છું ત્યાં સુધી તો મારું પદ તેત્રીશકોટિ દેવતા પણ લઈ શકે એમ નથી.'

'ડોસા, તમારું ગુરુપદ તો તમે કયારનું ખોયું છે; સદાને માટે.'

'તારી માફક હું તપશ્ચર્યાનો ગર્વ ને જ્ઞાનનો આડંબર કરતો થઈશ ત્યારે હું ગુરુપદ ખોઇશ.'

'તમે ખોયું છે–ખોયું છે. ને હું એ પદનો ઉત્તરાધિકારી છું. જાઓ, હવે તમારો રાજ્યકાલ ઊતર્યો,' શિવરાશિએ કહ્યું.

'મૂર્ખ, જો એ પદ મેં ખોયું હોય તોય એનો ઉત્તરાધિકારી ખંભાતમાં બેઠો છે–ગગનરાશિ. જતાં જતાં મેં એને ચાર રાજવીઓ દેખતાં પટ્ટાભિષેક કર્યો છે, ને ભગવાન લકુલેશની પાદુકા ને બાણ આપી દીધાં છે.'

આ ડોસાએ એને છેતર્યો. શિવરાશિ પલવાર અંજાઈ ગયો. અને કયાં સુધી તે બોલી ન શકયો.

'શિવરાશિ, પાશુપત મતનું ગુરુપદ તો સમસ્ત વિશ્વનું ગુરુપદ છે. જ્યાં જ્ઞાન, તપ ને ભગવદ્‌ભક્તિ છે ત્યાં તેનું અધિષ્ઠાતા પદ છે. એ અભિમાનથી, વાસનાને ઈશ્વરેચ્છા ગણવાથી નથી મળતું.'

'ડોસા, ડોસા !' શિવરાશિએ કહ્યું 'મારે તમારૂં પદ નથી જોઈતું. ને તમારો ભીમદેવ મહામાયાના કોપનો ભોગ બન્યો છે. તમારું મોત તો માથે ભમે છે.'

'હું ભલે મરીશ. ગગનરાશિ પાશુપત મતને તારા જેવાથી ઊગારી લેશે.' કહી ગુરુદેવ ધીમે ધીમે ત્રિપુરસુંદરીના મંદિરમાંથી ચાલી આવ્યા.

એ જતા હતા ત્યારે હરદત્ત એમના પર થૂંક્યો. ગુરુદેવ હસીને પાછા ફર્યા ને કહ્યું, 'હું ક્રોધે ભરાઉં એમ તું ઈચ્છે છે? ગાંડા, તારા જેવા બાલકને હું—તારો ગુરુ—ન ચલાવી લઉં તો કોણ ચલાવી લેશે?' અને દયાભીની દૃષ્ટિએ આ બધાને જોતા તે ખિન્નહૃદયે બહાર ગયા. હરદત્ત અને બીજા સાધુઓ ફીટકારના શબ્દો ઉચ્ચારી રહ્યા.

• ૬ •

જૂનાગઢીઆ દરવાજે મામલો વધારે ગંભીર હતો. આબુના જુવાન પરમારે તેની રક્ષા કરતાં ભીમદેવ મહારાજાની આજ્ઞા પ્રમાણે ત્યાં પણ શરુઆતમાં તો ઘોડેસ્વારોને વીંધ્યા હતા. પણ અહીંયાં બખ્તરીયાળા યોદ્ધાઓ ઓછા હતા એટલે દુશ્મનના તીરોએ તેમનો ઘાણ કાઢવા માંડયો હતો. અને પથ્થરો તૈયાર કરવાની અગમચેતી ભીમદેવે વાપરી તે અહીંયાં કોઈ વાપરી શકયું નહીં. પરિણામે દુશ્મનો ધારેલી ઉતાવળે આગળ વધી શકયા, કાચબાઓ વખતસર ખાઈમાં તરવા લાગ્યા, પાછળના ઘોડેસ્વારો કોટ પરના તીરંદાજોને પોતાની સાથે યુદ્ધ કરવામાં રોકી શકયા અને હાથીઓવાળા આગળ વધી કાચબાઓને વખતસર નિસરણી આપી શકયા. ઘૂંટણીએ પડેલા ધનુર્ધરોએ

કાચબાઓને મારવાના ઘણા પ્રયત્ન કર્યા, પણ તેમની ધાતુની મજબૂત લંબચોરસ ઢાલ પર પડી ઘણાં તીરો નકામાં ગયાં.

પરમારે સૈનિકોને પ્રેરવામાં અને પોતાનું શૌર્ય અજમાવવામાં જરાય કસર નહીં કરી. એના હાથ નીચેના સૈનિકોએ પણ અથાગ મહેનત કરી, ને ઘણાએ ભગવાનની સેવામાં જીવ પણ આપ્યો. પણ તે છતાં કાચબાઓ ખાઈ તરી આ તરફ નિસરણીઓ ટેકવવા લાગ્યા. ઘોડેસ્વારો પાણીમાં પડતું નાંખી, કાચબાઓની મદદે ધાયા. હાથીઓ પેલે તીરે આવી લાગ્યા, અને તેના ઉપર ઊભેલા ધનુર્ધરો કોટ પર ઊભેલા સૈનિકોમાં ભંગાણ પાડવા લાગ્યા. સદ્‌ભાગ્યે દુશ્મને મુખ્ય હુમલો મધ્ય દરવાજા ઉપર કર્યો હતો અને હમ્મીર અને તેના સેનાપતિઓનું ધ્યાન તેના પરજ હતું એટલે જૂનાગઢી દરવાજા પર મેળવેલી તકનો લાભ તે લઈ શકયા નહીં.

'જા, જા !' 'પરમારે વિશ્વાસુ નાયકને કહ્યું.' 'મહારાજ અને રા'ને કહી આવ કે માણસો મોકલો નહીં તો જૂનાગઢી દરવાજો બપોર પછી પડશે.'

'હા બાપુ,' કહી નાયક દોડતે ઘોડે મહારાજને અને રા'ને સંદેશો કહેવા ગયો.

ભીમદેવ મહારાજને આ ખબર પડી ત્યારે મધ્ય દરવાજા પર બંને પક્ષે બેડી રમત ખેલવા માંડી હતી. આક્રમણનું જોર ઘટયું હતું. પટ્ટણીઓની વિનાશકતા પણ ઓછી થતી હતી.

નવા ઘોડેસ્વારોની ભરતી થતી બંધ થઈ. નવા કાચબાઓ આવતા અટકયા. ત્રણસોએક ખાઈમાં મથામણ કરતા હતા અને ઉપરથી પટ્ટણીઓ પથ્થરના પ્રહારોથી તેમનો જીવ લેતા હતા. પણ કોઈ કોટપર હજી નીસરણી ટેકવવા ભાગ્યશાળી થયો નહોતો.

'વિમલ, તુ અહીંયાં ધ્યાન રાખજે, હું જૂનાગઢી દરવાજા પર જાઉં છું. ત્યાં પરમાર મુશ્કેલીમાં છે, ને અડધા આપણા બાણાવલિ મારી સાથે આવે. પણ દુશ્મનને ખબર પડયા વિના.' પોતે અહીંયાં જ છે તે બતાવવા પોતાની પાઘ વિમલને માથે મૂકી તેનો ટોપ પોતે પહેર્યો અને પરમારની વહારે ધાયા.

રા'એ પણ દ્વારકાદરવાજે રંગ રાખ્યો હતો. એની બાહોશીથી અને એના સોરઠી તીરંદાજોની વિનાશક અચૂકતાથી દુશ્મનનું લશ્કર ફાવ્યું નહોતું. એટલે જેવો એમને પરમારનો સંદેશો મળ્યો કે ત્રણસેં માણસો લઈ તે જૂનાગઢી દરવાજે ગયા.

ત્યાં સ્થિતિ કઠણ થઈ ગઈ હતી. પાંચસો તરતા ઘોડેસ્વારોએ ભેગા મળી વ્યૂહ રચ્યો હતો. અને એક પ્રકારનું જીવંત વહાણ બનાવી મૂકયું હતું. તેના પર કાચબાઓ ચડયા હતા અને નિસરણી ટેકવવાના પ્રયત્નો કરી રહ્યા હતા. ખાઈની પેલી તરફ ઊભેલા હાથીઓપરથી એવાં બાણો છૂટતાં હતાં કે ગઢ પરના ધનુર્ધરો માંડ માંડ તેને ખાળી શકતા કે તેનો પ્રતિરોધ કરી શકતા. ઉપર ચાલતી તીરોની આપલેની પરવા કર્યા વિના ટેવાએલા કાચબાઓ અને સ્વારોએ પાટિયાં બાંધી તરાપા બનાવી દીધા અને ખાઈમાં જોતજોતામાં પુલ તૈયાર થઈ ગયો. નવા કાચબાઓ આવ્યા, અને તેમણે તરાપા પર થઈ જૂનાગઢી દરવાજાના કડામાં દોરડાં નાખી તરાપાઓ મજબૂત કર્યા. નિસરણીઓ ટેકવાઈ, અને તેના પર કાચબાઓ, ઢાલ નીચે રહી, ઉપર ચઢવા લાગ્યા. દુશ્મનની સેનામાં હર્ષ વ્યાપી ગયો. કોટપર તીરંદાજો મોટી સંખ્યામાં પડવા લાગ્યા.

પરમારના શૌર્યે પણ માઝા મૂકી; તેણે તરાપા ડુબાડવાના ઘણા પ્રયત્ન કર્યા, અને એકલે હાથે કેટલાય કાચબાઓ હણ્યા. પણ ક્ષીણ થતી એની

સેના પૂરી ન પડી શકી. થોડી થોડીવારે એ 'ભીમદેવ મહારાજ ક્યાં ?' એમ પૂછતો. એના મિત્ર ને આદર્શ આવી પહોંચે ત્યાં સુધી જૂનાગઢી દરવાજો એ સાચવી રહે એટલી જ એને ઇચ્છા રહી. દરવાજાના કાંગરા પર ઊભા ઊભા એણે કૈં એક કાચબાઓ ને સ્વારો માર્યા. પણ જ્યાં એ એકને મારતો ત્યાં ચાર ઊભા થતા. આખરે એક મોટી ગદા લઈને તે કાંગરા પર ઊભો. એનું બખ્તર પણ બપોર પછીના સૂર્યમાં ઝગમગવા લાગ્યું. એને માથે તીરોનો વરસાદ વરસતો, પણ એ કાંગરાને માથે ઊભો ઊભો નિસરણી પર ચઢતા કાચબાઓને ઠાર કરવામાં ઉદ્યુક્ત થયો.

પરમારનાં શૌર્યે એના સૈનિકોમાં પ્રાણ પૂર્યા. થોડા દરવાજાને માથે ઊભા રહી તેને મદદ કરવા લાગ્યા. પેલી તરફ હાથી ઉપર ઊભેલા તીરંદાજોએ પણ ત્યાં જ તીરો વર્ષાવ્યા. ગઢની આખી બાજુને બદલે ખરું યુદ્ધ દરવાજા ઉપર જ એકાગ્ર થયું.

ખરી અણીનો વખત આવ્યો. સો કાચબાઓ નીસરણી ચઢતા હતા. ઉપર દરવાજાની ટોચે પચ્ચીશેક બખ્તરીયાળા યોદ્ધાઓ વચ્ચે પરમાર ઝૂમતા અને સામેથી દુશ્મનનાં તીરો આવતાં. એક કાચબો પરમાર નીચે ગબડાવતો, તો કોઈ એક સાથી વિંધાઈ નીચે ખાઈમાં પડતો. 'ભીમદેવ મહારાજ ? આવો ! આવો !'

પરમારને જવાબ ન મળ્યો. અને નીસરણી ઉપર એક રાક્ષસી કોકેસીઅન યોદ્ધો. પોતાની ઢાલથી શરીર બચાવતો આવી લાગ્યો. એક પલની વાર રહી. એ યોદ્ધાના હાથ કોટ પર હતા. એક છલંગ મારી એ ઉપર આવવા કૂદ્યો. નીચે બીજો તરાપો ઝપાટાબંધ બંધાઈ રહ્યો હતો. બીજી નિસરણીઓ મૂકવાની તૈયારી થઈ રહી હતી. બીજા કાચબાઓ આવી નીસરણી પર ચઢતા હતા. ભયંકર અણી હતી. પરમારે 'જયસોમનાથ' કરીને બરાડો નાખ્યો, અને

તેણે કોટ ઉપર ચઢવાને પગ મૂકતા યોદ્ધાને ફેંકવાનો પ્રયત્ન કર્યો. પાછળ આવતા ત્રણ કાચબાઓએ પહેલાને બચાવવાનો પ્રયત્ન કર્યો.

એકદમ એક ઊડતું તીર આવ્યું અને પરમારનાના ગળામાં વાગ્યું. તે વિપલમાં પરમારને બુદ્ધિ સૂઝી ને તેણે મરણના મોંમાં ઝંપલાવ્યું. તેણે પેલા પ્રચંડ યોદ્ધાને બાથ ભીડી અને 'મહારાજ!' કહી એક છેલ્લી બૂમ પાડી, ખાઇમાં પડવાને જોર કર્યું. આ અણધારેલું જોર આવવાથી યવન યોદ્ધો પગ ચૂકયો....એક નિમિષમાત્ર બંને હવામાં અદ્ધર લટકયા...ને પડયા–ને પડતાં પરમારે નિસરણીના પહેલાં પગથિયામાં પગ ફેરવ્યો. આંખ ઊઘડે તે પહેલાં એક બીજાંની બાથમાં પરમાર ને યવન યોદ્ધો, ને સાથે અનેક કાચબાઓવાળી આખી નીસરણી પાણીમાં ઢળી પડી. તરાપો હાલી ઊઠયો. કાચબાઓ પાણીમાં પડયા. અરક્ષિત એમના શરીરપર ઉપરથી બાણોનો વરસાદ વરસવા લાગ્યો. પરમારે જીવસાટે જૂનાગઢી દરવાજો સાચવ્યો.

• ૭ •

પરમાર પડયો ને સૈનિકોએ હાહાકાર કર્યો. તે જ ક્ષણે ભીમદેવ મહારાજ અને તેના બાણાવલિઓ આવી પહોંચ્યા. મહારાજે પરમારને પડતો જોયો, નીસરણી સરકતી જોઈ. નીચે પાણીમાં કાચબા, ઘોડાઓ ને તરાપાઓના વમળ જોયાં. પરમાર એમનો શિષ્ય હતો, પુત્રથી પણ વધારે પ્રિય ને મિત્રથી ય વધારે વિશ્વસનીય હતો. એની ઇચ્છાને અનુસરી વૃદ્ધ માતપિતા ને નવ પરણિતા વધૂને છોડીને તે રણે ચઢયો હતો. 'ભીમદેવ, ભીમદેવ' કરતો તે મૃત્યુના મોંમાં પડયો હતો, એને ખાતર, એના પાટણને માટે, એના ઇષ્ટદેવને માટે. મહારાજ બધું ભૂલી ગયા, એક માત્ર સ્નેહાળ ત્રિલોચનપાલનો સ્નેહ એમને યાદ રહ્યો. એમણે નીચે જોયું. ઘવાએલો પરમાર એકલો વાઘની માફક લડતો હતો. 'પરમાર, હીંમત રાખ' કહી મહારાજે એક ગર્જના કરી અને

કૂદકો મારી ખાઈમાં, જ્યાં પરમાર સો યોદ્ધાઓ વચ્ચે પાણીમાં લડતો હતો ત્યાં ઝંપલાવ્યું. આ ધૃષ્ટતાથી બધાના હૈયા કાંપી રહ્યાં, પણ પટ્ટણી બાણાવલિઓ માલિકની સેવામાં મૃત્યુને રમત સમાન ગણતા. એક પછી એક પચ્ચીસ વીરોએ મહારાજની પાછળ ઝંપલાવ્યું; અને બાકીનાઓ બાણોવતી સામે તીરના હાથીઓ અને બાણાવલિઓને વિંધવામાં રોકાયા. નીચે ખાઈમાં ભયાનક યુદ્ધ થયું. ભીમદેવ મહારાજ પડયા તેવા જ તેમણે પરમારને મારવા જતા યોદ્ધાનો શિરચ્છેદ કર્યો; અને પાસે સ્વાર વગર તરતા ઘોડા પર ચડી ગયા.

'પરમાર, ઘોડે ચઢ.'

'મહારાજ, ચઢું છું,' પરમારે કહ્યું, અને અંધરાતી આંખોએ તે ઘોડો શોધવા બેઠો. યવન યોદ્ધાઓ ગૂંચવાયા. પલે પલે ઉપરથી એક યોદ્ધો પડતો ને કોઈ એકને ડુબાડતો. પાણીમાં પણ બાથમબાથી થવા લાગી. ખંજર ને તલવારના ચમકારા થવા લાગ્યા. પણ પટ્ટણીઓ પચ્ચીશ હતા, અને દુશ્મનોની સંખ્યા તો અનેક ગણી હતી.

'રા' આવ્યા, અને ભીમદેવ મહારાજનું અપ્રતીમ સાહસ જોઈ એમને પણ શૂર ચઢયું. એ પણ ચતુર હતા. યુદ્ધની કલામાં અણધાર્યો હુમલો જ અણધાર્યો વિજય અપાવે છે તે એ જાણતા હતા. તેમણે પણ ડહાપણ દૂર કર્યું, અને પોતાના યોદ્ધાઓને પાછળ બોલાવી તે કોટની સીડી ઊતરી નીચે દરવાજા પાસે દોડી ગયા અને પલકમાં દરવાજો ખોલી નાંખ્યો. શું થાય છે તેનું કોઈને ભાન રહ્યું નહીં. બાણોની મારામારી ચાલતી હતી એટલે ધનુર્ધરો તો જોઈ પણ ન શકયા. અને રા' રત્નાદિત્ય ને તેનાં સોરઠી યોદ્ધાઓએ તરાપાના દોરડાં તોડી નાંખ્યાં, તેના પર બેઠેલા માણસોને મારી નાંખ્યા કે ડુબાડી દીધા, અને પાણીમાં લડતા મહારાજની મદદે તરતા તરતા પહોંચી ગયા.

'જય સોમનાથ,' રા'એ ગર્જના કરી.

'જય સોમનાથ,' મહારાજે પ્રતિશબ્દ કર્યો.

'જય સોમનાથ,' પરમારે છેલ્લો પ્રયત્ન કરી જયઘોષણા કરી.

પા ઘડી માણસોની છોળો ઉપડી, શસ્ત્રોની વિજળી થઈ, ઘોષણાઓની ગર્જના થઈ; ઉપર તીરોએ વાદળ છાયાં અને રા' અને તેના માણસો, ભીમદેવ મહારાજ, પરમાર, અને જીવતા રહેલા સત્તર પટ્ટણી યોદ્ધાઓને દરવાજામાં લઈ આવ્યા.

જેમ ઊઘડી હતી તેમ જૂનાગઢી દરવાજાની ભોગળો બંધ થઈ ગઈ અને ઉપર પટ્ટણી ધનુર્ધરો, દદ્દાની સરદારી હેઠળ, યવન ધનુર્ધરોને ભગાડવા લાગ્યા. લોહીલુહાણ પરમારને ખોળામાં સુવાડી ભીમદેવ મહારાજે તેને પાણી આપ્યું. તે બાળવીરે આંખો ઉઘાડી ભીમદેવ પર ઠારી. 'ભીમદેવ મહારાજ,' તેણે તૂટતે મંદ પણ સ્નેહભર અવાજે કહ્યું.

'પરમાર, પરમાર,' આંખમાં આંસું સાથે મહારાજ તેને ભેટ્યા. 'તેં આજે અમરકીર્તિ પ્રાપ્ત કરી છે.'

'મહારાજ, જય સોમનાથ'... પરમારનો મંદ થતો અવાજ જેમ તેમ નીકળ્યો, 'હવે તો મ...હા....રા...જ...'ને તેણે ડોકું નાંખી દીધું.

અને તેની છાતી પર માથું મૂકી મહારાજે ધ્રુસકા ભર્યા. પાછળથી ગુરુદેવે ભીમદેવના ખભા પર હાથ મૂકયો 'મહારાજ! એણે તો કર્તવ્ય સાટે માથું આપ્યું ને કૈલાસવાસ કર્યો. હજુ આપણું કર્તવ્ય આપણું માથું માગે છે. ઊભા રહો તમારો ઘા બાંધી આપું,' કહી ગુરુદેવે મહારાજને હાથે લાગેલા ઘાને પાટો બાંધ્યો.

'ખરી વાત, ગુરુદેવ,' કહી ભીમદેવ ઊઠ્યા ને મિત્રની આંખો મીંચી, અને તેનું શબ ગુરુને સોંપી કોટ પર ગયા.

## પ્રકરણ પંદરમું — તે રાત

· ૧ ·

ભીમદેવ મહારાજ વીરાને લઈ બધે નજર નાખવા લાગ્યા. મુખ્ય દરવાજે તો દુશ્મન પાછા પડયા હતા, અને ધીમે ધીમે હાથી પર બેસનારા દુશ્મનના ધનુર્ધરો પાછા હઠતા હતા. ઘોડેસ્વારો તીર છોડતા હતા અને તેનો જવાબ પટ્ટણીઓ દેતા હતા.

ભીમદેવ મહારાજ એ ઠેકાણું પાકું કરી વિમલ મંત્રીને સોંપી દ્વારિકા દરવાજે ગયા. એની સામે ખાઈ અને સમુદ્રનો સંયોગ હતો, એટલે એનું રક્ષણ કરવું સહેલું હતું. ત્યાં મંદ મંદ યુદ્ધ ચાલતું હતું. અને રા' ઊભા ઊભા ઊંડો વિચાર કરતા હતા. મહારાજ જઈ તેને ભેટી પડયા.

'રા,' ધન્ય છે તમને. આજે તમે મને જીવિતદાન દીધું.' તેમણે કહ્યું.

'એમાં શું? તમને બચાવવામાં મેં તો મારું કર્તવ્ય જ કર્યું છે.' રા' રત્નાએ કહ્યું.

'તમે દરવાજા ખોલવામાં ભારે હીંમત કરી. બીજો હોત તો ધ્રુજી જાત.'

'પણ આટલા ઊંચાકોટ પરથી ઝંપલાવવાની મારામાં હીંમત નહોતી ને,' રા' એ હસીને જવાબ વાળ્યો અને બંને વીરો ફરીથી ભેટયા.

'રા', આ લોકો અહીંયાં આમ રમ્યા કેમ કરે છે?' મહારાજે પૂછયું.

'હું પણ તે જ વિચાર કરૂં છું. એમની દાનત ખોટી લાગે

છે.' રા'એ કહ્યું અને વિચારમાં મૂછના આમળા ચઢાવવા માંડ્યા. 'મને લાગે છે કે સાંજ પડે થોડાં વધુ માણસો અહીંયાં રાખવા પડશે.'

'હા, હું હમણાં થોડા મોકલી આપું છું.'

'ને, મહારાજ, તમે સવારના થાકયા છો અને મને બહુ શ્રમ પડયો નથી. હમણાં બધે શાંત પણ છે એટલે જરા થાક ખાઈ આવો તો સારું, કોણે જાણ્યું રાતે શુંય થાય?'

ભીમદેવ મહારાજ કોટ પરથી નીચે ઊતર્યા ત્યારે એક તરફ કેટલાક સાધુઓ મરેલા સૈનિકોનાં શબો એકઠાં કરી રહ્યા હતા: ગુરુદેવ અંતરકોટના મંદિરોમાં ફરતા હતા, અને ઘવાએલા સૈનિકોની સારવાર કરાવતા હતા. જે ગંગસર્વજ્ઞના પગની રજ રાજાઓ માથે ચઢાવતા તે અત્યારે એક સામાન્ય વૈદ્યની માફક પીડિતોનું દુઃખ દૂર કરવામાં રોકાયા હતા. દીપો કોઠારી જે આવે તેને ખવડાવવા પીવડાવવામાં મચ્યો હતો. આ બધી વ્યવસ્થા જોતા કોઈ ને કૈં તો કોઈ ને કૈં પ્રોત્સાહન આપતા મહારાજ જે મળે તેના અભિનંદન સ્વીકારતા પોતાના ઉતારા તરફ આવ્યા.

પરકોટમાં મંદિર આગળ હરદત્ત સામે મળ્યો. તે ભીમદેવ મહારાજની સામે ઊભો રહ્યો, અને માથા પર ચીપીઓ ધરી બોલ્યો, 'તારે માથે મોત ભમે છે. મહામાયાને ભ્રષ્ટ કરનાર!' ભીમદેવે પહેલાં તો તરવાર અડધી ખેંચી, પણ નિઃશસ્ત્ર બાવો જોઈ તે હસીને ચાલી ગયા, અને હરદત્ત એને રસ્તે ગયો.

મહારાજ પોતાને ઉતારે આવ્યા ત્યારે એમના પગમાં સ્ફૂર્તિ હતી. અંદર આવી આશાભર એમણે ચારે તરફ નજર નાંખી. વીરો ચેતી ગયો. 'મહારાજ! આતો ગાંડી છોકરી છે. પેલી અટારી જોઈ. ત્યાં મા જોડે આખો દહાડો બેસી તમને જોયા કરે છે.'

'વીરા, આખું જગત એવું ગાંડુ હોય તો કેવું? મેં એક વાર એને મારી સામે જોતાં જોઇ હતી.'

'હમણાં તો એને તમારા સિવાય કૈં સૂજતું નથી' વીરાએ મજાક કરી.

'ઊભો તો રહે, તને પણ નહિ સૂઝે.'

મહારાજ બખતર કાઢી નાખ્યા, ખાધું, અને સુતા. ઊંઘ આવે તે પહેલાં જાણે હરણું દોડતું હોય તેમ કોઈ દોડયું. તેમણે આંખો ઉઘાડી ને જોયું.

ગુલાબી પગ દોડતા હતા; ઊડતા લૂગડામાં એક નાનું સુરેખ શરીર ઊછળતું હતું. છુટા ઉઘાડા વાળમાં હાંફતું લાલ મુખ. એજ મુખ કહેતું હતું, 'બા, બા! મહારાજે તો આજે અવધિ કરી.'

ભીમદેવ હસ્યા ને ધીમેથી બોલ્યા, 'હજી અવધિ કરવાની બાકી છે.' ચૌલાએ મહારાજને જોયા ને તે શરમાઈ ગઈ.

—ને લૂગડું સંકેલી, નીચું જોઈ, તે હસતી ને શરમાતી ચાલી ગઈ. થાકેલા ભીમદેવ પાસું બદલી સૂઈ ગયા—અને દોડતા ગુલાબી પગો, હાંફતાં મુખો, ને સુમધુર આંખોના શરમાળ સત્કારો એમના સ્વપ્નમાં આવજા કરી રહ્યાં.

· ૨ ·

મહારાજ પ્રહરેક ઊંઘ્યા હશે અને એક મોટા કોલાહલે તેમને જગાડયા. તે એકદમ ઊઠયા, અને શસ્ત્ર લઈ બહાર અગાશી પર આવ્યા. સાંજ પડવા આવી હતી. સૈનિકોના ટોળે ટોળાં કૂદતાં, નાચતાં, ગાતાં, 'જય સોમનાથ' ઉચ્ચારતાં તેમને ઉતારે આવતાં હતાં. સૌથી આગળ ગુરુદેવ, રા,' દુદો ચાલુકય મશાલચીઓ સહિત આવતા

હતા. વિમલમંત્રી સહુથી આગળ વધામણિ ખાવા દોડતો હતો. મહારાજે અગાશી પરથી નજર નાખી. ત્યાં છેક દૂર, ગુરુદેવના ઉતારાની પેલી તરફ, ગંગા અને ચૌલા, ઝુકી ઝુકીને આ સત્કારવા આવતા વૃંદને જોઈ રહ્યા હતા.

'વિમલ! શું થયું.' હસતા મહારાજે કહ્યું.

'યવનની સેના પાછી હટી ગઈ.'

'હેં! ખરેખર! હુમલો છોડી દીધો!'

'હુમલો શું? ત્રણે તરફ આખી સેના છેક અડધો જોજન પાછી હટી ગઈ. આપ જીત્યા!'

જેમતેમ શસ્ત્રસજી મહારાજ નીચે ઊતર્યા અને આખી સેનાએ 'ભીમદેવ મહારાજની જય'ના પોકારોથી એમને વધાવી લીધા.

મહારાજે ગુરુદેવને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, 'ગુરુદેવ! આપની આશીષ એજ અમારી શક્તિ.'

'વત્સ! ચિરંજીવ. આજે કૃપા તો ભોળાનાથની હોય, હું તો માત્ર એમનો દાસ. પણ તારા શૌર્યે તો અનંતકાળ ઓપાવ્યા છે. ધન્ય છે. ઊઠ, વત્સ, ભેટ' કહી ગુરુદેવ મહારાજને ભેટયા અને પછી રા', દદ્દો, વિમલ અને સેનાપતિઓને ભેટયા. 'જયસોમનાથ' અને 'ભીમદેવ મહારાજનો જય' બોલાયા જ કર્યો. શંખને ભેરી, મૃદંગ ને નગારા ગમે તેમ સૈનિકોએ વગાડવા માંડયા. કેટલાક હર્ષના આવેશમાં રાસડા લેવા માંડયા.

'મહારાજ, સંધ્યાની આરતીનો સમય છે. સર્વ યશના દાતા ભગવાનને ચરણે જવું જોઈએ,' અને બધા હસતા, કૂદતા ને કલ્લોલતા ભગવાનને મંદિરે ગયા. આખા પરકોટમાં સેના પથરાઈ ગઈ. ગુરુદેવે ધ્યાન કર્યું અને ભગવાનની આરતી કરી. બધી મેદનીએ થાકેલે પણ

હર્ષઘેલે અવાજે તે ગાઈ. ગુરુદેવે આરતી નન્દી આગળ મૂકી અને આશીર્વચન કહ્યાં અને બધા શાંતિથી સાંભળી રહ્યા.

'વત્સો, ભગવાનની રક્ષા માટે સજ્જ થએલા યોદ્ધાઓને મારા અનેક આશીર્વાદ છે. શત શરદો જીવજો અને અધર્મનો વિનાશ કરી આ ભવે કીર્તિ ને પર ભવે કૈલાસવાસ પ્રાપ્ત કરજો. મહારાજ! તમારું રાજ અમર તપે. યવનવિનાશિની તમારી કીર્તિ યાવચ્ચંદ્ર દિવાકરો વીરોને પંથ દર્શાવશે. શત શરદ જીવો, મહારાજાધિરાજ પરમભટ્ટાર્ક શ્રી ભીમદેવ ચાલુક્ય.' અને પલવાર અભંગ શાંતિ પથરાઈ રહી.

એક અંધારા થાંભલા પાછળથી એક જટાધારી ઊંચી ભયંકર આકૃતિ આગળ આવી. ગુરુદેવ ઊભા હતા ત્યાંથી થોડે દૂર—જાણે સ્વયંભૂ શંકર પ્રગટ્યા હોય તેમ—અને ચીપીયો ગુરુદેવ તરફ ધરી તે ભયંકર અવાજે બધા સાંભળે તેમ બોલી:

'ધર્મદ્રોહિ, તારાં અભિમાને રચેલા આ પ્રાસાદો ધૂળમાં મળશે! મહામાયાને ભ્રષ્ટ કરનાર ભીમ! તું ને ધર્મના કલંકરૂપ તારો ગુરુ બંને મરશો. અને જ્યાં તમે તમારી અનિતિના કાંડો રચ્યા છે ત્યાં ગીધો ઊડશે ને કૂતરાં રઝળશે.' અવાજ પ્રૌઢ, ભયાનક, કમ્પાવતો સંભળાયો ને એક હજાર યોદ્ધાઓ તરવાર કાઢી આ બોલનારને ઝબ્બે કરવા તત્પર થઈ રહ્યા. ભીમદેવે તરવાર કાઢી. રા' એ કટાર ખેંચી. દદ્દો થરથરતો, આંખે હાથ દઈ બેઠો. કોલાહલ ને ધમાચકડી મચી.

ગુરુદેવ આગળ આવ્યા, અને એક ભવ્ય ને અજેય અભિનયથી ભીમદેવ અને રા' ને બેસાડી દીધા 'વીરો વીરો, મારા વીરો—' તેમણે બોલવા માંડ્યું અને મશાલના તેજમાં શ્વેત દહાડી ને વિશાળ ત્રિપુંડમાં તેજસ્વી વૃદ્ધનાં અભેદ્ય ગૌરવની અસર થઈ. અને 'શી—

શી—સાંભળો—ચૂપ રહો ' આ અવાજો ઉત્તરોત્તર મંદ પડતાં શાંત થઈ ગયા. ' મારા વીરો ! તપશ્ચર્યા, અને આ યુદ્ધની તૈયારીના બોજાથી મારા શિષ્ય શિવરાશિનું મગજ ખસી ગયું છે. એનું બોલ્યું ભૂલી જજો. ક્ષમા એ તમારા જેવા વીરોનું ભૂષણ છે.'

આમ કહી તે શિવરાશિની સામે આવ્યા. જાણે એક ભયંકર, ઉગ્ર જટા ને કમ્બલ ધારી રુદ્ર ને બીજાં છૂટા સફેદ વાળ ને દાઢીમાં સૌમ્ય, દયાળુ ને ભોળા શંભુ હોય એમ : બન્ને ઊંચા, ને તેજસ્વી; એક અસ્વસ્થ, અકળાએલા પણ સખત; બીજા શાંત, સ્વસ્થ, દયા ભીના. થોડીવાર ગુરુશિષ્યે એક બીજાની સામે જોયા કર્યું અને સ્નેહાળ માતાનો હોય એવો ગુરુદેવનો અવાજ સંભળાયો: ' શિવરાશિ, જે સંયમ ખૂએ છે તે અધોગતિ પામે છે, ચાલ ! તારું સ્વાસ્થ્ય તારા હાથમાંથી જતું રહ્યું છે. તું માંદો છે.'

વગર બોલે શિવરાશિએ હોઠ પીસ્યા, ને કૈં બોલવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો.

'ચાલ, બેટા, ચાલ,' ગુરુદેવે હેતથી કહ્યું. શિવરાશિના અંતરમાંથી એક પ્રચંડ જવાલા ઊઠી, તેનું ગળું રોધી, તેના માથામાં અગ્નિના તણખા વેરવા 'લાગી. એની આંખો ચક્કર ચક્કર ફરવા લાગી; તેને આ પરિચિત વૃદ્ધના મુખપર એક તમાચો મારવાનું મન થયું, પણ હાથે કહ્યું નહિ કર્યું.

' ચાલ, બેટા, ચાલ ' જાણે સાપ મંતરતા હોય એમ ગુરુદેવે કહ્યું. ' બેટા ચાલ,' આ શબ્દોમાં જરા અધિકારનો ધ્વનિ હતો.

શિવરાશિએ એક પ્રયત્ન કર્યો, પણ વર્ષોની ટેવ અને આ સૌમ્ય ને સ્નેહાળ અવાજની મોહિની તે દૂર ન કરી શક્યો. તેણે ચારે તરફ ઉગ્ર, શસ્ત્ર સજ્જિત યોદ્ધાઓ જોયા, તેણે ફરીથી ગુરુની નિર્ભય આંખોમાં જોયું. એ સૂત્ર મક્કતનું નહોતું સંધયું.

'ચાલ,' કહી ગુરુદેવે તેને ખૂભે હાથ મૂકયો, અને શિવરાશિ,
દરથી કૈં કૈં કરવાના વિચારોમાં મુંઝાતો પાળેલા જાનવરની માફક
ાછળ પાછળ ગયો.

બંને અદૃષ્ટ થયા, અને રા'ની 'ભીમદેવ મહારાજની જય 'ની ગર્જનાએ
ાનજાદુ તોડયો. બધા જાણે સ્વપ્નામાંથી જાગ્યા હોય
મ બોલવા મંડી ગયા. ઘોષણા થઈ, અને મૃદંગ ને શંખને નાદે
ધાએ આજ્ઞા લીધી.

'મારા વીરો ! હરખાઈને આપણે બેસવું નથી. હવે આપણા કૈલાસ-
સી વીરોને અગ્નિદાહ કરવો છે, પછી ખાઈપીને પોતાને સ્થાને બધા
ાર રહે. દુશ્મનોના શા શા પ્રપંચો હોય તે કોણ કહી શકે?'

અને ત્યાંથી બધાએ દ્વારિકા દરવાજે જઈ પોતાના સાથીઓને
ગ્નિદાહ કર્યા. ત્રણ હજાર અને બસે વીરોએ કૈલાસવાસ કર્યો હતો;
ીજા દોઢેક હજાર ઘાયલ પડયા હતા. બધાને સંતોષ એટલો જ હતો
એક એક ગૂજરાતીએ ઓછામાં ઓછા પાંચ સાત યવનોને
હાર્યા હતા.

રાતે ભીમદેવ મહારાજ અને રા' પાછા કોટ પર ફરી આવ્યા, નીચે
ી વ્યવસ્થાની તપાસ કરી આવ્યા, અને આવતી કાલની તૈયારીઓ
ઈ રહી એટલે પોતાના ઉતારા તરફ ગયા.

'મહારાજ !' રા' એ કહ્યું. 'હું થોડો વખત આરામ લઈ
લો ફરી આવું છું. આ હમ્મીર પાછો હઠયો છે તેમાં કૈં મુદ્દો
ાય છે.'

'ઠીક, જરૂર પડે મને ઉઠાડજો' ભીમદેવ મહારાજે કહ્યું.

• ૩ •

ભીમદેવ મહારાજ પોતાને ઉતારે ગયા ત્યારે તેના કાનમાં સ્વર્ગીય સંગીત ગુંજતું હતું. એમણે અપ્રતીમ શૌર્ય દાખવ્યું હતું; દાવાનળ સમા હમ્મીરને પાછો હઠાવ્યો હતો; સેનાનો સત્કાર ને અમર કીર્તિ મેળવ્યાં હતાં. હવે બાણાવલિ ભીમનું નામ કુંતિપુત્ર ભીમની સાથે જગતના વીરોમાં ગણાશે. ભગવાન ભોળાનાથે આપેલી શક્તિની સફળતા સાધી એણે કૈલાસમાં પણ સ્થાન મેળવી લીધું. અને સાથે પર્વતોમાં સરતી સ્રોતસ્વિની સમી પેલી નર્તકી કલ્લોલતી, આનંદતી, એને ભેટવા ઉત્સુક, ઉછળતાં શ્વેત અંગોની અધીરાઈમાં મનોહારી, એને ભેટવા ધાઇ રહી હશે. હર્ષથી પ્રફુલ્લ એનું મગજ ચૌલાનો વિચાર કરવા બેઠું. એ ગુરુદેવની કન્યા કહેવાતી અને પોતાની જાતને પાર્વતી માનતી હતી. અદ્ભુત બાળિકા હતી. પૃથ્વી પર એનો પગ ઠરતો નહિ; જગતની જંજાલ એને સ્પર્શતી નહિ. તે જેમ મંદિરમાં નાચતી હતી તેમ જ આખા જીવનની પલેપલમાં અપૂર્વ છટાથી નાચતી હતી. ચંદ્રિકા મઢી નિર્મળ જલની એક નાનકડી ઊર્મિ હોય તેમ અનુભવ પાષાણો પરથી તે નાચતી નાચતી જઇ રહી હતી. તેના હાસ્યમાં, અશ્રુમાં, ભયમાં વિચાર નહોતો. માત્ર સરસતાના-સત્ત્વ સરખાં જીવવાના, ભોગવવાના કોડ હતા.

એને બે રાણીઓ હતી, સુંદર, સદ્ગુણી ને ડાહી. તેમણે એનો જીવનક્રમ હલકો કર્યો હતો. એક આંખની પલકથી પણ તેમણે એનો બોલ ઉથાપ્યો નહોતો. તેમના વડે એનું જીવન સુખી ને સમૃદ્ધ હતું. પણ ચાલાનો સ્પર્શ એકલો સુખદાતા કે સમૃદ્ધિદાતા નહોતો. એની સાથે તે કુટુંબની, સંસારની, રાજ ખટપટની વાત ન કરી શકે. એ વાત કરવાનું એને મન પણ ન થાય. એ તો સુવાસિત મધુર પુષ્પ વડે ઘોડાનું તૂટેલું જીન સાંધવા જેવી મૂર્ખાઈ લાગે. એ તો ચંદ્રના તેજની, પુષ્પોના સુવાસની, જળતરંગોના

નૃત્યની બની હતી. એની સાથે તો પૃથ્વીથી દૂરને દૂર જઈ, અગાધ સાગરો પર, હિમાચ્છાદિત ગિરિવરોમાં, વિશાળ વ્યોમમાં વિહરાય. એનો જીવ પાર્થિવ બંધનો તોડી આમ અદ્‌ભૂત એવી નિરંકુશતામાં ઊડતો હતો. એના વિચારે તે પળે પળે નિષ્કલંક સરસતા ભર્યા નવા અવતારે આવતો, ને તેની શક્તિઓ અગાધ ને તેનો ઉલ્લાસ સહસ્ત્રધા થતો હતો.

આવા આવા વિચારો કરતા તે ઉતારે આવ્યા, શસ્ત્ર કાઢ્યાં, ફરીથી ખાધું અને અગાશીમાં ગયા. વદ પ્રતિપદાનો ચાંદલીયો ગગને ચઢ્યો હતો. ક્ષણેક્ષણે ચારે તરફ થતા અવાજ ધીમા પડતા હતા, અને શાંતિ રુધિરભીના દિવસને વિસરાવતી હતી. મહારાજ અધીરાઇથી આમથી તેમ આંટા મારતા હતા, અને જરાજરામાં કાન માંડી ચૌલાનો પગરવ ઝંખતા હતા.

પણ ચૌલાનો પગરવ ક્યાંથી આવે? તે એક છાપરાની પાંખ નીચે અંધારા ખૂણામાં લપાઈને અધીરા થતા મહારાજને હસતે નયને જોઈ રહી હતી.

આખો દહાડો એનો જીવડો તો થનગન થનગન નાચતો હતો. મંદિરશિખરની અટારી કૈલાસ હતું, મહારાજની પીળીપાઘ એ પીળા વાળની જટા હતી. એમની કલગી તો ચંદ્ર હતો. એની દૃષ્ટિ આગળ પાટણપતિ ભીમ રણે નહોતા ચઢ્યા, પણ ભગવાન શંભુ પોતે ત્રિપુરાસુર સાથે યુદ્ધે ઊતર્યા હતા. બ્રહ્મા પોતે, ગંગસર્વજ્ઞ રૂપે, એમના સારથી થયા હતા. વિષ્ણુ એમનું બાણ થયા. વેદ એમના અશ્વો થયા. ધ્રુવાદિ જ્યોતિંગણો એમના આભૂષણો થયા.

સર્વ દેવમય શિવ, પૃથ્વિને કંપાવતા, આમથી તેમ ફરતા હતા. અને આકાશમાં અપ્સરા ગણથી વીંટાએલા ઋષિઓ એમની સ્તુતિ કરતાં એણે સાંભળ્યા. દંડ છે હાથમાં જેના એવા જટાધારીઓને એણે નૃત્ય કરતાં જોયા.

એ બધાને ઓળખતી હતી. વીરો ચાવડો નન્દી હતો; વિમલ મહેતો

ગણપતિ હતો; રા' રત્નાદિત્ય દેવોમાં શ્રેષ્ઠ એવા ઇંદ્ર હતા; અને ચારે તરફ ગણો જય ઘોષણા કરી રહ્યા હતા.

કૈલાસપર એ–હિમવાન પર્વતની કન્યા–પતિની વાટ જોતી બેઠી હતી. હમણાં એ આવશે, સાથે લઈ જશે, અને બંને ત્રિપુરવિજય કરશે.

સામું ત્રિપુરની નગરી વિસ્તરતી હતી. તેણે ત્રિપુરાસુર પણ જોયો હતો, લીલી પાઘ ને લાલ દાઢીમાં ભયંકર. એણે એના શંભુને પાશુપતાસ્ત્ર ખેંચતા જોયા હતા. હજારો દૈત્યો વીંધાઇ મૂઆ હતા. મુખ્ય દ્વાર આગળની ખાઈ પ્રલય વખતે રુદ્રે બાળેલું જગતત્રય જેવી લાગતી હતી.

એણે મહાદેવનો ક્રોધ જોયો. ભય પામેલી દેવસેના ચોતરફથી પ્રણામ કરતી જોઈ. આખરે ત્રિપુરવિજય થયો. બ્રહ્મા ને ઇંદ્ર જેના પ્રમુખ છે એવા હર્ષ પામેલા દેવો આવીને સ્તુતિ કરી ગયા તે પણ એણે સાંભળી.

તે વખતે એણે અદ્દભૂત એના શિવજી જોયા, કોટિ સૂર્ય સમ કાન્તિવાળા, સુંદર નેત્ર તેજસ્વી ને અનુપમ આભુષણોમાં સજ્જ; વિચિત્ર વસ્ત્રો પહેરેલા ને મનોહર મુકુટથી સુશોભિત. અને તેના મુખમાંથી શિવપુરાણના અનેક વાર કોડથી ઉચ્ચારેલા શ્લોકો નીકળી ગયા હતા.

વિજયી શિવ અત્યારે તેની વાટ જોતા હતા.

ભીમદેવ આમ અકળાયા અને તેમ અકળાયા. હજી ચૌલા કેમ ન આવી. તેણે પગ ઠોકયા. તે કાન માંડી સાંભળી રહ્યા. અધીરાઈમાં અકળાતા ભીમદેવને જોવાની ઘણી ગમત આવત પણ તેનાથી હસી દેવાયું. એનું હસવું ભીમદેવે સાંભળ્યું. તેણે પાંખ નીચે ધસારો કર્યો, પગ પકડી તેને ખેંચી કાઢી, અને ફુલની માફક તેને હાથમાં લઈ લીધી. ન રોકાય એવું હાસ્ય ચૌલાને અકળાવી રહ્યું, અને ભીમદેવે તેને છાતી સરસી દાબી.

'ઓ, ઓ, ઓ, દબાઈ ગઈ,' ચૌલાએ કહ્યું.

'છો દબાઇ ગઈ, મને ક્યારનો અહાંયાં ઊભો રાખ્યો હતો.'

'તમને મારે માટે ક્યાં આંખ હતી. હું ક્યારની તમારો સત્કાર કરવા અહીંયાં બેઠી છું.'

'અરે, તને શોધી શોધી તો મારી આંખો થાકી ગઈ.'

'ઉભા રહો શિવજી, હું તમારી પૂજા કરવા ચંદન ને ફુલ લાવી છું. તમે આજે ત્રિપુરાસુરને હરાવ્યો તે કૈં મારે પૂજા કર્યા વિના ચાલે,' કહી એ મહારાજના હાથમાંથી કૂદી નીચે ઊતરી.

'ચૌલા, આ હાર એક માટે નથી બે માટે છે.' કહી ભીમદેવે ચૌલાની ડોકમાં પણ પોતાનો હાર નાખ્યો. ને બંને ખૂબ હસ્યાં.

'ભોળાનાથ, પ્રસન્ન થાઓ! ભગવાન, પ્રસન્ન, થાઓ! ને આવા ને આવા રહેશો કે?' ચૌલાએ કહ્યું. 'પાર્વતી ને પરમેશ્વર.' અને ચૌલા પાછી ભીમદેવના હાથમાં લપાઈ ગઈ. અદ્દભુત રાત્રી હતી. ચંદ્ર પણ અમી વર્ષાવતો હતો. આંખો મીંચી પોતાના ભગવાનને શરણે ચૌલા ગઈ. આવું સુખ તેણે કદી કલ્પ્યું નહોતું. તે જન્મે નર્તકી હતી, ભક્તિભાવે ધૃષ્ટ બની હતી. બે હાથ મહારાજને ગળે વીંટી તે લટકી રહી. ભીમદેવની રગોમાં પણ તોફાન શરૂ થયું. એને ઊંચકી તે પોતાની મેડીએ લાવ્યા, ને બારણાં બંધ કર્યાં.

હાથમાં નાગી તરવાર લઈ દાદરે બેઠેલો નન્દી, ચંદ્રની સામે એક આંખ મીચી, મૂછમાં હસી રહ્યો.

· ૪ ·

રા'ને ચિંતા થઇ હતી તે ખોટી નહોતી. મહારાજ ગયા અને તરત એમને કાને કૈંક અવાજ સંભળાયો. એમની નજર નહીં પહોંચે ત્યાં,

દરિયા કીનારે કૈંક ઠોકઠાક, કૈંક પાણીમાં પડવાનો અવાજ થતો હતો. દૂર કિનારાપર કોઈ નાવા પડતું હોય, કે કોઈ તરતું હોય એવો અવાજ થતો હતો.

ચંદ્રના તેજમાં પણ એ જોઈ શક્યા નહીં, પણ એમણે માણસો મોકલી રાતે જુદેજુદે કાંગરે ધ્યાન આપતા સેનાપતિઓને ખબર આપી અને ઝાઝી ગડબડ કર્યા વિના એમણે હજાર ધનુર્ધરોને જોતજોતામાં ભેગા કર્યા. દૂર ચંદ્રિકા જ્યાં સ્પષ્ટ તેજ નાખતી નહોતી ત્યાં કૈંક માણસોની આવજા પણ દેખાઈ.

સમુદ્ર જ્યાં ખાઈને મળતા એ ભૂશિર ઉપર થોડે દૂર મોટું આંબાવાડીયું હતું. તેની નીચે માણસો એકઠાં થયાં હતાં એમ સ્પષ્ટ લાગ્યું. અત્યારે કોઈ કોટ પર હુમલો કરે તે સંભવીત હતું નહીં કારણકે હમ્મીરનું સૈન્ય ખાઈથી દૂર હતું. એટલે આ પ્રવૃત્તિનો મુદ્દો કૈં જુદોજ લાગ્યો.

છેક ક્ષિતિજપર રાવ કમા લાખાણીના વહાણો પડયાં હતાં તેમાંથી એક બહુજ ધીમે ધીમે પ્રભાસ તરફ આવતું હતું. યવન સેનાની પ્રવૃત્તિ આ વહાણ આવતું અટકાવવાની કે પકડવાની હોય એ પણ બને. વખત છેને આ પ્રવૃત્તિ યવનસેનાની હોય પણ નહીં; થોડા સૈનિકો ચાંદનીમાં નાવા પણ પડયા હોય.

અવાજથી કે મશાલોથી વહાણને સ્પષ્ટ રીતે ન આવવાનું કહેવું એમાં જોખમ હતું. કારણ કે દુશ્મનોનું ધ્યાન ન ગયું હોય તોય જાય. દુશ્મન જોતા નથી એવે ભરોંસે આવતું વહાણ આવવા દેવું એમાં પણ જોખમ હતું.

રા'એ થોડીવાર વિચાર કરી, હિંમતથી ભયની સામે ધસવાનો નિશ્ચય કર્યો. એના સૈન્યમાં વેરાવળના બે જાણીતા તારાઓ, ખારો અને નીરો હતા. તેને એમણે બોલાવ્યા, તાપણીઓ હોલવી નાંખવાનું કહ્યું, અને દોરડાં મંગાવી ગઢ પરથી બંને તારાઓને ખાઇમાં નીચે ઉતાર્યાં.

બંનેની જોડે દિવસના સમાચાર અને અહીંયાં આવવામાં રહેલું જોખમ એમણે કહેવડાવ્યાં.

જ્યારે ખારો ને નીરો પાંચસો વામ દૂર ગયા ત્યારે રાવને આબાંવાડિયામાં ચાલી રહેલી ચળવળનું રહસ્ય સમજાયું. સૈનિકો છાનામાના કિનારા પરથી તરાપાની હારની હાર ખેંચતા આવતા હતા.

રા' મુંઝાયા. દરવાજામાંથી માણસો બહાર કાઢે તો એ તરાપા સુધી પહોંચતા પહેલાં પૂરા થઈ જાય. જો દુશ્મનો તરાપા ગોઠવે એવામાં વહાણ આવી લાગે તો તે જોખમમાં આવે ને દુશ્મનના હાથમાં આવે તો પ્રભાસના ભોગ લાગે.

આ સૈનિકો તરાપાઓ ગોઠવીને જાય ત્યાંસુધી થોભવાનું રા'એ યોગ્ય ધાર્યું. સેંકડો તરાપાઓને એકબીજાની સાથે બાંધી એક મોટો સેતુ બનાવવામાં આવ્યો હતો; તેને ખાઈના મોઢાથી થોડે દૂર, જ્યાં તીર ન પહોંચે ત્યાં, કિનારા પર ઠોકેલા ખુંટાઓ સાથે બાંધવામાં આવ્યો હતો.

જ્યારે યુદ્ધ શરૂ થાય ત્યારે તેને ખાઇમાં ખેંચી લાવવાનો ઈરાદો લાગતો હતો, કે જેથી કોટ ચડવો સહેલો થાય. એ તરાપો ડુબાડવો તો જોઈએ, પણ કેવી રીતે એ ગહન પ્રશ્ન રા'ને મૂંઝવી રહ્યો.

પેલું વહાણ તો દૂર થંભી ગયું હતું, અને ભરતી ઊતરવા લાગી હતી. રા'ને નીરાંત વળી. ખારો ને નીરો પહોંચી ગયા લાગતા હતા, અને વહાણુ દુશ્મનના હાથમાં પડતું બચી ગયું હતું.

સૈનિકો સેતુને ખુંટા સાથે બાંધતા હતા ત્યારે છલક–છલક–છલક દૂરથી હલ્લેસાનો અવાજ આવ્યો હતો. તે વખતે રા'એ ઘણા ધ્યાનથી જોયું હતું ખરું પણ બરાબર દેખાયું નહોતું. પછી અવાજ અટકી ગયો. જ્યારે સેતુ બાંધવા આવેલા સૈનિકો ચાલી ગયા ત્યારે જે પરિણામ આવે તે ખરૂં એ નિશ્ચય પર આવી રા'એ પચાસ સારા તરનાર સૈનિકો

બોલાવ્યા, અને તરાપા ડુબાવવા તેમને કોટ ઉપરથી ઉતારવાની તજવીજ તે કરવા લાગ્યા.

દોરડાંઓ તૈયાર કરી, કોટપરથી લટકાવી, સૈનિકો ઊતરવા તૈયાર થયા, અને શેષનાગ ઊંઘમાંથી જાગ્યા હોય તેમ આખો સેતુ અમળાઈ ઉઠ્યો. તરાપાઓ એક બીજાથી છૂટા પડવા લાગ્યા અને જાણે કોઇએ બોલાવી લીધા હોય તેમ ઝપાટાબંધ ઓસરતા પાણી સાથે બધા ખેંચાઈ જવા લાગ્યા.

પોતે જાગે છે કે ઊંઘે છે તેની પણ રા'ને ખાત્રી ન થઈ અને તે આંખ ચોળવા બેઠા.

તરાપાઓ ક્યાંય સુધી ઘસડાઈ ગયા ત્યારે આંબાવાડિયામાં કોલાહલ મચ્યો. રા' મૂછમાં હસ્યા; ભોળાનાથની કૃપા વગર આવો ચમત્કાર થાય નહિ.

એટલામાં કોટ નીચે ત્રણ માણસો તરતા આવ્યાં ને દરવાજાને પગથિયે ચઢી ગયા.

'બાપુ,' ખારાએ જલકુકડી જેવો અવાજ કર્યો. પેલા તારાઓએ એનો અવાજ ઓળખ્યો. રા'એ તરત દોરડાં કોટ નીચે સેરવ્યાં, અને બેને બદલે ત્રણ જણ હાંફતા હાંફતા ઉપર ચઢી આવ્યા.

'આ કોણ છે?' ત્રીજા નવા માણસને જોઈ રા'એ ખારાને પૂછ્યું.

'મને, ન ઓળખ્યો? હું સામંત ચૌહાણ.' રા'એ અવાજ ઓળખ્યો, કૈંક મોછા ઓળખાઈને તેમણે સામંતને છાતીએ લપેટયો. 'કોણ ચૌહાણ રાજ! ને આ તરપાઓ તમે તરતા કરી દીધા?'

'શું કરું? અમે તરતા તરતા આવતા હતા અને મેં આ તરાપાઓ જોયા ને હું સમજ્યો. તમારા આ ખારવાઓએ ને મેં જઇ દોરડા કાપી નાંખ્યાં,' જરાક શરમાઇ ને સામંતે કહ્યું.

'ચૌહાણ, તમે તો પ્રભાસગઢ બચાવ્યો,' રા'એ આનંદથી કહ્યું. 'હું કયારનો વિચાર કરતો હતો કે આ પીડામાંથી કેમ બચવું. ધન્ય છે.

'ધન્ય તો તમને બધાને છે. મેં આજની બધી વાત સાંભળી. ભીમદેવ મહારાજ ક્યાં છે ?'

'આખો દહાડો એમણે એટલી મહેનત કરી છે કે એમને અત્યારે તસ્દી નથી આપવી. સુતા છે. પણ તમે અહીંયાં કયાંથી ?'

'રા', તમે બધા પાટણમાંથી ગયા અને ગુરુ, નન્દીદત્ત, હું ને તમારા આપેલા ત્રણસો માણસો આસપાસના જંગલમાં ભરાઈ ગયા. હમ્મીર આવ્યો ને ખાલી કરેલું પાટણ જોઈ ગુંચવાયો. પછી અમે ધોધા બાપાના ભૂતની વાત લશ્કરમાં પ્રસારી એટલે હમ્મીર પાટણ છોડી અહીં જ સીધો આવ્યો.'

'અને પાટણ !'

'એ જતો હતો અને મહારાજના પદભ્રષ્ટ ભાઈ દુર્લભસેન આવ્યા ને હમ્મીરને શરણ થયા. હમ્મીરે એને પાટણની ગાદી આપી ને પાંચસો રજપૂત યોદ્ધાઓ આપ્યા, અને પોતે પાછા આવે ત્યાંસુધી પાટણ સાચવવાનું કામ દુર્લભસેનને સોંપ્યું.'

'એમ, પછી તમારું શું થયું ?'

'પછી તો વાત રહેલી થઈ ગઈ. દુર્લભસેને આનંદથી સવારે રાજ્ય શરું કર્યું; બપોરે નન્દીદત્ત નામનો બ્રાહ્મણ ધોધા બાપાના ભૂતથી ગભરાઈ દુર્લભસેનને શરણે ગયો; બીજે દિવસે આસપાસના ત્રાસેલાં ગામડિયાઓએ ભૂતથી ગભરાઈ પાટણનું શરણ શોધ્યું. ભૂતની કથાથી પાટણના વીરો કાંપવા લાગ્યા; મહારાજ દુર્લભસેને બારણા બંધ કરી ભરાઈ રહેવા માંડયું.'

રા' ખડ ખડ હસ્યા. 'પછી ?'

'ત્રીજી રાતે વૃદ્ધ બ્રાહ્મણ નન્દીદત્તને ભૂત આવતું દેખાયું.

યોદ્ધાઓ ગભરાઈને ઘરમાં ભરાયા; ગઢના દરવાજાના ચામુંડેશ્વરના મંદિરમાં નન્દીદત્તે ભૂત દૂર કરવા યજ્ઞ શરુ કર્યા; બહારથી આવેલ ગામડિયાઓ બધા ત્યાં હાજર થઈ ગયા.'

'પછી શું થયું ?'

'પછી બરોબર મંત્રરાતે ગઢના બારણાં ઠોકાયાં. બધા થરથર ધ્રૂજ્યા. ઘોઘાબાપાનું ભૂત એકલું અંદર આવવા માંગતું હતું. ના કહેવાની કોઈની હિંમત નહીં ચાલી. ગઢવીએ દરવાજા ખોલ્યા. ભૂત અંદર આવ્યું, નન્દીદત્તે ભૂતનો સત્કાર કર્યો. ગામડિયાઓ શસ્ત્ર સજ્જિત યોદ્ધાઓ થયા; ને તેમણે રાજગઢ કબજે કર્યો. ભૂતે ઢંઢેરો પીટાવ્યો કે 'પાટણ ઘોઘાબાપાએ કબજે કર્યું છે અને મરેલા સિવાય બીજા કોઈ ત્યાં રહી શકે નહીં. યવનો હતા તેને ઠાર કર્યા. રજપૂતો જે સામે થયા તેમને પણ પૂરા કર્યા; જે શરણે આવ્યા તેને સાથે લીધા.'

'અને દુર્લભસેનનું શું થયું ?'

'એ તો ઘોઘા બાપાને પગે પડયો. રાજ્યની અભિલાષા છોડવાના શપથ લીધા. અને એ અને એના બે ચાર અનુચરોને પાછા જંગલમાં હાંકી કાઢયા.'

'શાબાશ, શાબાશ, ચૌહાણ ! પછી શું થયું ?'

'લૂલા મહેતાને પાટણ સોંપી ભીમદેવ મહારાજને નામે સૈન્ય ઊભું કરવા માંડયું. મહેતાજી પણ ખંભાતથી સૈન્ય લઈ આવ્યા. જે ઘોઘા બાપાની સલાહથી જંગલમાં ભરાઈ બેઠા હતા તે પણ આવી લાગ્યા. મહેતાજીએ ઉજ્જયણી પાસે મદદ માંગી હતી તે પણ મળશે એવા શુભ સમાચાર મળ્યા. ને હમ્મીર અહીં આવ્યો તે પહેલાં દડમંજલ કુચ કરતું ઉજ્જયણીનું સૈન્ય એની પાછળ પડયું.'

'એનો સેનાપતિ કોણ છે?'

'દામોદર મહેતા ના ના કરતાં આખરે સેનાપતિ થયા.'

'પણ તમે કેમ ન થયા?'

'હમ્મીરની સાથે મારા બાપ કાકાઓ લઢ્યા, મારે હજી લઢવાનો વારો નથી આવ્યો. હું ખંભાત આવ્યો,'–

'પછી ઘોઘાબાપા અહીં આવ્યા,' રા'એ હસીને કહ્યું.

'જ્યાં શૌર્ય ને ટેક હોય ત્યાં ઘોઘાબાપા સદૈવ વસે છે,' મ્લાન વદને સામંતે કહ્યું.'તમારે જોઈની વસ્તુ વહાણમાં લઈ આજે સવારે જ આવ્યો. અને ત્યાં' કહી એણે ભર દરિયો બતાવ્યો 'મને રાવ કમો લાખાણી મળ્યા. એ ત્યાં બેઠા છે, અને અહીંયાં હું આવ્યો.'

'ચાલો, ભોળાનાથની મહેર તો ચોપાસ છે. એ હમ્મીરને પણ હવે ગુજરાતીઓનો હાથ બતાવીએ છીએ.'

'ચાલો, મહારાજને હવે તો ઉડાડી મળી આવું. મારે પરોઢિયા પહેલાં તો પાછું વહાણે જવું છે.' બંને વીરો ફરી ભેટયા, અને એક સૈનિકને રસ્તો બતાવવા લઈ સામંત મહારાજને ઉતારે આવ્યો.

પરકોટમાં આવતાં સામંતને થોડા દિવસ પહેલાંના સ્મરણો તાજા થયાં. જે થાંભલા નીચે એ બેઠો બેઠો રડયો હતો તે જોયો : કુંડલા સાંભરી; ત્રિપુરસુંદરીનું મંદિર સાંભર્યું; ત્યાં મહામાયાની આરતી થતી હતી તે ફરી દેખાઈ; અને જેની આરતી થતી હતી તેની સાથે વાતોમાં ગાળેલી રાત યાદ આવી. શું હાસ્ય, શું હેત, ને શો ઉલ્લાસ?
એના આંધીભર્યા જીવનરણમાં રઝળતાં એ બાલાનો ભાવ એજ એક

વિસામો હતો. માનવસંબંધની તૃષાથી મરતા એ નિરાશીનું એક જ આશા બિંદુ હતું.

જ્યારે આસપાસના વિનાશક તોફાનમાં, અંતરના દુઃખસ્મરણોની દઝાડતી રેતમાં, એને જરા પણ સુખમય ઊર્મિ અનુભવવાનો લ્હાવો મળતો કે તરત એ ઊર્મિ સુરેખ, નાજૂક લાવણ્યવંતીની આસપાસ વીંટાઈ જતી. તે ખંભાત આવ્યો ને તેને ખબર પડી કે પ્રભાસથી નર્તકીઓ વહાણમાં આવી છે ત્યારે પળવાર તેણે ઉલ્લાસ અનુભવ્યો હતો. ચૌલા પણ આવી હોય તો ?

પણ ગગનરાશિને મળતાં માલમ પડયું કે ગંગા ને ચાલા બન્ને ગુરુદેવ સાથે રહ્યા હતાં. અત્યારે અહીંયાં આવતાં પણ એની ખબર ગુરુદેવને ત્યાં મળશે એમ માની એ ત્યાં જવા અધીરો હતો. પણ એનું પહેલું કર્તવ્ય મહારાજને મળી ખબર કરવાનું હતું એટલે પહેલાં ત્યાં ગયો.

સૈનિકે મેડી બતાવી અને ત્યાં જવા તે દાદર ચઢયો. ઉપલે પગથિયે હાથમાં નાગી તલવાર લઈ વીરો ચાવડો બેઠો હતો.

'કોણ છો ?' વીરાએ પૂછયું.

'હું સામંત ચૌહાણ ! કોણ, વીરો ! મહારાજ ઉઠયા ?'

'બાપુ ! તમે ?' ચમકીને વીરો ધીમેથી બોલ્યો.

'હા. હું ખંભાતથી વહાણમાં આવ્યો, ને તરીને મહારાજને મળવા અહીંયાં આવ્યો છું. મારે હમણાં જ પાછા જવું છે,' કહી તેણે દાદર પર ચઢવા માંડયું.

વીરાએ આડી તલવાર ધરી, 'ના, બાપુ.'

સામંતનું મુખ સખત થયું, 'કેમ ? કહું છું તે સાંભળતો નથી ? મારે અગત્યની વાત કરવી છે.'

'ઉભા રહો, બાપુ, હું ઉઠાડી આવું.'

'હું ઉઠાડીશ.'

'ના, અન્નદાતા એકલા નથી.'

'સાથે કોણ છે? અત્યારે? આવી વખતે?'

વીરાનું મંદ ને વિશાળ હાસ્ય સામંતને સંભળાયું. એમાં એક પ્રકારનો વિનોદ હતો તે સામંતે પારખ્યો.

'એવું કોણ છે?' સામંતે પૂછયું.

વીરાએ હસી દીધું, 'પેલી ચૌલા, નર્તકી'.

સામંતના કાને આ શબ્દો પડયા ને તેનું આખું બ્રહ્માંડ તૂટીને તેના માથા પર પડયું. પહેલાં તેણે ભીંત પર હાથ દીધાં અને પછી પગથિયા પર બેસી આંખે હાથ દીધા.

'બાપુ, બેસો, હું અન્નદાતાને જગાડી આવું?"

'વીરા, કેટલા વખત થયાં સૂવા ગયા છે?' સામંતનો અવાજ થડકતો, ખોખરો ને ધીમો હતો, મરતાં માણસનો હોય એવો.

'ચાર–છ ઘડી થઈ હશે.'

'સુવા દે, સૂવા દે,' આક્રંદ કરતો હોય એમ સામંત બોલ્યો.

• ૬ •

ગુરુદેવની સાથે શિવરાશિ પોતાને ઉતારે મૂંગે મોંઢે આવ્યા–તેનું કારણ એમના સિવાય કોઈને માલમ નહોતું. જ્યારે ગુરુદેવ એમની સામે હતા, ત્યારે એમની સમક્ષ ભગવાન લકુલેશને ઊભેલા એમણે જોયા. તે એમને કહેતા હતા 'ચાલ, બેટા, ચાલ' અને એ ચાલવા લાગ્યા.

એમની તપશ્ચર્યાનું ફળ મળ્યું. પાશુપતમતના પ્રણેતા આ પાપચારીઓના ધામમાંથી એમને બહાર લઈ જતા હતા. દીવ્ય તેજના અંબાર સમા મહામાયા ત્રિપુરસુંદરી, થનગનતા સુકોમળ ગુલાબી પગે, એમની આગળ ને આગળ ચાલતાં હતાં. એમનું અંતર દીન થઈ ગયું હતું. આ અંધકારમાંથી એમના ગુરુ અને ઈષ્ટ દેવી એમને તેજમાં લઈ જતા હતા.

ક્યાંય સુધી ખુલ્લે નેત્રે અંધકારમાં એકાગ્ર જોયા કરતા તે ઊભા રહ્યા. આખરે સિદ્ધેશ્વરે આવી એમનું ધ્યાન ખેંચવા ખાંસી ખાધી.

'સિદ્ધેશ્વર,' નમ્ર, પ્રેરિત અવાજે શિવરાશિએ કહ્યું, 'ભગવાન હમણાં આવી ગયા ?'

સિદ્ધેશ્વર ચકિત થઈ ગયો. સર્વજ્ઞને પાછા ભગવાન કેમ બનાવ્યા ?

'ભગવાન લકુલેશે હમણાં આજ્ઞા કરી છે.'

'ભગવાન લકુલેશ !'

'હા, હમણાં જ એમણે–શંકરના અવતારે–મને દર્શન દીધાં. એમણે કહ્યું' શિવરાશિએ સબહુમાન ઉચ્ચારણે કહ્યું, 'કે આ આખું સ્થાન ઘોરમાં ઘોર પાપાચારથી દૂષિત છે.'

'એતો હું જાણું છું.'

'અને એ પાશુપતમતના આદ્ય પ્રણેતાએ મને કહ્યું કે 'આ બધા ધર્મને સંપ્રદાયનો દ્રોહ કરનારા કૂતરાંને મોતે મરવાના છે. આ પાપના મંદિરો બળીને ભસ્મ થઈ જવાનાં છે. એના પર ગીધો ઊડવાનાં છે, અને મને એ તપસ્વીઓમાં શ્રેષ્ઠે કહ્યું: 'આ પાપાચારીઓનું ધામ છોડીને જા, જા, જ્યાં એમની છાંયનો પણ સ્પર્શ ન થાય ત્યાં–અને કોઈ નવું તીર્થધામ શોધી જગતને શીખવ–પાશુપત ધર્મનો વિજય; અને સ્થાપ, ભગવાન સોમનાથ અને મહામાયા ત્રિપુરસુંદરીની નવ ભક્તિ, જેવી મેં પૂર્વે શીખવી હતી તેવી.'

થોડા દહાડા થયા રાશિજીમાં થયેલું પરિવર્તન સિધ્ધેશ્વર ગભરાટથી જોયા કરતો હતો. હવે તે નિર્બળ-રમકડું નહોતાં; તેમનામાં તેજ, આત્મશ્રદ્ધા, અને કોઈ દૈવી પુરુષમાં હોય એવું ભયંકર વ્યક્તિત્વ આવ્યું હતું.

'ગુરુદેવ,' જ્યારથી રાશિએ ગંગસર્વજ્ઞનું ગુરુપદ છીનવી લીધું હતું ત્યારથી સિધ્ધેશ્વરે એ પદ પોતાના ગુરુને આપ્યું હતું. 'મેં તો

હમ્મીરની સેના જોઈ ત્યારથી જાણ્યું હતું કે અહીંયાં રહેવામાં સાર નથી. અને ગુરુદેવને–અરે–ગંગસર્વજ્ઞને કહીએ તો હજી ખંભાત જવાની જોગવાઈ કરી આપે. રાવ કમો ભરદરીએ વહાણોમાં બેઠો છે.”

છંછેડાએલા વાઘ જેવા શિવરાશિ સિધ્ધેશ્વરની સામે ઘૂરકયા, ‘એ પાપાચારીની મદદ લઈ અહીંથી જવાને બદલે મારી આત્મ-શુદ્ધિમાં રહેવું સારૂં.’

‘પણ ત્યારે જઈશું કેમ ?’

‘મારે જીવ બચાવવા નથી જવું, મારે તો ભગવાન લકુલેશની આજ્ઞાને આધીન થવું છે. અને ભગવતી મહામાયા–દીવ્ય તેજોની બની ત્રિપુસુંદરી–મને પંથ બતાવી રહી છે. એ જ્યાં જશે ત્યાં હું જઈશ, અને એની આજ્ઞાને અનુસરી પાશુપતમતનો ઉદ્ધાર કરીશ. મહા-માયા! જગદમ્બે!’ કહી અંધારામાં ફાટે ડોળે જોતા તે ઊભા રહ્યા.

ત્યાં, દીવેલના કોડિયાના ઉજાશની બહાર રાત્રીના અંધકારમાં એમણે ત્રિપુરસુંદરી ઊભેલાં જોયા–સૌમ્ય તેજનાં ઘડેલાં, ઉલ્લસિત આંખોએ એને બોલાવતાં, થનગનતાં ગુલાબી પાદપદ્મોએ મનોહર, નાનકડાં નાજૂક અંગોના સુરેખ સૌંદર્યમાં અજય્યતા;–અને મહામાયા હસતા હતા. જે હાસ્ય તેના હૈયામાં મઢાયું હતું તેજ હાસ્યે.

‘સિદ્ધેશ્વર, આજ્ઞા થઈ છે. મહામાયા પંથ બતાવી રહ્યા છે. ચાલ આ પાપતીર્થ છોડી જઈએ.’

‘અરે, પણ કેવી રીતે’ ગુરુની ભૂમિકાએ પહોંચવાને અશક્ત સિધ્ધેશ્વરે થાકીને કહ્યું.

શિવરાશિ જાણે સ્વપ્નમાં જાગ્યા હોય તેમ ચારે તરફ આકળા બની જોઈ રહ્યા, અને પછી જરા સ્વસ્થ થયા.

‘સિદ્ધેશ્વર, જા, જઈને દદ્દા ચાલુક્યને લઈ આવ.’

'એ તો જૂનાગઢી દરવાજે ચોકી કરે છે.'

'જા, કહે કે મારી આજ્ઞા છે, હમણાં ને હમણાં અહીંયાં આવે,' શિવરાશિએ કહ્યું.

સિદ્ધેશ્વર દદ્દાને શોધવા ગયો અને થોડીવારે હરદત્ત અને એક સાધુ આવ્યા.

'નમઃ શિવાય, ગુરુદેવ !'

'શિવાય નમઃ, વત્સો,' શિવરાશિએ કહ્યું. 'કેમ ?'

'ગુરુદેવ, ચાલો. અમે ત્રિપુરસુંદરીની પૂજાની બધી તૈયારી કરી છે, આપની જ ખોટી છે. આપ આવો એટલે અમે ચોલાને ઉપાડી આવીએ.'

'ચૌલાને ? મહામાયાને ?'

'હા.'

'મૂર્ખાઓ, આંધળાઓ ! પૂજા પૂરી કરે શું વળે ?' ઝનૂનથી શિવરાશિએ બીડેલા દાંતોમાંથી કહ્યું, 'આપણે તો આ પાપતીર્થમાંથી કોઈ પુણ્યધામમાં જઈ ત્રિપુરસુંદરીની પ્રતિષ્ઠા કરવાની છે. ભગવાન લકુલેશની આજ્ઞા છે, અને મહામાયા પોતે મને દોરી રહ્યાં છે.'

'ક્યાં જઈએ, પણ ?'

'હમણાં, આ પાપાચારીઓનું સ્થાન છોડી. તમારી આવવાની હામ છે ? કાલે આ બધા બળીને ભસ્મ થઈ જવાના છે.'

'હા. પણ કેવી રીતે'

'મહામાયા માર્ગ બતાવશે. આવશો ?'

'હા,

'ઠીક જાઓ ત્યારે ચૌલાને અહીંયાં લઈ આવો,' એણે આજ્ઞા કરી. 'પણ જો જો કોઇ જાણે નહીં. એક ઘડીમાં આપણે પ્રભાસ છોડી જઈએ.'

અને આ ભગવાન શંકર જેવા પ્રતાપી ગુરુની આજ્ઞા ઉઠાવવા હરદત્ત અને એનો સાથી ચાલી ગયા.

શિવરાશિને ચૌલારૂપી ત્રિપુરસુંદરી, સાગરો ને શિખરોની પેલી પાર તેમને નવાં તીર્થો, નવાં મંદિરો ને નવા સંપ્રદાયોના સ્વામી બનાવતી આગળને આગળ વધતી તેમની નજર આગળ દેખાઈ. સૃષ્ટિએ નવ પલ્લવનો વાઘો ધર્યો. સૂર્યના કિરણોએ સુવર્ણમેરુ રચ્યો જેનાં પર ત્રિપુરસુંદરી મહામાયા રૂપે ઉભાં હતાં, અને જેની તળેટીમાં તે પોતે જગદ્‌ગુરુ રૂપે પ્રણિપાત કરતા હતા.

• ૭ •

માથા પર હાથ નાખી, રડવાને પણ અશક્ત સામંત ક્યાં સુધી બેસી રહ્યો.

જ્યાં દૃષ્ટિ જાય ત્યાંસુધી એને માટે નીર વિનાનું, મૃત્યુનાં પણ આશ્વાસન વિનાનું રણ વિસ્તરતું હતું. એ એકલો—એકલો—સદંતર એકલો, કુટુંબી વિનાનો, ભાગ્ય વિનાનો, આશ્રય વિનાનો, આશા વિનાનો, જીવતો મુએલો હતો. એ હસ્યો, ભયંકર રીતે : ભોળાનાથે પણ એના ભાગ્યમાં કશું જ રાખ્યું નહોતું.

'ચૌહાણુરાજ, ચાલો,' વીરાએ ઉપરથી સાદ કર્યો, 'મહારાજ આપને બોલાવે છે.'

સામંત કેમે કર્યો ઊભો થયો, કપાળે હાથ ફેરવ્યો ને ઉપર ગયો. ભીમદેવ હાથ પહોળા કરીને ઊભા હતા.

'સામંત, મારા વીર ! આવ! તું ક્યાંથી.'

તાઢો શબ જેવો સામંત મહારાજને ભેટયો.

'કોણ ચૌહાણ !' મેડીના બારણામાંથી ચૌલાનો અવાજ આવ્યો અને તે બહાર આવી. બહેન ભાઈના ઓવરણા લે તેમ સામંતના ઓવારણાં તેણે લીધાં.

થર થર કાંપતો તે ચૌલાનો સ્પર્શ સહન કરી રહ્યો. તેણે વીર રાજવી જોયો, રાણી બનવાને યોગ્ય એવી ચૌલાને જોઈ, અને બંનેની ઘેન-ભરી આંખમાં એકબીજાને માટે રમી રહેલો તલસાટ જોયો. એક ધ્રુસકું આવ્યાં કરતું હતું તે તેણે દબાવ્યું, અને માથું નમાવી બ નેને હાથ જોડયા.

'મહારાજ, ચૌલા ! તમારા બંનેના અહોભાગ્ય કે તમે એક બીજાને પામ્યા.'

જાણે ઘોઘા બાપાનો સંતાન રાજ્ય મેળવવા ભાગ્યશાળી થયો હોય અને જાણે ચાલા તેની અર્ધાંગના બની રાજ્ય સિંહાસન શોભાવતી હોય એવો વિચાર કોઈ કોઈ વાર સ્વપ્નામાં કે અર્ધ જાગ્રત વિચારમાં તેને આવતો. અત્યારે, એણે માથું નીચું નમાવ્યું ત્યારે, એ વિચારે આવ-વાની ધૃષ્ટતા કરી. પણ તેજ ક્ષણે એણે તેને વીંધિ નાખ્યો, કચરી નાખ્યો. તેની કચ્ચરોને વેરી નાંખી તેના પર કૂદ્યો.

'સામંત ! મને શી ખબર કે તું ચૌલાને ઓળખે છે.'

'મહારાજ ! જગતના એકાંતમાં એકલો રઝળતો હું, મને તો એણે સગી બહેનની ગરજ સારી છે. એનું સૌભાગ્ય અખંડ તપો. બહેન, હવે મારે મહારાજ જોડે એકલાં વાત કરવી છે. ઘડી અડધી ઘડીમાં મારે અહીંથી ચાલ્યા જવું છે. તું અંદર જા.'

ચૌલા ચાલી ગઈ અને સામંત દૂર અગાશીને છેડે ભીમદેવને લઈ ગયો.

'મહારાજ, વખત થોડો છે ને વેશ ઘણા છે. મેં બધી હકીકત રા'ને કહી છે તેને પૂછી લેજો. પાટણમાં તમારી આણ ફરે છે;

દામોદર મહેતા લશ્કર લઈ હમ્મીરની પાછળ પડ્યા છે. મારવાડને ઉજ્જયણીના સૈન્યો પણ બે ચાર દહાડામાં આવી મળશે. ખંભાતથી વહાણો હું લાવ્યો છું. તેમાં અનાજ છે ને શસ્ત્ર છે.'

'શું કહે છે? શાબાશ, સામંત, શાબાશ.'

'હમણાં હું તરત પાછો જાઉં છું અને કાલે પાછો આવીશ.'

'સામંત, તું માણસ નથી, દેવ છે.'

'હું માણસ તો નથી જ; માણસ હોત તો ક્યારનો આટલા દુઃખે મરી ગયો હોત.'

'એમ નહીં બોલ, તું તો મારો જમણો હાથ છે.'

'હવે એક આપણી વાત,' સખ્તાઇથી સામંતે કહ્યું

'શું?' ને ભીમદેવ અજાયબીમાં પાછા હટ્યા. સામંત ઉગ્ર ને ભયંકર થઇ ગયો. એના હાથમાં ખંજર રમી રહ્યું.

'ચૌલાનો મોહ ક્ષણિક છે—થાકેલી રાતનો વિસામો છે કે?'' અને સવાલમાં રહેલો મક્કમ સંકલ્પ ભીમદેવના બહાદુર હૃદયને પણ ગભરાવી રહ્યો.

'કોણે કહ્યું?'

'એ જન્મે ને ધંધે નર્તકી છે. અવસર જાય એટલે પાટણના ચાલુક્યના ઘરમાં એ કોણ?'

ભીમદેવ સમજ્યા ને હસ્યા. 'સામંત, તારી બીક ખોટી છે. ચૌલા મારી જીવનહાર છે. હું એને કદી ભૂલું એમ નથી.'

'એ ગુરુદેવની પુત્રી છે. મારી ધર્મની બહેન છે. અને જો આજ રાત પછી પાટણધણીની પત્ની ન થવાની હોય તો આપણે અહીંયાં જ

ફેંસલો કરી લઇએ,' કહી સામંતે ખંજર કાઢી ભીમદેવની ખુલ્લી છાતી પર ધર્યું. સામંત મક્કમ, ભયંકર, ઝનૂની હતો.

ભીમદેવ ખડખડ હસી પડયા. 'ચૌહાણ ! મને શું ખબર કે ચૌલાને આવો વીર છે. ગભરા નહીં. જ્યારે મેં એને જોઈ ત્યારથી એને મારી પત્ની માની છે. જે સ્ત્રી સત્કારવા યોગ્ય હોય તે પત્ની બનવાને યોગ્ય જ હોય.'

સામંતે ખંજર પાછું ખોસી દીધું. 'મહારાજ ! ક્ષમા કરો ! ક્ષમા કરો ! મેં આપના પર મફતનું આળ મુક્યું.'

'ના, તું મારો ભાઈ નથી, તું મારી પત્નીનો ભાઈ છે. એમાં શું ? આ યુદ્ધ પતે કે તું કન્યાદાન દે જે.'

સામંત ફરી ગંભીર થયો. 'મહારાજ, આજે એ પત્ની થઈ ચૂકી. કાલે ન કરે ભોળાનાથ ને શુંય થાય !'

ભીમે વિચાર કર્યો ને કહ્યું, 'સામંત તારી વાત ખરી છે. વીરા, રા,' વિમલ ને દદ્દા ત્રણેને ગુરુદેવ પાસે બોલાવી લાવ. અણધાર્યું મુહૂર્ત જેવું મુહૂર્ત નહીં. ચાલ ! ચૌહાણ વીર. ચૌલા, ચાલ ગુરુદેવ પાસે જઈએ, આપણા લગ્ન કરી દઈએ.'

* * *

અને જ્યારે ભીમદેવ અને ચૌલાના લગ્ન પૂરાં થયાં, ગુરુદેવે આશીર્વચન કહ્યાં ને ગંગા હર્ષથી ચોધાર રડી એટલે સામંત ઊભો થઇ ગયો. 'ગુરુદેવ, મહારાજ, હું જાઉં છું. હમણાં પરોઢિયું થશે.'

ભીમદેવ ને ચૌલા ગુરુદેવની મેડીની બહાર એને વળાવવા આવ્યા.

'ભાઇ, મારા માડી જાયા ભાઈ,' ચૌલાએ રડી દીધું, 'વહેલા પાછાં વળજો.'

'કોઇ દહાડો બહેન, કોઈ દહાડો, જીવતો હોઉં તો રક્ષા બંધાવા

આવજે ને નહીંતો...' ને સામંતે રડી દીધું. 'બહેન કોઈ દહાડો યાદ કરજે,' એટલું બોલી, સામંત નીચું માથું નાંખી દ્વારિકા દરવાજા તરફ દોડી ગયો.

• ૮ •

જ્યારે સિધ્ધેશ્વર આવ્યો ત્યારે શિવરાશિ અધીરાઇથી તરવરતા હતા.

'કેમ ?'

'દદ્દા ચાલુક્ય તો ન મળ્યા. બધા ગુરુદેવ પાસે ગયા છે.'

'તો બહાર ઊભો રહે. ઊતરતા દેખાય તો બોલાવી લાવ,' રાશિએ કહ્યું અને સિધ્ધેશ્વર બહાર જઈ ઊભો.

થોડીવારે હરદત્ત અને એના સાથી આવ્યા. બંનેના મુખ વ્યાકુળ હતાં. 'ગુરુદેવ ! ગુરુદેવ ! ગજબ થયો ?'

'શો ?'

'ચૌલાને ગુરુદેવ ગંગ સર્વજ્ઞે ભીમદેવ જોડે પરણાવી દીધી.'

'શું કહ્યું ?' ગાંડાની માફક શિવરાશિએ બરાડો નાખ્યો.

'હમણાં જ પરણાવ્યાં. અમે અગાશી પરથી હમણાં જ જોયું'

આ સાંભળતાં શિવરાશિનું મુખ વિકૃત થઈ ગયું. એના ડોળા આંખમાંથી નીકળી પડતા હોય એવા મોટા થઇ ગયા. અને બંને હાથે એણે પોતાના વાળ પીખી નાખ્યા. એની રગેરગમાં જ્વાલાઓ ઊઠી. એણે ગુરુપદનો આડંબર છોડી દીધો.

તપસ્વીપણાની આત્મશ્રદ્ધા એની ચાલી ગઈ. ચૌલા—એની ચૌલા—એની ત્રિપુરસુંદરી અત્યારે પાટણના ભીમની પત્ની થઇ ગઈ હતી. જાણે પીજી ગયેલા હલાહલનો બન્યો હોય તેવો તે થઈ ગયો.

'ગુરુદેવ ! હવે આપણે શું કરવું ? જવું કે નહિ.'

'હવે જ્યાં સુધી આ પાપાચારીઓ બળીને ભસ્મ નથી થયા ત્યાં સુધી કેમ જવાય ? જાઓ, જરૂર પડે બોલાવીશ'. રાશિજીની આંખોનાં તેજ જોઈ બન્ને સાધુઓ ચાલી ગયા.

થોડીવારે સિદ્ધેશ્વર અને દદ્દા ચાલુક્ય બન્ને આવ્યા અને રાશિજી ની બીહામણી આકૃતિ જોઈ સ્તબ્ધ થઈ ગયા.

'દદ્દા ! મારી એક આજ્ઞા માથે ચઢાવવી પડશે.'

'શી ?'

'સિદ્ધેશ્વરને ગમે તેમ કરી કોટની બહાર જવાનો રસ્તો કરી આપ.'

'મને !' ગુરુના મનનું પરિવર્તન સમજવાને અશક્ત સિદ્ધેશ્વર બોલ્યો.

'હા, તને,' રાશિએ ડોકોચીયું કર્યું અને ગભરાએલો સિદ્ધેશ્વર એક અક્ષર બોલી ન શકયો.

'પણ, ગુરુદેવ, હું કેવી રીતે કરી શકું ? મહારાજ જાણે તો જીવ લે.'

'દદ્દા, મારા આશીર્વાદે તને પુત્ર થયો. મારા શાપથી હું તે લઇ શકુ છું. સિદ્ધેશ્વરને કોટ બહાર મૂકી શકે છે કે કેમ ?'

દદ્દો કાંપ્યો. આ ભયંકર તપસ્વીને કેમ ના પાડી શકાય ?

'ઠીક, થોડીવારમાં દ્વારિકા દરવાજે મોકલો, હું તૈયારી કરું છું.'

દદ્દાએ રા' પાસે સામંતની વાત સાંભળી હતી એટલે તેને રસ્તો સૂજ્યો, અને જરા વાર થોભ્યા વિના આ ઉગ્રમૂર્તિ પાસેથી નાસી છૂટયો.

જ્યારે શિવરાશિએ કહેવાનું હતું તે સિધ્ધેશ્વરને કહ્યું ત્યારે તે પણ કાંપી ઉઠયો. આખરે આ પ્રભાસની મૃત્યુ શય્યા પરથી ઉઠીને નાસવાનો લોભ એ ન રોકી શકયો.

સિધ્ધેશ્વર થોડીવારે દ્વારિકા દરવાજે ગયો ત્યારે ખારાએ ને નીરાએ સામંતને નીચે દરિયામાં ઉતારી દીધો હતો. દદ્દો અને બે ખારવા સિવાય ત્યાં કોઈ નહોતું.

'ખારા,' દદ્દાએ કહ્યું, 'મહારાજે આને પણ ઉતારવાનું કહ્યું છે. એ પણ ચૌહાણની સાથે જ જવાનો છે.'

'જેવી આજ્ઞા,' કહી ખારાએ સિધ્ધેશ્વરને દરિયામાં ઉતારી મૂકયો.

# પ્રકરણ ૧૫ મું — બીજે દહાડે

• ૧ •

સૂર્યોદય થયો. રજપૂત સૈન્ય કોટ પર તૈયાર થઈ ઊભું, પણ હમ્મીરની સેનાએ હજી ધસારો કરવા નહોતો માંડયો. દ્વારિકા દરવાજા ને જૂનાગઢી દરવાજાની સામે થોડીક જ ટુકડીઓ હતી એટલે એ તરફથી ભય ન લાગ્યો. જે જમાવ થતો હતો તે મુખ્ય દરવાજાની સામે હતો. હુમલો શું સ્વરૂપ લેશે તે કહી શકાય એમ નહોતું.

બધું સૈન્ય મુખ્ય દરવાજાની આસપાસ એકઠું કરવાનો મહારાજે હુકમ કર્યો.

ગઈ કાલની માફક પોતાના સ્થાનમાંથી હમ્મીર બહાર પડયા અને ઠેકઠેકાણે ફરી આવ્યા. આખરે તેમણે હુકમ કર્યો. ડંકા વગડયા, રણશીંગા ફુંકાયા અને ઘોડેસ્વારોની બે ફોજ, વચ્ચે પહોળી જગ્યા રાખી, ખાઈ તરફ આવી.

હુકમ થયો અને સેંકડો સૈનિકો છ મોટા લાંબા પાટડાઓનો કાચો પુલ લઈ મધ્ય દરવાજાની સામે ખાઈ તરફ દોડયા. તેમની સાથે અનેક માણસો સુથારનાં ઓજાર લઇ આવતા હતા. અને જેવા આ માણસો આવ્યા કે બન્ને ગમની ઘોડેસ્વાર ફોજો એમના રક્ષણ માટે સાથે થઈ ગઈ. ખાઈના ઉપર પુલ બાંધવાનો આ પ્રયાસ હતો.

ભીમદેવે બધું ધનુર્ધારી સૈન્ય મધ્યદરવાજા આગળ એકઠું કર્યું. એક હાર ઘોડેસ્વારોને હંફાવતી; બીજી પાટડા લાવનારાઓ

અને સુથારોને વીંધતી. 'અલ્લા હો અકબર' ને 'જય સોમનાથ'ની ઘોષણાએ ગગન ગજી ઊઠયું.

પણ દુશ્મનનો આ હુમલો જેવો તેવો નહોતો. જેવાં માણસો મરતાં કે નવાં તેનું સ્થાન લેતાં. ઘોડાઓ પડતા કે તેની જગ્યાએ નવા ઘોડેસ્વારો આવતા. ઉપરથી રજપુતોના બાણોનો માર દેમાર પડતો. નીચે મુડદાના ઢગ પર નવા સૈનિકો ધસતા આવતા.

મધ્ય દરવાજો તોડવાનો આ પ્રયત્ન અટકાવવા માટે મહારાજે અને રા'એ નવી યોજના કરી. હાથીઓ પાસે મોટા મોટા પથ્થરો ગબડાવી અંદરથી દરવાજો પૂરવા માંડયો, અને પુલ મુકવા મથતા સૈનિકોને પથ્થર ગબડાવી કચરવા માંડયા.

ઉપર બંને પક્ષના તીરોનું છત્ર થતું. નીચે હમ્મીરની સેનાએ પૂલ બનાવવાના, અને ભીમદેવની સેનાએ તેને તોડવાના અનેક પ્રયત્ન કર્યા.

તીરે વીંધાઈ કોટ પરથી રજપૂતો પડતા હતા; નીચે તીરોથી વીંધાઈને પથ્થરોથી કચરાઈ હમ્મીરના સૈનિકો મરતા હતા.

હમ્મીરે આજે માણસની કસર કરવી છોડી દીધી હતી. કીડીની માફક એના માણસો ઊભરાતાં, અને ખાઈમાં ને ખાઈની બહાર મુડદાંઓના ઢગ મોટા થતા જતા.

મધ્યાહ્ન થવા આવ્યો ત્યાં સુધી પુલ મૂકવા માટે તુમુલ યુદ્ધ ચાલ્યું. આખરે ગમે તેમ કરી હમ્મીરની સેનાએ પુલ ટેકાવ્યો અને દરવાજા સાથે લોખંડની સાંકળે સજ્જડ કર્યો.

કોટની અંદર પણ મોટા પથ્થરોથી દરવાજો પુરી દેવામાં આવ્યો કે જેથી બારણું ન હચમચે, ને હચમચે તો પણ ન ઊઘડે. ઓટલાઓ, ઘરો ને મંદિરોમાંથી પથ્થરો કાઢી કાઢી કોટ પર તૈયાર ખડકવામાં આવ્યા.

બંને પક્ષ મહા પ્રયત્ન કરી રહ્યા હતા.

દૂરથી હમ્મીરના લીલી પાઘ ને રૂપેરી ચાંદ દેખાયાં, ને પાછાં અદૃષ્ટ થઈ ગયાં.

એક પછી એક છ હાથીઓ સુંઢમાં એક મોટો પાટડો રાખી દોડતા આવ્યા અને પુલ પર થઈ પાટડો જોરથી બારણામાં અફાળ્યો. દરવાજા ધધણ્યા. ઉપરના કાંગરા સુધી થડકાટ આવ્યો.

પણ મોટા પથ્થરોથી સુરક્ષિત બારણાં ન તૂટયાં, અને રજપૂતોએ 'જય સોમનાથ'નો હર્ષનાદ કર્યો.

પણ આ તરકીબ જોઈ ભીમદેવ મહારાજ વીમાસણમાં પડયા. આ બારણાં આટલું જોર ક્યાં સુધી જીરવી શકશે? અને ઓરાઢેલી ઝીણી લોખંડની સાંકળીઓની ચાદરોમાં થઈને આ મસ્ત હાથીઓને કેમ કરી વીંધવા?

મહારાજે અને રા'એ થોડીકવાર મંત્રણા કરી. હવે મૃત્યુના મોમાંથી વિજય લાવ્યા વિના છૂટકો નહોતો.

સો મરણિયા તૈયાર થયા; રા' પોતે તૈયાર થયા પણ ગુરુદેવે ના પાડી. મહારાજને પણ જેમ તેમ કરી વાર્યા. હજી તો યુદ્ધનો બીજો દિવસ હતો. એમની જીદંગી અત્યારથી જોખમમાં શા માટે નાખવી?

દુશ્મનના એક હાથીને વાગ્યું હતું તેને બદલી નાખવામાં આવ્યો. છ હાથીના આઠ થયા અને પાછા તે ધસતા આવ્યા. પુલ ડોલવા લાગ્યો, અને પ્રચંડ પાટડો, આઠ હાથીના વેગથી વજ્રસમો, બારણામાં ફરી ઠોકાયો. તેમના બખ્તરથી સજાયલાં શરીર પરથી તીરો, હંસ પરથી પાણીનાં ટીપાં સરે તેમ, સરી જતાં હતાં.

દરવાજા પાછળ જેટલા માયા તેટલા પથ્થરો ખડકવામાં આવ્યા હતા, અને તેની પાછળ ચાર હાથીઓ ઉંચા પગ કરી ટેકો આપતા હતા. દરવાજાના લાકડાં ધ્રૂજ્યાં, પણ તૂટ્યાં નહિ અને હમ્મીરના હાથીઓ પાછા ગયા.

આખો વખત આ પુલની ઉપર બંને બાજુએથી તીરોની મારામારી થતી, અને ચીસો પાડતા ધનુર્ધરો ધરણીએ ઢળતા.

રા'ને ઘા લાગ્યો હતો. વિમલ મંત્રી ઘવાયા હતા. જાણે ઇંદ્રનું અભેદ્ય કવચ પહેર્યું હોય એવા મહારાજ ચારે તરફ ઘૂમતા હતા.

દ્વારિકા દરવાજે માત્ર થોડાક જ સૈનિકો ચોકી કરતા. જૂનાગઢી દરવાજાની સામે ગઈ કાલની માફક કાચબાઓ ને ઘોડેસ્વારો ખાઈથી દૂર સ્થીર થઈ ઊભા હતા. અને ત્યાં દદ્દો સોલંકી જોઇ એ એટલા સૈનિકો લઈ ગઢનું રક્ષણ કરતો હતો.

ત્રીજીવાર બે હાથીઓ બદલી નંખાયા; અને આઠ હાથીઓ ધસતા પાટડો લઈ આવ્યા. આગલો હાથી પુલ પર થોડેક આવ્યો....

ઉપરથી 'જય સોમનાથ'ની ગર્જના થઈ, અને હાથીના શરીર પર બળતાં લાકડાંનો વરસાદ પડ્યો. દરેક લાકડાં પર તેલ ને ગંધકમાં વીંટાએલું ચીથરું ભડભડ બળતું હતું.

ચારે તરફ ગંધકની વાસ મારતી. અને પહેલો હાથી વાસ ને બળતાંથી ચમકી એકદમ પૂર વેગમાં પગ રોકવા ગયો. પાછળનો તેના પર ધસ્યો. અને પાછળનાના વેગથી પહેલો હાથી થોડો આગળ ધસડાયો—અટક્યો—સર્યો. તેનો પગ સરક્યો ને તે સમતોલપણું ખોઈ નીચે પડ્યો,

આ ધાંધલનો લાભ લઈ પચાસ મરણિયા વીર એક હાથમાં બળતી મશાલ અને બીજા હાથમાં મોટી રેણો લઈ પુલ પર કૂદ્યા.

પુલ પર હાથીઓની ધમાચકડી ને ચીચીઆરીઓ થતી. વચલા ચાર હાથીને કંઈ ન સમજ પડવાથી ઠમકીને ઊભા. છેલ્લા ત્રણ જે જમીન તરફ હતા તે ઊભું પૂંછડું કરી પાછા નાઠયા.

ઘોડેસ્વારો ન સમજવાથી આગળ ધસવા ગયા. કેટલાક પુલ બચાવવા આગળ વધ્યા ને કોટ પર 'જય સોમનાથ'ની ભીષણ ગર્જના ગાજી રહી.

જેટલી ધમાચકડી હતી તેટલો અવાજ હતો. બંને પક્ષ વગર જોએ એટલાં બાણ છોડતાં હતાં કે અડધી ઘડી સુધી કોઈને કંઈ સૂજ નહીં પડી. અને આ ગડબડમાં વીશ વીરો રેણો વડે લોખંડની સાંકળો કાપતા હતા, ને વીશ મશાલો વેક પુલને આગ લગાડવાના પ્રયત્નો થતા હતા. જેમ તેમ કરીને થોડી વારે હમ્મીરના ધનુર્ધરોએ એ પુલ પર કામ કરતા માણસો જોયાં, અને તેમના પર તીર છોડવા લાગ્યા. જે પુલની ઉપર કે તેની પાસે આવ્યા તેમનો ધાણ ગુજરાતી ધનુર્ધરોએ કાઢવા માંડયો.

કયાંય સુધી આ ભયંકર યુદ્ધ થયું. ભીમદેવે કેટલાકનો પ્રાણ લીધો. રા' ઘવાયેલા છતાં, નેમ ચુકતા નહીં. અને વિમલ મંત્રીએ જેટલાં બાણ છોડયાં તેટલાંના પ્રાણ લીધા.

હમ્મીરના સૈનિકો પુલ પર આવ્યા અને પચાસ ગુજરાતી વીરોએ 'જય સોમનાથ' પોકારી ઉપરથી પડતું નાંખ્યું. અને પુલ તોડનારામાંનાં જે કોઈ રહ્યા હતા તેની ઢાલ બન્યા.

હાથો હાથ યુદ્ધ થયું. મરતાંની ચીસો કાન ફાડી નાખવા લાગી. શબો ધબોધબ ખાઈમાં પડવાં લાગ્યાં.

પલવાર બંને સૈન્યનું ભાવિ અદ્ધર લટકયું. પછી તેની દોરી તુટી.

પુલ પર વચ્ચે બળતું થયું. સાંકળ કપાઈ ગઈ, પુલ હચમચી ગયો

ને જે ભાગ દરવાજા સાથે સંકાળાએલો હતો તે છુટો પડી નીચે પાણીમાં પડી ગયો.

કોટ પરથી ભીમદેવે 'જય સોમનાથ'ની ગર્જના કરી અને હજારો વીરોએ તે ઝીલી લીધી.

• ૨ •

સવારથી આખો વખત શિવરાશિ ગણુપતિના મંદિરમાં બેઠા હતા. એમનું ચિત્ત શંકર પર નહોતું, ગણુપતિ પર નહોતું. સામેની ભીંત પાસે પડેલા એક પથ્થર પર એમનું ચિત્ત હતું. રાક્ષસી મલકાટથી એમની નજર આગળ પ્રભાસનો વિનાશ ખડો થયો.

સિદ્ધેશ્વર દરિયામાં ઝંપલાતો એમણે જોયો—એમનો વિશ્વાસુ શિષ્ય, જે કોઈ દહાડો એમનું પદ પ્રાપ્ત કરશે તેને એમણે તરતો જોયો. ચાંદનીમાં, ઠંડા દરિયાનાં મોજાં જબરા બાહુથી દૂર કરતો અને હમ્મીરના કોઈ નાયકને મળતો જોયો. તે એને હમ્મીર પાસે લઇ જતો હતો તે પણ તેમણે જોયું.

પાશુપતમતના ગુરુદેવના સંધિવિગ્રહક તરીકે તે ગર્વથી હમ્મીર આગળ આવ્યો તેને દેખાયો. હમ્મીર નીચો વળી પ્રતાપી તપસ્વીના પ્રતિનિધિના પાદ ધોતો હતો. પછી સિદ્ધેશ્વરે વચન માગ્યું. ગભરાઇ ગયેલા હમ્મીરે તે આપ્યું. સિધ્ધેશ્વરે તેને આવીને સંકટેશ્વર મહાદેવની વાવ બતાવી.

શિવરાશિ ખડખડ હસ્યો.

'પેલો ગધેડો ભીમ અને તેનો ટુંકબુદ્ધિ ગુરુ! એમણે ગયે અઠવાડિયે વાવ પૂરાવી દીધી હતી કે બહારથી કોઈ આ રસ્તે અંદર આવે નહિ! તે ભૂલી ગયા કે જે દિવસે તેને પટ્ટશિષ્ય તરીકે નીમ્યો તે જ દહાડે ગંગે એને આ છુપા રસ્તાની વાત કરી હતી! આ રસ્તાની વાત બે જ જણ જાણતા હતા; ગંગ અને

એ. ગંગે બંધ કરાવ્યો, એણે એ રસ્તો ખોલાવ્યો. જેમ ગંગે પાશુપત મત ડુબાડયો અને એણે તાર્યો તેમ! હા–હા–હા–હા.'....

એમના હાસ્યથી એજ ચમકયા...'અને હવે એ સુરંગમાં થઇ હમ્મીર–કાલભૈરવ સમો વિનાશક–પ્રભાસમાં આવતો હતો.'

શક્તિના ભાનમાં તેમનું હૈયું ફુલ્યું. પેલો એમનો દંભી ગુરુ, ચૌલાને પરણનાર પેલો મૂર્ખ ને તેમની સેનાનો જીવ તેમના હાથમાં હતા. એક ચપટીમાં ચાંચણુ ચીમળાવી નાખે તેમ આ મનુષ્યજંતુઓને તે ચીમળાવી રહ્યા હતા.

જેમ વખત જતો તેમ તેમની અધીરાઇ વધતી. સિધ્ધેશ્વર સમુદ્રમાં ડુબી ગયો હોય તો–નિમકહરામ થઈ ગંગ પાસે જઈ બધું કહી દીધું હોય તો!

એવું થાય તો ય એમનો કોપ શમવાનો નહોતો. આજે હમ્મીર ન આવે તો એ એકલા, આ રસ્તે, બહાર જશે. જરૂર પડશે તો સ્વહસ્તે પુરેલી વાવમાંથી રસ્તો ખોદી કાઢશે ! એ જગત્ત્રયને બાળનાર શંભુ સમાન હતા : એની ત્રીજી આંખ ખુલતી હતી. પ્રભાસ બળીને ભસ્મ થતું હતું. એમાં ચૌલાને લઈ જનાર ભીમની રાખ હાથમાં પણ નહીં આવે. ને જે ચૌલાએ એમને છોડી પેલા જડ તરવારીયાને સ્વીકાર્યો એની પણ ભસ્મ હશે. એ ભસ્મ એ શોધી કાઢશે,

વિચાર પરંપરા આમ ને આમ ચાલી. બહારથી 'જય સોમનાથ'ની ગર્જનાના પડધા સંભળાતા, અંતરમાં ઝનૂન ભડભડ ચેતતી તેની ઝાળ લાગતી.

મધ્યાહ્ન ગયો, સૂર્ય આથમવા આવ્યો, અને અને...

એ બેઠા હતા તેની નીચે કૈં ધબાકા સંભળાયા. કૈંક પોલો અવાજ થયો.

તે દોડીને પેલા પથ્થર પાસે ગયા, ચીપીયાથી આસપાસની ધૂળ ખોતરી કાઢી અને પથ્થર ઊંચો કરવા પ્રયત્ન કર્યો! તે રાક્ષસની માફક બિભત્સ હર્ષથી કૂદી રહ્યા. આખરે આ ભીમ, ચૌલા ને ગંગ બળીને ભસ્મ થવાનાં!

પથ્થર નીચેથી કોઈ ઠોકતું હતું. એક, બે, ત્રણ, ચાર, પાંચ—ને પથ્થર ઉપડયો.

શિવરાશિએ જંગલી પશુના જેવો હર્ષનાદ કર્યો. અને સુરંગમાંથી સિધ્ધેશ્વરનું ડોકું બહાર આવ્યું—જગદ્દગુરુના સંધિવિગ્રહકનું હોય એવું નહીં, પણ કાદવથી ખરડાએલું, ઉઝરડાથી લોહી ગળતું, કરોળીયાની જાળથી જેના વાળ ગૂંચવાઈ ગયા છે એવું ગંદુ!

તે થાકીને લોથ બહાર આવ્યો. તેની કેડે સાંકળ નાખી પાછળ દોરડું બાંધ્યું હતું, જેનો એક છેડો પાછળ આવનારાઓના હાથમાં હતો.

શિવરાશિ શિષ્યને ભેટવા ગયો. સિધ્ધેશ્વર દૂર હઠયો 'મારે હાથે આ શું કરાવ્યું? દુષ્ટ!' તેણે દાંત પીસીને કહ્યું અને તે થાકથી, ભૂખથી, ને મારથી પરવશ થયેલો ફસડાઇ પડયો. એણે ભોંય પર માથું નાંખી દીધું. શિવરાશિને તિરસ્કાર આવ્યો. એનો શિષ્ય આવો ન જોઇએ!

બાર સૈનિકો ઉપર આવ્યા. એક યવન હતો, અગિયાર હિંદુ હતા. આ કામ કરવા માટે હમ્મીરે કાફરોને જ લાયક ધાર્યા હતા.

'તું શિવરાશિ!' એકે કહ્યું.

અપમાન પામી શિવરાશિ જોઈ રહ્યા. બીજાએ તેને હચમચાવ્યા. 'જૂનાગઢી દરવાજો બતાવ! આગળ ચાલ!'

ભીમ, ચૌલા ને ગંગનો કાળ આવ્યો, આખરે! ને સાંજ પહેલાં પ્રભાસ બળીને ભસ્મ થઈ જવાનું!

શિવરાશિ આગળ ચાલ્યા.

• ૩ •

શિખરની અટારી પર ગુરુદેવ, ગંગા અને ચૌલા ત્રણેજણ આ દેવ ને અસુરનું ભીષણ યુદ્ધ જોઈ રહ્યાં.

ચૌલાનો આજે હર્ષ માતો ન હતોઃ એ તો પાર્વતી હતી, શંભુની પત્ની હતી, પાટણની રાણી હતી. એનો પ્રિયતમ ત્યાં કોટ પર ઝઝુમતો હતો. સાંજના વિજય કરી આવે ત્યારે એને કુંકુમ અક્ષતે વધાવવાના એ વિચારો કરતી હતી.

ગુરુદેવ શિવકવચના સતત પાઠથી શંભુનું સંરક્ષણ યાચી રહ્યા હતા. ગંગા સુખી હતી. ગુરુ હતા, ચૌલા હતી, ચૌલા પરણી હતી. એને હવે કૈં વાસના રહી નહોતી.

પુલ તૂટયો, અને રજપૂતોની હર્ષ ગર્જનામાં ત્રણેએ જયનાદ પૂર્યો. મુખ્ય દ્વારની ઉપરના કોટપર બધા વિજય ઘેલછામાં નાચતા હતા. નીચે પૂલ તૂટયો. હતાશ હમ્મીરની સેના મૂંઝવાડામાં હતી. નવા પુલને માટે નવા હાથીઓ માટે દોડાદોડ થઇ રહી હતી. આ તો વિજય હતો ખરેખરો—

અને ગુરુદેવની નજર જૂનાગઢી દરવાજા પરના કાંગરા પર ગઈ.

'અરે પેલો ગાંડો શું કરી રહ્યો છે.' કહી તે સફાળા નીચે ઊતર્યા. ત્યાં શિવરાશિ અને દદ્દો સોલંકી કૈં રકઝક કરી રહ્યા હતા.

એકદમ કૈં થયું–શું થયું તે કોઈને સમજાયું નાહ અને જૂનાગઢી દરવાજાની સામે ખાઇને પેલે પાર સવારનું ખડકાઇ રહેલું હમીરનું સૈન્ય જે અત્યાર સુધી નિશ્ચેષ્ટ એઠું હતું તેમાં જીવ આવ્યો.

ડંકાને નીશાન ગગડયા. હમ્મીર જે અત્યાર સુધી દેખાતા નહોતા તે તેની પાછળ દોડતે ઘોડે આવવા લાગ્યો.

દદ્દાએ શિવરાશિની જોડે રકઝક કરવામાં ચેતવણી આપતાં વિલંબ કર્યો. ભીમદેવે હમ્મીરની સેનાનો હુમલો જોયો, અને દોડતે ઘોડે જૂનાગઢી દરવાજે આવવા નીકળ્યા. રા'એ શંખનાદ કર્યો. વિમલે શીંગ ફુંક્યું ને ધનુર્ધરો ચારે તરફથી કોટ પરથી દોડતા તે દરવાજે જવા લાગ્યા.

ચૌલા ગભરાઈ ગઈ, 'બા ! બા ! આ શું થયું ?'

ગંગા એને ચીસ પાડી ભેટી પડી. ગૌરવમૂર્તિ ગુરુદેવ એમની ઉમરને ન છાજે એવી ઝડપથી દોડતા હતા.

'આ પેલું શું, બા ? જો જો. જૂનાગઢી દરવાજા નીચે કૈં ઝપાઝપી થાય છે,' ચૌલાએ કહ્યું.

'અરે પેલા કાચબાઓએ તો ખાઈમાં ઝંપલાવ્યું. ને મહારાજ તો હજી ત્યાં પહોંચ્યા નથી.'

કાચબાઓ પાણીમાં પડયા હતા. કિનારા પરના ઘોડેસ્વારો તીરો છોડતા હતા, અને દદ્દાના થોડાક માણસો જેમ તેમ જવાબ દેતા હતા, અને ધબોધબ મરતા હતા.

આખરે દદ્દાએ શિવરાશિને દૂર કર્યો, અને ગઢને ચેતવવા શીંગ ફૂંક્યું;

ભીમદેવ, રા' ને વિમલ સેના સહિત કોટપર ને કોટપર દોડતા આવ્યા. દદ્દો ગાંડાની માફક વાળ તાણતો હતો, પોતાનું તીર તાણવાની પણ એનામાં શક્તિ નહોતી.

'બા, મહારાજ પહોંચ્યા ! પહોંચ્યા !' ચૌલાએ હર્ષમાં તાળીઓ પાડી.

ઉપરથી ભીમદેવના ધનુર્ધરોએ બાણ છોડવા માંડયા. સામે કિનારેથી

પાંચ હજાર ઘોડેસ્વારોએ ખાઈમાં ઝંપલાવ્યું. પાછળ કાળા ઘોડા પર ઉછળતા હમ્મીર અહીંથી ત્યાં ને ત્યાંથી અહીયાં જતા.

ચારે તરફથી યવનસેના જૂનાગઢી દરવાજાની સામે એકાગ્ર થતી હતી.

રજપૂત સેના દરવાજા પર પહોંચી ગઈ.

ભીમદેવે દદ્દાને બોચીમાંથી પકડયો. 'કાવત્રાબાજ ! હરામખોર !' કહી તેણે જોરથી દદ્દાને ખાઈમાં ફેંકી દીધો.

રા'એ માણસોનો વ્યૂહ કર્યો, વિમલ મંત્રી પથ્થરો આણવાની વ્યવસ્થામાં પડયો.

'જય સોમનાથ' 'અલ્લાહો અકબર'ની એકમેકને પડકાર કરતી ગર્જનાઓ ચારે તરફ પડઘા પાડી રહી.

'બા ! બા ! ઓ બા ! ઓ મારી બારે !' ચૌલાએ ચીસ પાડી.

રજપૂતસેનાએ કોટ પરથી લઢતા જાણ્યું પણ નહિ અને જૂનાગઢી દરવાજાના બારણાં, જાદુઈ હાથે ઉઘડયાં હોય એમ, ખુલ્લાં થઈ ગયાં.

રજપૂતસેનામાં હાહાકાર વર્તી રહ્યો. કાચબાઓ શસ્ત્રસજ્જિત યોદ્ધાઓ બની પ્રભાસગઢમાં પેઠા.

સામી તરફથી હમ્મીર ને એની ઘોડેસ્વાર સેનાએ ખાઈમાં ઝંપલાવ્યું.

'મહારાજ, અંતરગઢ સંભાળો. ચાલો. જલદી ઊતરો.'

'વીમલ, જલદી ! યોદ્ધાઓ અંતરગઢ સમાલો !' ભીમદેવ મહારાજે આજ્ઞા કરી અને એ અંદર આવતી યવન સેનાને ખાળવા ઊતર્યા. 'અંતરગઢ ! અંતરગઢ ! અંતરગઢ !'ની બૂમો ચારે તરફ ગાજી.

રા'એ જય સોમનાથની ઘોષણા કરી કોટની નીચે ભુસકો માર્યો.

ટપોટપ રજપૂત યોદ્ધાઓ કોટની નીચે અંદરથી કૂદ્યા અને રેલની માફક દરવાજામાંથી આવતી હમ્મીરની સેનાને રોકવા ગયા.

જૂનાગઢી દરવાજા આગળ બાણુથી, તરવારથી, ગદાથી, હાથો હાથ, યુદ્ધ શરૂ થયું. ગુજરાતી વીરોએ અણુસાંભળ્યાં, અણુકલ્પ્યાં પરાક્રમો કર્યાં.

રા' ગાંડાની માફક ઘૂમ્યા. એક વખત તો દરવાજામાંથી આવતા ઘોડેસ્વારોને પાછા ધકેલ્યા. પણ બહારથી હમ્મીર પોતે મધ્યએશિયાના વિકરાળ ને પ્રચંડ ઘોડેસ્વારો સાથે ધસતા હતા.

આખું યવન સૈન્ય અંદર આવવાનું દબાણ કરતું હતું. એમનો જોશ રોકાય તેમ નહોતો.

એક તરફ રા' ઝઝુમતા, બીજી તરફ ભીમદેવ મહારાજ લડતા. બંને પગે હતા, એમનાં સૈનિકો પગે હતા, અને સામાવાળાઓ ઘોડા પર હતા.

ચૌલા મૂર્છા ખાઈ માના ખોળામાં પડી હતી. ગંગા થરથર કાંપતી હતી. નીચેના રમખાણુમાં ગુરુદેવ એને દેખાતા નહોતા. તેને શંકરની સ્તુતિ કર્યા કરવા સિવાય બીજી શુદ્ધિ ન હતી.

જ્યારે ભીમદેવ મહારાજ અંદર લઢવા પડયા ત્યારે અંતરકોટ બંધ કરવાની એમણે વિમલને આજ્ઞા કરી. વિમલે પૂછયું 'મહારાજ, માણુસ મોકલી દરિયા વાટે જવાની તૈયારી કરાવું ?'

ભીમદેવે ભયંકર બરાડો નાખ્યો, 'વિમલ, હું મરી શકું છું. પાછો હઠી શકતો નથી.'

'પણુ પાટણુ—'

'જા, જઇને મહાદેવજીનું રક્ષણુ કર,' ભીમદેવે આજ્ઞા કરી.

વિમલમંત્રી આજ્ઞા માથે ચઢાવી, બન્યા એટલા માણસો લઈ અંતરગઢમાં આવી ગયા અને એના દરવાજા બંધ કરી દીધાં. ભીમ તેના કોટ ઉપરથી હમ્મીરને યુદ્ધ આપવા તૈયાર થયો.

રા'એ અભૂતપૂર્વ પરાક્રમો કર્યાં. તેમનો જમણો હાથ કપાઈ ગયો. નીગળતે લોહીએ તેમણે ડાબે હાથે ખડગ લીધું અને એક સૈનિકની મદદથી યવન સંહારવા ઘોડે ચઢયા.

એમણે થોડીક પળો સુધી તો યવન યોદ્ધાઓને તોબા પોકરાવી. પણ તેમના જમણા ખભામાંથી મુશળધાર લોહી વહેતું હતું, આંખે અંધારા આવતાં હતાં, કે સમજાતું કે દેખાતું ન હતું. અને છતાં તે ઘૂમ્યા. આખરે એક બાણ આવ્યું. અને બહાદુર રા' ઘોડા પરથી પડયા અને ફરી ન ઉઠયા.

અપ્સરાઓએ આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ કરી.

· ૪ ·

ગંગસર્વજ્ઞ દોડતા દોડતા શિવરાશિને પકડવા દોડયા કારણકે એ કૈં ગડબડ કરી રહ્યો હતો એવો એમને ધાક લાગ્યો. કાલે રાતે ગાંડા જેવું તે બોલ્યો હતો; સવારથી ગણપતિના મંદિરમાં એકલો બેઠો હતો; અત્યારે દદ્દાને કૈં સમજાવી રહ્યો હતો. એમાં કૈં રહસ્ય રહ્યું લાગતું હતું.

એ જૂનાગઢી દરવાજા પાસે ગયા એટલે એમણે શિવરાશિને ચાલી જતો જોયો, અને બારણાં ખુલતાં એમણે જોયાં. જેવાં તે ઉઘડયાં કે એમને અંત પાસે આવ્યો એમ સમજાઈ ગયું. તે શિખર તરફ જોઈ બબડ્યા, 'ભોળાનાથ! આખરે આ! તને શું થયું છે?'

તે તરત પાછા વળ્યા. ગંગા અને ચાલાને યવનોના હાથથી ઉગારી લેવાની જરૂર હતી, અને આખરે એમનું સ્થાન દેવની પાસે

હતું. સૈનિકોની દોડધામ જ્યાં ન હોય તેવી ગલીઓમાં થઈ તે ધીમે ધીમે અંતરકોટ તરફ ગયા.

ભગવાનની ઇચ્છા શી છે તે જાણવાનો એ નિષ્ફલ પ્રયત્ન કરી રહ્યા. હૃદયમાં દીનતા પ્રસરી. પુરુષપ્રયત્નની નિષ્ફલતાની પ્રતીતિ એમને થતી હતી.

આજે ચાલીસ વર્ષ થયાં પ્રભાસ શણગાર્યું, ધર્મ સિદ્ધાંતો પ્રચાર્યા, ભગવાનની આણ આખા ભરતખંડમાં ફેરવી. એ બધું એક પલકમાં વ્યર્થ થયું. એમની દેવમાં શ્રદ્ધા ચળું ન ચળું થઈ રહી.

સદા સેવેલું શિવસામર્પણ્ય એમની વારે ધાયું. એમનો ભોળોનાથ જે કરે તે ખરું જ હોય. ત્રિપુરસુંદરીની પૂજાને નામે જ્યાં બિભત્સ રસ ફેળવાતો હતો, ભૈરવ પૂજાને નામે ભયાનક અત્યાચારો થતા હોય, જ્યાં તેના જેવો કૈં પણ કરવાને સમર્થ ન હોય, જ્યાં શિવરાશિ જેવાને ગુરુપદ મળવાનો સંભવ હોય ત્યાં તીર્થધામ અમર કરવામાં શું સાર્થકતા ?

એ ભગવાનની આજ્ઞાનું રહસ્ય સમજ્યા. પ્રભાસ પડે દુષ્ટવિધિઓ ને એથી ય વધારે દુષ્ટ તેના કરનારાઓ અદૃષ્ટ થશે. ભગવદ્‌ભક્તિ નવે ને વિશુદ્ધ સ્વરૂપે વિજય પામશે. એ આ બધું જોતા હતા છતાં એમાનું કૈં અટકાવી નહોતા શક્યા એટલે ભગવાને એને પણ બોલાવી જ લીધા હતા. ઘડી પલની વાર હતી.

'પણ ભગવાન તમારો–તમારો પણ આ યવનને હાથે ભંગ થવાનો ?' તેના અતિ આર્ત હૃદયમાંથી પ્રશ્ન ઊઠ્યો. 'જે ત્રીજે નેત્રે ત્રિપુરાસુર બાળ્યું એ કેમ મીંચી રાખ્યું છે, મારા પ્રભુ ?' તેણે આક્રંદ કર્યું, 'શું અમે એ કૃપાને યોગ્ય પણ નથી ?'

એ ચાલતા ચાલતા અંતરકોટ આગળ આવ્યા તો ત્યાંના દરવાજા

બંધ થઈ ગયા હતા. શું છેલ્લી પલે એના પ્રભુના દર્શન પણ એને લલાટે નહોતાં લખાયાં? એ પાસે એક ઘરના ઓટલા પર બેસી ગયા. અર્ધ ઉઘાડાં બારણાંની અંદરથી કોઈ ઘાયલ થયેલા, મરતા માણસનો પરિચિત અવાજ આવતો હતો, 'પાણી! પાણી!'

તે અંદર ગયા. દીપા કોઠારીની છેલ્લી ઘડી હતી.

'કોઠારી, ભાઈ!'

'કોણ, ગુરુદેવ? ધનભાગ્ય મહારાજ કે આ ઘડીએ આપની સમક્ષ મારૂં મૃત્યુ થાય. પાણી.'

'ઉભો રહે, લઇ આવું.' કહી ગુરુદેવે તેના સુકા ગળામાં પાણી રેડ્યું, 'તું ક્યાંથી ઘવાયો?'

'પુલ પર યુદ્ધ થતું હતું ત્યારે હું અંદર પથ્થર ગોઠવવા પર હતો. ત્યાંથી ખાવાનું તૈયાર છે કે નહીં તે જોવા આવતો હતો ને ગણપતીના મંદિરમાંથી રાશિજી ને યવનસેનાના થોડાક માણસો આવતાં મળ્યાં. હું પૂછવા ગયો એટલે એકે મને ખંજર માર્યું અને આ રસ્તા પર ફેંકયો. ને ત્યારથી નથી જીવાતું ને નથી મરાતું.'

'કોઠારી, ભગવાનની આપણા પર અવકૃપા છે.'

'મહારાજ?'

'પત્તો નથી પણ કોઈ ઠેકાણે લડતા હશે, નહીં તો કૈલાસવાસી થયો હશે. ભોળાનાથ જે કરે તે ખરું'

'ગુરુદેવ, પણ આ શું?'

'ભોળાનાથની ઇચ્છાને આધીન થા. કોઠારી, પૃથ્વી પર પ્રલયકાળ વર્તી રહ્યો છે.'

'ગુરુદેવ,' તેના ગળામાં ધ્રૂજારી શરુ થઇ.

'કોઠારી, નમઃશિવાય બોલ, નમઃશિવાય, નમઃશિવાય, નમઃશિવાય,'...

ગુરુદેવના હાથમાં કોઠારીએ પ્રાણ છોડયો.

મરેલાની આંખો બંધ કરી ગુરુદેવ ત્યાંથી નિકળ્યા. યવનો કેમ આવ્યા તેનું રહસ્ય તેમને સમજાયું. સાથે અંદર જવાનો રસ્તોએ સૂઝયો. અંતરકોટના દરવાજાની સામેના ચોગાનમાં મારુતીના મંદિરની નીચે થઈ સુરંગ જતી હતી. સુરંગમાં હવા જવાને એ મંદિરની ભીંતમાં પોલાણુ હતું અને અગાશીમાં હવાબારી રાખી હતી. ને શિવરાશિ યવનોને અંદર બોલાવી શકે તો પોતે કેમ ન જઈ શકે?

તે ઝપાટાબંધ ચોગાનમાં ગયા.

ચોગાનમાં ભયંકર કાપાકાપી ચાલતી હતી. ચારે તરફથી હમ્મીરના ઘોડેસ્વારો અને ગુજરાતી યોદ્ધાઓની ગર્જના ને ચીસો સંભળાતાં.

મારુતીના મંદિરની અગાશીપર ચારે તરફ પથ્થરો ને મૂર્તિઓ ગોઠવી થોડાએક યોદ્ધાઓએ ગઢ બનાવ્યો હતો અને ત્યાં ઉભા રહી બાણોવતી દુશ્મનોને વીંધી નાંખતા હતા. આ યોદ્ધાઓના કૌશલ્યથી અંતરકોટના દરવાજા આગળ હમ્મીરના યોદ્ધાઓ પહોંચી શકયા નહોતા.

એક બીજા રસ્તા તરફ હુલકું પડયું. રણશીંગાનો અવાજ થયો અને યવન યોદ્ધાઓ એકદમ ઘોડાઓ પાછા ફેરવી તે તરફ દોડી ગયા. ગુરુદેવ રસ્તો ઓળંગી મારુતીના મંદિર તરફ ગયા.

'ગુરુદેવ! અંદર આવતા રહો,' ઉપરથી કોઈનો અવાજ આવ્યો.

'કોણ, વીરો ચાવડો!' ગુરુદેવે કહ્યું.

તરત બારણું ઊઘડયું. ગુરુદેવ અંદર ગયા ને વીરો એમને જોઇ રડી પડયો. 'ગુરુદેવ! ગુરુદેવ! મહારાજ કૈલાસવાસી થયા.'

'શું કહે છે?'

'એ તો સિંહની માફક લડ્યા, સેંકડો યવનો સંહાર્યા પણ આખરે—' તે ધીરા ડ્રુસકા ખાવા લાગ્યો.

'ભોળાનાથ, કરે તે ખરું,' ડ્રુસકું ખાળતાં ગુરૂદેવે કહ્યું, 'મહારાજનું શબ ક્યાં છે ?'

'અમે સાત જણ સાથે હતા. મહારાજ પડ્યા એમ જણાય તો સૈન્યમાં ભંગાણ પડે તેથી અમે અહીંયાં એમને લઈ આવ્યા છીએ અને રસ્તો રોકી બેઠા છીએ. અમે સાતે મરીશું ત્યારે મંદિર પડશે, અને ત્યારે આ શબો કોનાં હતા તેની પરવા પણ કોઇને નહીં હોય.' વીરાએ કટુતાથી કહ્યું.

'વીરા, મહારાજનો દેહ આપણો નથી, ચૌલાનો છે. મને અંદર લઈ જવા દે.'

'કેવી રીતે લઇ જશો ?'

'બેએક હાથ આ ગોખલા નીચે ખોદીશું એટલે અંતરકોટમાં જવાની સુરંગ મળશે.'

'ઠીક, ઊભા રહો,' કહી વીરો એના સાથીઓને લડ્યા રાખવાની સૂચના આપી આવ્યો અને ઉતાવળથી એણે ને ગુરુદેવે ખોદવા માંડયું. થોડીવાર ખોદ્યું એટલે સુરંગની બારી આવી.

'વીરા, તું અહીંયાં જ રહેશે ?'

'હા, મારા માલિક ગયા, હવે મારે શું ? જેમ વહેલો એમની સાથે જાઉં તેમ સારું,' કહી તે મહારાજને છેલ્લીવાર પગે લાગ્યો, આંસુ લુછ્યા, અને ઉપર અગાશી પર ચડી ગયો.

ગુરુદેવને સુરંગ પરિચિત હતી. તે નીચે ઊતર્યા, ભીમદેવના દેહને નીચે ખભાપર લીધો ને ચાલવા માંડયું.

અથડાતા, કુટાતા, પડતા જેમ તેમ કરતા ભીમદેવનાં પ્રચંડ દેહને ઊંચકતા, ધસડતા ગુરુદેવ ગણપતીના મંદિરમાં નિકળ્યાં. સુરંગનું મુખ ઉઘાડું હતું.

મંદિરમાં બેસી એમણે જરા શ્વાસ ખાધો, અને મહારાજને તપાસ્યા. મહારાજને શરીરે અનેક ઘા પડયા હતા, પણ તેમની નાડ મંદમંદ ચાલતી હતી. ગુરુદેવે તેના કપડાં ફાડી ઘા બાંધ્યા અને તેમને પાછા ખભે ચઢાવી તે બહાર નીકળ્યા.

કોટ તરફ એમણે નજર નાખી તો ત્યાં સૈનિકો મરણીયા થઈ લડતા હતા. શું શૌર્ય, શી ભક્તિ, શો ટેક—ગુરુદેવને વિચાર આવ્યો, અને તેમના હૃદયમાં ગર્વની ભરતી આવી.

બીજી પળે એક ભયંકર હાસ્ય તેમને કાને અથડાયું. સામે ઓટલા પર શિવરાશિ બેઠો હતો.

'કેમ ? મેં કહ્યું હતું ને કે તમે બધા કૂતરાને મોતે મરવાના છો,' ને તે ફરી હસ્યો.

'રાશિ ! જ્યાં ઊછર્યો, જ્યાં દીક્ષા પામ્યો, જ્યાં વેદોચ્ચાર કર્યા, જ્યાં દેવ પૂજ્યા ત્યાં યવનને લાવી મિત્ર, ગુરુ ને દેવને મરાવ્યા ! તું હોય તે ધામને ભોળાનાથ બાળીને ભસ્મ કરે એ હું સમજી શકું છું,' કહી ગુરુદેવ ભીમદેવને ઉંચકી પરકોટમાં જતા રહ્યા.

· ૬ ·

ગુરુદેવે પરકોટમાં પગ મૂકયો અને એમના હૃદયમાં નવા ચેતનનો સંચાર થયો. આ પરિચિત મંદિરના સભામંડપમાં એ દીન નહોતા ને

દલિત નહોતા. અહીંયાં એમણે ચાલીશ વર્ષ સુધી એક ચક્રે રાજ્ય કર્યું હતું–મનુષ્યોના શરીર પર ને આત્મા ઉપર. અહીંયાં બેઠા એમણે ચક્રવર્તીઓનો અર્ધ્ય સ્વીકાર્યો હતો. અહીયાં બેઠા ભરતખંડની વિદ્વતા ને સંસ્કાર ઉપર આધિપત્ય ભોગવ્યું હતું. અહીંયાં એ ભગવાન લકુલેશના ઉત્તરાધિકારી હતા; જગતનાં મોક્ષદ્વારનો મહામંત્ર ઉચ્ચારનાર એ હતા.

એમનું સ્વરૂપ હતું તેવું થઈ ગયું.

ગંગાએ તેમને આવતા જોયા. એ અને ચૌલાં ગભરાએલાં, ધ્રૂજતાં નીચે આવ્યા. ચૌલાએ ભીમદેવને જોયા; એ મરી ગયા છે એમ કલ્પી લીધું; અને છાતીફાટ રડતી તે તેના શરીર પર પડી. ગુરુદેવે શ્વાસ ખાધો અને હંમેશા જેમ અહીયાં ઊભા રહેતા હતા તેમ રહ્યાઃ સીધા, શાંત, ગૌરવાન્વિત ને ભવ્ય.

'ચૌલા !' ગુરુદેવે કહ્યું, 'ભગવાનની ઇચ્છા આપણે ધારી તેથી જુદી જ નીકળી. બેટા ! રડે ન ચાલે. તૈયાર થા. હમણાં અંતરકોટ પડશે ને યવનો અંદર આવશે. તું ચૌલા નથી, પાટણના ધણીની રાણી છે. યવન તને સ્પર્શે તે પહેલાં તારું કર્તવ્ય અગ્નિપ્રવેશ છે.'

ચૌલા ગાંડા જેવી જોઈ રહી. ભીમદેવ ગયા અને એનો જીવનદીપક હોલવાઇ ગયો.

'મહારાજ, ક્યારે હણાયા ?'

'હજી થોડો જીવ છે. તમારી વ્યવસ્થા કરું પછી હું જોઉં એ જીવશે કે નહિ. ગંગા ઉતાવળ કર, ચૌલાને તૈયાર કર; હું લાકડાં તૈયાર કરાવું છું. એને કર્મે પરભવે જ સુખ છે. ને ગંગા, યવનોને હાથે ચઢવામાં સાર નથી. તું પણ તૈયાર થા.'

'સર્વજ્ઞ, મારે મરવાને અગ્નિની જરૂર નથી. મારી ફીકર નહીં કરશો.'

એક સાધુ ત્યાં ગભરાઈને પડયો હતો તેની પાસે ગુરુદેવે લાકડાં મંગાવ્યા, અને સ્વહસ્તે ખડકયાં. ગંગાએ ચૌલાને ચંદનનું લેપન કર્યું.

ચૌલાના આંસુ સુકાઈ ગયા હતા. યંત્રવત તે ગુરુદેવ કહેતાં તે કરતી. તે ભોળાનાથ પાસે ગઈ, પગે લાગી, પાછી બેભાન પડેલા ભીમદેવ પાસે આવી.

મહારાજના લોહીએ ખરડાએલા વાળ કપાળ પરથી ખસેડી ક્યાં સુધી તેના મુખની સામે તે જોઈ રહી.

એ પોતે પણ શબ જેવી થઈ ગઈ હતી. એનું મુખ લાગણી-વિહોણું હતું, ને આંખો ફીકકી કાચ જેવી થઈ ગઈ હતી.

તેણે મહારાજના પગની રજ માથે ચઢાવી, ગંગાને પગે લાગીને ગુરુદેવને પ્રણામ કર્યા. ગુરુદેવ સ્વસ્થ ને શાંત થઈ ગયા હતા. એમણે આગ મૂકવા લાકડાં ચેતાવ્યાં.

વિમલમંત્રી બહારથી હાંફતાં હાફતાં આવ્યા. એને પણ એક બે ઘા વાગ્યા હતા.

'ગુરુદેવ, રહો, નાસી જાઓ. અંતરકોટ હમણાં પડશે. તે પછી પરકોટ પડતાં વાર નહીં લાગે.'

'પરકોટ પડતાં જરાવાર નહી લાગે. હું ચૌલાને અગ્નિ પ્રવેશ કરાવું કે હું હમ્મીરને મળવા તૈયાર છું,'

'અરે, પણ આ શું? મહારાજ ગયા!'

'ના, જીવે છે પણ ઘડી બે ઘડી.'

વિમલે હોઠ પીસ્યા. અત્યારે રડવાનો સમય નહોતો.

'પણ ગુરુદેવ, જતા રહોની.'

'મેં પહેલેથી કહ્યું નહોતું કે જ્યાં મારો ભોળાનાથ ત્યાં હું—'

વિમલમંત્રીએ નિશ્વાસ મૂક્યો, અને નીચા વળી પોતાના ધણીને નમસ્કાર કર્યા.

એટલામાં પાછળથી દોડતો, હાંફતો સામંત આવ્યો.

'સામંત ! બેટા ! તું આ વખતે ?'

'હા, મને લાગ્યું કે પ્રભાસ પડયું એટલે હું આવ્યો છું. ચાલો, પાછલી દરિયાની બારી ખુલ્લી છે. ને બહાર તરાપા વાટ જુએ છે. જલદી કરો.'

'વત્સ ! તારા શૌર્યને હદ નથી. ચાલો ! ભગવાનની ઈચ્છા છે કે તારે અગ્નિપ્રવેશ નહીં કરવો. તું સામંતની જોડે જા. સામંત, તું મહારાજને પણ લઈ જા. એ જીવશે તો ફરી પ્રભાસ સ્થાપશે.'

'ચાલો ! જલ્દી કરો ! વિમલ, તું કયાં જાય છે?'

'મારું સ્થાન અંતરકોટ પર.'

'ના, મારી સાથે. ભીમદેવ જીવશે—ને નહીં જીવે તો મુઆ કોઇ જાણશે નહીં. એમને નામે તો હજુ હમ્મીરનો સંહાર કરવો છે. તારા વગર ગુજરાતનું બળ તૂટશે. ચાલ'

'વિમલ, સામંત કહે છે તે ખરું છે. મહારાજ ને તું હશો તો ગુજરાત પોતાની ભસ્મમાંથી પાછું ઉભું થશે ને હમ્મીરને પહોંચી વળશે. જા.'

'પણ—'

'પણ ને બણ. મારી આજ્ઞા છે. જા જા,' ગુરુદેવે આજ્ઞા કરી.

'પણ ગુરુદેવ, આપ !'

'જા, વખત નહીં ગુમાવ. હું તો અહીંઆં જ, ભગવાનના ણોમાં.'

ઝપાટાબંધ સામંત ને વિમલે બેભાન ભીમદેવને ઉચક્યા, ચૌલાને થે લીધી અને પાછળે બારણે નાઠાં

'સર્વજ્ઞ !:બધાનું કર્યું, હવે મારું કરવું બાકી રહ્યું છે.'

'શું ?'

ગંગા ઘૂંટણીએ પડી પ્રાર્થના કરી રહી. 'તમે મારા પ્રાણ છો, છો, દેવ છો. તમારે ચરણે હું રહી છું, ત્યાં મારે મરવું છે.'

વીજળીના કડાકા જેવો અવાજ થયો અને 'અલ્લાહો અકબર'ની ર્ના ચારે તરફ સંભળાઈ.

'હવે થોડી પલ છે. એક મારી પ્રાર્થના છે. તમે જન્મ ધરી ની હિંસા નથી કરી, પણ જો હું મારે હાથે ન મરી શકું મારા પ્રભો, તમારે હાથે મને મોક્ષ દેજો.' કહી ગંગાએ ગુરુદેવના ની રજ માથે ચડાવી.

સર્વજ્ઞને એક ઊર્મિ આવી. એણે ધરણીએ ઢળેલી ગંગાના મુખ જન્મભરની ભક્તિ ને એકનિષ્ઠાનાં પ્રતિબિમ્બ જોયાં. એ નીચા ા, ગંગાના વાળ મમતાથી પંપાળ્યા, ને તેના માથા પર હાથ યો. 'ગંગા, કૈલાસવાસી થજે.'

પરકોટની બહાર કોલાહલ મચ્યો. પરકોટના બારણાં પર દુશ્મનો તા હતા. 'અલ્લાહો અકબર'ની ગર્જના પાસે ને પાસે આવતી હતી.

ગંગાએ માથામાંથી સોનાનો કાંસકો કાઢયો, તેનાં ખુપરાંની ણીઓ આંગળી વતી તપાસી, અને તેને ગળા પર બેસાડી દીધી. ચીશ, એક ધબાકો–ને ગંગા શબ થઈને પડી,

મરતાં પણ એણે એના પ્રભુ પાસે હિંસા નહિ કરાવી.

• ૭ •

પ્રભાસમાં એક પ્રહર સુધી કતલ ચાલી હતી, અને ભાગ્યે જ કોઈ જીવતું રહ્યું હતું. આખા ગામમાં તો ક્યારની લૂંટ ચાલી હતી, આગો પણ લાગી હતી. પણ હમ્મીરના હુકમ સિવાય કોઈ અપરકોટમાં પેઠું નહોતું.

ગઝનીના હમ્મીરે સાંજના અંતરકોટમાં પ્રથમ પગલું મૂક્યું. અને ત્યાં રહ્યા સહ્યા રજપૂતોની કતલ થઈ ગઈ.

પરકોટનાં અંદરના દરવાજા તોડી નાખવાનો એમણે હુકમ કર્યો. એતો સહેલી વાત હતી. અંદરથી માત્ર સાંકળ હતી તે તરત તૂટી ગઈ.

ઘોડો લઈ હમ્મીર પરકોટમાં જવા જતા હતા ને સામે આડા હાથ કરીને શિવરાશિ ઊભો રહ્યા.

'સબુર, હમ્મીર, મેંજ તને અહીંયાં આણ્યો છે,' તેમણે બુલંદ અવાજે કહ્યું. હજારો સૈનીકોની કતલ પછી એક નિઃશસ્ત્ર બાવો જગત વિજેતા વચ્ચે આડો ઊભો રહ્યો જોઈ તે હસ્યા.

'તિલક ! આ શું કહે છે ?'

તિલકે શિવરાશિને પૂછ્યું અને તેના જવાબનો તરજુમો હમ્મીરને કહી સંભળાવ્યો. 'જહાંપનાહ, એ કહે છે કે એણે જ આપણા માણસને સુરંગ બતાવી, અને એના દેવ અને એને બચાવવાનું વચન આપ્યું છે. આપ કહો તેટલી દોલત આપવા એ તૈયાર છે.'

હમ્મીર ખડખડ હસ્યા. 'કાફર ! મહમદ મૂર્તિઓનો વેચનાર નથી, ભંજક છે,' કહી પોતાની તરવાર શિવરાશિને માથે જોરથી આડી મારી.

તેણે ઘોડાને એડી લગાવી અને તે પરકોટમાં પેઠા. હમ્મીરની આસપાસના યોદ્ધાઓ પણ ખડખડ હસ્યા, અને બેભાન શિવરાશિ એક તરફ પડી રહ્યો.

પરકોટમાં આવતાં હમ્મીર ચકિત થઈ ગયા. ત્યાં કોઈ માણસનું નામ કે નિશાન દેખાતું નહોતું અને છતાં બધા દિવાઓ ઝગમગતા હતા અને મણિજડિત સ્તંભોમાંથી અનેકરંગી કિરણો સભા મંડપને દેદીપ્યમાન બનાવી રહ્યા હતા.

હમ્મીરે ઘણાં મંદિર જોયાં હતાં, ને ઘણાં તોડયાં હતાં. અસ્ત થતા સૂર્યના સુંદર પ્રકાશમાં ઝગમગતો આવો મણિમય પ્રાસાદ એમણે જોયો નહોતો.

પલવાર એમણે ઘોડો રોકયો. આ સૌંદર્ય જોયું, અને ઘોડા પરથી ઊતરી પડ્યા.

હજારો વીર રજપૂતોની આહૂતિથી પરમ પવિત્ર એવા પ્રભાસ ધામમાં, યુગોથી અમર એવા આ ભવ્ય મંદિરમાં ગુરુદેવ ગંગસર્વજ્ઞ. એકાકી ભવ્યતામાં શંકરસમા, ભગવાનની આરતી ઉતારતા હતા. જગત લય થઈ ગયું હતું; માત્ર એ અને એના દેવ બેજ હતા.

હમ્મીર આ વૃદ્ધની ભવ્યતા જોઈ રહ્યા. એમનાથી પણ એક શબ્દ બોલાયો નહિ.

ગુરુદેવે આરતી ભોંય પર મૂકી અને ગર્ભદ્વારમાં કેડે હાથ મૂકી ઊભા રહ્યા, અપૂર્વ ગૌરવે ઓપતા.

હમ્મીરે હોઠ બીડયા, 'બુઢ્ઢા, દૂર હઠ.'

'ના' હાથના અભિનયથી ગુરુદેવ હમ્મીરનો અર્થ સમજ્યા.

'યવન,' તેમણે શાંતિથી ખસ્યા વગર કહ્યું. 'મારો ભોળોનાથ ને હું, બંને સાથે છીએ-વિનાશની પર-સનાતન—અનાદિ ને અનંત.'

તે હસ્યા.

હમ્મીર વાતો કરવાની ધૂનમાં ન હતા. તેમણે એક છલંગ મારી. તેમના હાથમાં તેની તરવાર ચમકી....

ગુરુદેવનું શિર, ધડથી જુદું, બહાર ગબડયું.

એક છલંગ મારી હમ્મીર ગર્ભદ્વારમાં ગયા, એક ઉંડો શ્વાસ લીધો, પાસે ઊભેલા એક યોદ્ધા પાસેથી લોખંડની ગદા લીધી, માથા પર ફેરવી ને મારી...

સૃષ્ટિ વખતે સરજાએલાં ભગવાન સોમનાથના બાણના ત્રણ કકડા થઈ ગયા.

· ૭ ·

વદ બીજનો ચંદ્રમા આકાશે ચઢયો. મધરાત થઈ. શબોથી ભરપુર પ્રભાસ પર ગીધો આવવાં લાગ્યાં. ક્રોધ મસ્તાંની ચીસો સંભળાતી. ચારે તરફ દુર્ગંધ મારતી.

પરકોટ આગળ પડેલાં મુડદાંઓ અને ઘાયલોમાંથી એક વીખરેલી જટાવાળો પુરુષ ઉઠયો. એના ચાલવાના ઠેકાણાં નહોતાં. એની આંખે દેખાતું નહોતું.

લથડતો તે મુડદાંઓ વચ્ચે થઈ સભામંડપમાં ગયો ને ગર્ભદ્વાર આગળ નમસ્કાર કર્યા.

એ અંદર ભગવાનનું લિંગ હતું ત્યાં ગયો.

એણે હાથ ફેરવ્યા પણ લિંગ ન મળ્યું.

એણે ફાટી આંખે શોધ કરી.

જાણે ઉંઘમાં હોય તેમ આખરે તેના હાથમા પથ્થરની કચ્ચરો આવી.

આંધળાની માફક તેણે બાણ શોધ્યું.

તે થરથરતો ઉઠયો ને ગર્ભદ્વારની બહાર આવ્યો.

એને પગે કૈં અથડાયું. તેણે તે હાથમાં લીધું, ને આગળ લાવ્યો, જ્યાં ચાંદની પડતી હતી ત્યાં.

તેણે તે ઉંચું કર્યું...જોયું...એ આંખો ઓળખી, એ મુખ ઓળખ્યું, એ સફેત જટા ઓળખી.

'ઓ–ઓ ઓ...' કરી એણે ડોકું નાખી દીધું ને આંખે હાથ દીધા.

તેણે થોડી વારે ઉંચું જોયું. જાણે ભાન આવ્યું હોય તેમ એણે આંખો મીંચી. અને હજારો વાર જોએલા મણીમય સભામંડપ ગુરૂ-દેવથી શોભતો જોયો.

એણે આંખ ઉઘાડી ચારે તરફ જોયું. એક ધ્રુસકું તેના ગળામાંથી નીકળ્યું.

તેણે આરસનો થાંભલો બે હાથે પકડયો ને તેની સાથે માથું અફાળ્યું.

તે પડયો.

ઉડતાં ગીધો તેના પર ઉડવા માંડયાં.

●

## પ્રકરણ સત્તરમું

## ચૌલાનું નૃત્ય

• ૧ •

સામંત ને વિમલ, ખારાને નીરાની મદદથી, બેભાન મહારાજ અને ચૌલાને વહાણુ પર લઈ આવ્યા. મહારાજને ઘણા ઘા વાગ્યા હતા, પણુ જીવનું જોખમ નહોતું એમ અનુભવીઓએ કહ્યું એટલે બધાની ચિંતા શમી.

રાવ કમા લાખાણી, સામંત અને વિમલ ત્રણે યે મળીને પૂરી મસલત કરી. પરિણામે એમ નક્કી થયું કે ભીમદેવ મહારાજ જીવે છે અને હમ્મીરની સાથે લઢયા જાય છે એ વાતનો પ્રચાર કર્યા વિના પાટણનું બળ ટકે એમ નહોતું. અને મહારાજ સારા તાજા લઢયા જ જાય છે એમ મનાય માટે ભીમદેવ મહારાજને રાવ કમો કચ્છ લઇ જાય એમ ઠર્યું. સામંત અને વિમલે ખંભાત જઈ, ચૌલાને ત્યાં મુકી, દામોદર મહેતાને મળવું અને હમ્મીરની પાછળ પડવું એમ પણુ નક્કી થયું.

જ્યારથી પ્રભાસ છોડયું ત્યારથી ચૌલા તદ્દન બેભાન હોય તેમ બેસી રહેતી. કહેવામાં આવતું તેમ માત્ર તે કરતી. ભીમદેવ પાસે પણુ એ બેસતી ત્યારે મૂઢ હોય તેમ બેસી રહેતી.

એનો પ્રાણુ પણુ નીકળી ગયો હોય એમ લાગતું. કોઈ સોમનાથ મહાદેવની વાત કરતું તો તે ધ્યાનથી સાંભળતી, બીજા વિષયને માટે એને

કાન નહોતા. થોડું ઘણું એ બોલતી તો સામંત જોડે એને ખંભાત જવાનું કહેવામાં આવ્યું ત્યારે પણ એણે સવાલ કર્યો નહીં; ભીમદેવને કંથકોટ કેમ લઇ જવામાં આવે છે તેની પણ એને જિજ્ઞાસા ન થઈ. સત ઊતરી ગયું હોય એવી એ થઈ ગઇ.

· ૨ ·

અશ્રુવિહોણી, નિશ્વાસ માત્ર પર નિર્વાહ કરતી ચૌલાને ખંભાતના રાજગઢમાં ભીમદેવ મહારાજની રાણીને છાજે એવી રીતે રાખવામાં આવી. પણ એને કશામાં રસ નહોતો. કોઈ કોઈ વાર 'મારા નાથ,' 'મારા ભોળાનાથ,' કહી એ ઊંડો નિશ્વાસ મૂકતી.

એને ગગનરાશી મળવા આવ્યો ત્યારે એની આંખોમાં પલવાર તેજ આવ્યું. ગુરુદેવના છેલ્લા શબ્દો જે ગગનરાશિએ સામંત પાસે સાંભળ્યા હતા તેનો ઉલ્લેખ થયો ત્યારે તેની આંખમાંથી આંસુ ટપક્યું.

તે બોલતી નહીં, રડતી નહીં, માત્ર દૂર દરિયા પર નજર ઠેરવી બેસી રહેતી.

સામંત અને વિમલ એની રજા લેવા આવ્યા ત્યારે વગર રસે એણે રજા આપી. બે ચાર દહાડે ગગનરાશિ આવી વાત કરતો ત્યારે તે કૈંક દીવાસ્વપ્નમાંથી જાગી હોય એમ લાગતું.

એક દહાડો ગગનરાશિએ વાત કરી કે એણે ખંભાતમાં પાશુપત મઠની સ્થાપના કરી હતી અને સોમનાથનું મંદિર બંધાવવાની એની ઇચ્છા હતી ત્યારે એના મુખપર લોહી તરી આવ્યું. ગુસ્સે થયેલી તે ગગનરાશિની સામું જોઈ રહી.

'ગગનરાશિ, મારો ભોળોનાથ તો એક જ હોય, બે ન હોય.'

એની આંખમાં રહેલી ઉગ્રતા જોઈ ગગનરાશિ વિસ્મય પામ્યો, અને ત્યાર પછી એને એ સંબંધી કહેવાનું માંડી વાળ્યું.

બીજે એક દહાડે ગગનરાશિએ નર્તકીઓની વાત કરી.

'રાશિજી ! નૃત્ય કરતી વેળા કપડાં ને આભુષણ હું પહેરતી તેવાં અહીંયાં મળશે ?'

'હા,' ગગનરાશિએ અજાયબ થઈ કહ્યું.

બીજે દહાડે નખશીખ સુંદર વસ્ત્રાભુષણ આવ્યાં ને તેણે હર્ષથી તે લીધાં. આટલે દહાડે દાસદાસીઓ રાણીને પહેલીવાર હર્ષના આવેશમાં જોઇ ચૌલાની પાસે હાજર થયાં.

ત્યારપછી એણે થોડા દહાડા બોલવું બંધ કરી દીધું. આખો દહાડો એ દરિયા સામે જોઈ રહેતી, અને દીવામાં બત્તી પડે એટલે એ વસ્ત્રાભુષણ કાઢતી, ખંખેરતી, ને બહાર કાઢી મૂકતી. દરરોજ મધરાત સુધી એ કાને હાથ દઈ વાટ જોતી બેસતી, અને પછી ઉંડો નિસાસો નાંખી કપડાં ઊંચાં મૂકી દેતી.

આ ક્રમ રોજ, વગર ચુકે, ચાલતો અને પરિચારકો એના વિષે કૈં કૈં વાતો કરતા.

ગગનરાશિ અને દાસીઓ કૈં કૈં નવી વાત લાવતા અને ચૌલાને રીઝવવા તે કહેતા. હમ્મીરના સૈન્યમાં હવે ઉત્સાહ નહોતો રહ્યો. એના સૈનિકોને પોતાના ઘર તરફ વળવું હતું, હમ્મીરને પાછા પાટણ આવી રાજ્ય સ્થાપવું હતું. પણ એનું સૈન્ય બળવો કરે, જો તેમ કરે તો. અને હવે ગુંચવાયો છે, ને ભાગી જવા માગે છે.

નવી બીજી વાતો આવી. સામંતમાં ભગવાન સોમનાથે ખરેખરી શક્તિ મૂકી છે. એ આખા ભરતખંડમાં ઘૂમે છે. ઘોઘા બાપાની

જશ ગાથા ઘેર ઘેર ગવાતી થઈ છે, અને જ્યાં સામંત જાય છે ત્યાં તેની ઝનૂન બીજામાં ઝનૂન પ્રગટાવે છે. એને તો મહાદેવે અક્ષય શક્તિ આપી છે. એને દિવસ ને રાત નથી, ભૂખ ને થાક નથી; એતો હમ્મીર વિનાશવાની ઉત્કંઠાની જ્વલંત મૂર્તિ બની ફરે છે.

વળી નવી વાતો આવી કે જેથી દરેક ગુજરાતીનાં હૃદયમાં ઉત્સાહ ને આશા દીપક ચેત્યો. ઉજ્જયણી અને મારવાડના સૈન્યો આવી પહોંચ્યાં. સાંભરના ચાહાણનું સૈન્ય સામંત પોતે લઈ આવ્યો. બીજા રજપૂત રાજવીઓ ગુજરાતની પડખે ઊભા રહ્યા અને પાટણથી નળકાંઠા સુધી ગુજરાતની અને તેના મિત્ર રાજ્યોની ફોજો વિસ્તરી રહી.

પણ આમાંથી કોઈ પણ વાતમાં ચૌલાને રસ નહોતો. મોટી તેજ-હીણી આંખે તે વાત કરનારની સામે જોતી, ને તે જે કહે તે ધીરજથી સાંભળતી. વાત પૂરી થયે, નિશ્વાસ નાખી, સમુદ્ર તરફ જોવાનું તે શરૂ કરતી

બે મહિના થયા, અને એક દહાડો એનાથી ન ખવાયું. ખાતાં ઉલટી થઈ. પંદર દહાડા થયાં અને એને ભાન આવ્યું : એ સગર્ભા હતી. એ ભાન થતાં, તેણે ચીસ પાડી અને તે બેભાન થઇ ગઈ.

જ્યારે ભાનમાં આવી ત્યારે તેની આંખોમાંથી અશ્રુની રેલ ચાલતી હતી. પોતે પાર્વતી નહોતી, ભીમદેવ શંભુ નહોતો, શંભુને તે નહોતી પરણી, પણ તેના ભગવાનને છેહ દઈ, ચંચલ ઘેલછાને વશ થઈ, એક મનુષ્યને પરણી હતી. હવે તેના પુત્રની માતા થવાની હતી.

દિવસને રાત તે પોતે કરેલા આ અત્યાચાર માટે આંસુ સારી રહી.

જે રાતે એણે મોક્ષ મેળવ્યો એમ માન્યું હતું તે પલેપલ તેને ત્રાસ દેવા લાગી. એ ભ્રષ્ટ હતી. પોતે દેવની દયિતા રાજી ખુશીથી રોમેરોમ અધમ બની હતી. અત્યારે તે અધમમાં અધમ હતી: તેના શરીરમાં મનુષ્ય સંબંધનું કલંક ધારણ કરી રહી હતી.

એનો ખાટલો બે બારી પાસે નંખાવતી. દરિયા પર નજર ઠારી, આંસુ સારતી રોજ રાતે પોતાનાં નૃત્ય કરવાના કપડાં દાસી પાસે કઢાવતી, તેને તૈયાર કરાવતી, અને મધરાત વીતે તેને ઊંચા મુકાવી દેતી.

હવે તો દહાડે દહાડે પ્રોત્સાહક સમાચાર આવ્યા જતા, પણ તે તેને સાંભળવા પણ ગમતા નહિ.

હિંદુ સેનાસંઘ આગળ વધતો હતો. હમ્મીરની આ રસ્તે જવાની હિંમત નહોતી એટલે એ કચ્છ વાટે નિકળ્યો હતો. હમ્મીર આવ્યો, પ્રભાસ તોડયું, ભગવાનની પ્રતિમા ભાંગી પણ એનો કૈં સાર એના હાથમાં આવ્યો નહિ. સાહસની દીવાળી કરીને એના હાથમાં રાખ ને નાકમાં ગંધ રહી–બીજું કૈં નહિ.

હમ્મીર ભાગ્યો, પાટણની ફોજ એની પાછળ પડી હતી. રસ્તે મહારાજ પોતે ને રાવ' કમો લાખાણી એને ખૂબ સતાવતા હતા.

દીવાળી આવી પહોંચી, અને સૌથી સારામાં સારી ખબર આવી : મહારાજે હમ્મીરને કચ્છની પાર કર્યો હતો, અને તે હવે પાટણ આવી પહોંચવાના હતા.

ગામો ગામથી લોકો હર્ષનાદ કરતા ખંભાત આવી પહોંચ્યા. ખંભાતમાં ઘેર ઘેર દીવા થયા. રાજગઢમાં ડંકા નિશાન ગગડયા. 'ભીમદેવ મહારાજની જય'થી રાજગઢ ગાજ્યો.

ચૌલારાણીના દર્શન કરવા ગામલોકો આવ્યા. પણ ચૌલામાં જરાય ચેતન ન આવ્યું, દીને દીને એના શરીરમાં રહેલું કલંક વધતું હતું, અને જેમ તે વધતું તેમ એનો જીવ વધારે ને વધારે ઊંડી અધમતામાં ડુબ્યો જતો. અશ્રુની ધારા ચાલતી–સતત. આંખો નિસ્તેજ રોગિષ્ટ બની ગઈ. ગગનરાશિનું વૈદક નિરુપાય થઈ ગયું.

પછી ગગનરાશિ, મહારાજને બોલાવ્યે, પાટણ ગયા, અને જીવન સાથેની એની એક સાંકળ હતી તે પણ અદૃષ્ટ થઈ ગઈ.

ધીમે ધીમે એના માન વધી ગયાં. હવે તે વિજયી બાણાવલિની પત્ની હતી. એ રહેતી હતી તે રાજગઢ નવે રંગે રંગાયો. દાસદાસી એની દોડમદોડ થઈ રહી. ગીત ને વાદ્યથી તેને રીઝવવાના પ્રયત્ન થવા લાગ્યા. આ બધાથી તે નિર્લિપ્ત હતી. નહિ એનામાં ઉત્સાહ આવ્યો, ને નહિ એના આંસુ સુકાયાં.

એક દહાડો વિમલમંત્રી એની ખબર લેવા આવ્યા, મહારાજના મોકલાવેલા. મહારાજ પાટણ આવ્યા, ભરતખંડના રાજાઓએ એમની વીરતાને અર્ઘ્ય આપ્યો, રાજવીઓ એમના સામંત થયા. અનેક સૈન્યોએ મહારાજની કીર્તિ ગાઇ, પાટણનો ગઢ નવો થવા લાગ્યો અને મહારાજે સોમનાથ પાટણ ફરી બંધાવી ભગવાનની સ્થાપના કરવાનો હુકમ આપ્યો. એ કામ ઉપાડી લેવા ગગન સર્વજ્ઞ—કારણ કે હવે એમનું સર્વજ્ઞપદ સ્વીકારાયું—પ્રભાસ જવાના હતા.

આ છેલ્લી ખબર આંખો ફાડી ચૌલા સાંભળી રહી. અને સાંભળતાં જ એની આંખમાં ચેતન આવ્યું. તે કેમ કરી બેઠી થઈ.

'ભગવાનની પ્રતિષ્ઠાને કેટલીવાર લાગશે?'

'એક વર્ષ થશે.'

'ત્યારે મારે નથી મરવું—ત્યાં સુધી. મારા નાથ., મારા ભોળા-નાથ! મારે નથી મરવું! પ્રભુ! મારી લાજ તમારે હાથ છે.'

આટલો શારીરિક પ્રયત્ન પણ ભારે થઈ પડયો અને તે બેભાન જેવી પથારીમાં પાછી પડી.

• ૩ •

બીજે દિવસથી ચૌલાએ હોઠ પર હોઠ પીસી બેસવા ને ખાવા માંડયું. તેની આંખોમાં આવતાં તેજની ઝાંખી પણ થવા લાગી. હવે એને મરવું નહોતું, જીવવું હતું. એણે હવે જીવવાનો ભગિરથ પ્રયત્ન કરવા માંડયો હતો.

તેણે મહામહેનતે પાછું બારી પાસે બેસી સમુદ્રનું ધ્યાન કરવા માંડયું. પોતાનાં નૃત્ય કરવાનાં વસ્ત્રાભુષણો દાસી પાસે બહાર કઢાવવાનું એણે છોડી દીધું અને પહેલાંની માફક પોતે જ કાઢવા માંડયાં.

એને હવે છેલ્લા દહાડા જતા હતા. મહારાજ પોતે ચૌલારાણીને મળવા આવવાના છે એવી વાત આવી. ભીમદેવના નામથી આખો ભરતખંડ ગાજતો હતો. ગુજરાત ઘેલું થઈ ગયું હતું અને નર ને નાર એના સ્તોત્રો ગાતાં હતાં. એમણે હમ્મીરને હાંકી કાઢયો હતો. એમણે ગુજરાતને મહાન બનાવ્યું હતું. એ પાટણ ને પ્રભાસ બંન્ને ફરી બંધાવતા હતા. એમણે શાર્યમાં કાર્તિકેય જોડે સ્પર્ધા કરી હતી. એમની કીર્તિથી સુરજ ઝંખવાઈ ગયો હતો, દેવ ને ઋષિઓ અહોનીશ એમના ગુણ ગાતાં હતાં.

એ રાણી ઉદયમતિ સાથે ખંભાત આવતા હતા, ચાલારાણીને મળવા. ઘેરઘેર તોરણો બંધાયાં, શેરીએ શેરીએ જયનાદ થવા લાગ્યા, રાજગઢ નવે અવતારે આવ્યો, વિજયી યોધ્ધાઓની ધમાધમી ચોમેર થવા લાગી. બાણાવલિ ભીમ આવતો હતો–યવનવિજેતા ગુજરાતનો ધણી !

જે સવારે ભીમદેવ આવવાના હતા તેની આગલી રાતે તે ધણી અસ્વસ્થ રહી. તેણે સ્વપ્નામાં એનું પ્રભાસ જોયું–વૃદ્ધ ને ભવ્ય ગુરુદેવને આરતી ઉતારતા જોયા–ગંગાને નર્તકીઓ પર રાજ્ય ચલાવતી જોઈ, અને ગઈ પ્રબોધિની એકાદશીએ પોતાને નૃત્ય કરતાં જોઈ!

ફરીથી એના ભગવાન જોડે એણે સંબંધ બાંધ્યો, એ તેની પ્રેમ ઘેલી દાસી બની ગઈ. પરકોટમાં મંદિરના પથ્થરે પથ્થર પર બેસી તેણે પ્રેમવિહ્વલ ગીતો ગાયાં. તેણે તપશ્ચર્યા કરી. તેણે નન્દીને પોતાનો કર્યો. તેણે શંકર પોતાના કર્યા. ભગવાનને વળગીને આખી રાત આનંદની અવધિ અનુભવી રહી.

અને તે ઝબકીને જાગી. તેની રગોમાં પૂર્વે હતો એવો ઉત્સાહ વ્યાપ્યો. એના નાથના સ્મરણો તેના અંગેઅંગમાં તલસાટ પ્રેરી રહ્યાં. વિરહ ઘેલી બની તે ઉગતા પ્રભાતમાં ડમરુનો નાંદ સાંભળી રહી. તેની આંખોમાં તેજ આવ્યું. તે ઉઠી ને દાસીઓને બોલાવી વસ્ત્રાભુષણે પહેરવા બેઠી.

બપોર પછી સામંતચક્રચુડામણી મહારાજાધિરાજ પરમ ભટ્ટાર્ક શ્રી ભીમદેવ મહારાજ પાંચસો યોદ્ધાઓ સહિત નગરમાં આવ્યા. ગામલોક બધું ગાંડુ બની, વસ્ત્રાભૂષણે સજ્જ, અબીલ ગુલાલ ઉડાડતું બહાર પડયું. અને રાજગઢની અટારીએ રાણીને છાજે એવા સુવર્ણજડિત ખાટ પર ચૌલારાણી ચમર ઢાળતી દાસીઓ વચ્ચે સ્વામીને જોવા બેઠાં. જેમ તેમ સમજાવીને દાસીઓએ એને સુંદર વસ્ત્રો પહેરાવ્યાં હતાં. ફીકકી, સુકકી, નિર્બળ, તે રાજ્ય ગઢના ચોગાન પર આંખો ઠેરવાને પડી હતી, પણ તેની દૃષ્ટિ ત્રિપુરવિજય કરવા રણે ચઢેલા રુદ્રને દેખતી હતી. એમની આંખોનો યુદ્ધોત્સાહ, એમના ગંભીર અવાજમાં રહેલી ગર્જના, એમના શિરપર શોભતો ચંદ્ર એને શંખ ભેરીઓના નાદથી ગાજતા વ્યોમમાં દેખાયાં. રણે ચઢેલા એના નાથને જોવાને તેનું હૈયું અધીરૂં થઈ રહ્યું. એના સફેદ ગાલ પર લાલાશ આવી અને તેનો શ્વાસ જોરથી આવવા લાગ્યો.

પરમ ભટ્ટાર્ક શ્રી ભીમદેવ મહારાજની સ્વારી લોકોના જયનાદથી સત્કારાતી રાજગઢમાં આવી. ચમકતી પાઘમાં ઘોડેસ્વારોના ઝુંડ આવ્યા;

ઊંટો પર ડંકા ને નિશાન આવ્યા; અને આખરે એક પ્રચંડ હાથી પર રત્નજડિત સોનાની અંબાડી પર મહારાજ આવ્યા. તે પગવાળીને બેઠા હતા. તેમને શરીરે જરીના ઝગમગતા વાઘા હતા; ખાંધે યવનસંહારી ધનુષ્ય હતું. એમને કાને કુંડળ લટકતાં, કપાળે હતું કેસરી ત્રિપુંડ અને માથે શોભતો હતો મણિજડિત મુકુટ. મણિ ને સુવર્ણનો ઝગમગાટ મધ્યાનના સૂર્યકિરણોમાં સહસ્ત્રધા વધી લોકોની આંખો આંજતો હતો. આપણો ભીમ–આપણાં મહારાજ–આપણા બાણાવલિ–આપણા અન્નદાતા–આપણો દેવ, એવે એવે વિચારે જોનારની છાતી વંહેત વંહેત ફૂલતી.

ચૌલાએ તેજના અંબારમાં બેઠેલા ગુજરાતના ધણીને જોયા. ઇંદ્રનું હોય એવું એમનું સનાતન યુવા જોયું. એમની આંખમાં રહેલો વિજયનો ગર્વ, એમનાં મુખ પર રમતું રાજવીને છાજે એવું હાસ્ય, એમની ફક્કડ ઓળેલી, હર્ષે ફરફરતી દાઢી એણે જોયાં. અને એની દૃષ્ટિ. શુષ્ક ને તટસ્થ, પલકવારમાં પાછી ફરી. એની આંખો ત્રાસમાં ફાટી ગઈ, ને એના હોઠ અકથ્ય વેદનાથી કાંપવા માંડયા.

'બા, બા, મહારાજા કેવા શોભે છે?'

જવાબમાં ચાલારાણીએ ગાથું ઉશીકા પર ઉંધુ નાંખી દીધું, ધ્રુસ્કે ધ્રુસ્કાં તેના આખા શરીરને કંપાવી રહ્યા.

· ૫ ·

સ્વારી ઊતરી એટલે ભીમદેવ મહારાજ વસ્ત્રાભુષણ ઉતાર્યા વિના અધીરા પ્રણયીની ત્વરાથી પ્રિયતમાને મળવા અંતઃપુરમાં આવ્યા. નીચા વળી ઝુકતા દાસદાસીઓએ એમને વધાવી લીધા.

'ચૌલા, મારી ચૌલા' તેમણે સાદ કર્યો અને તે દોડતા ચૌલાના

ખાટલા આગળ ધર્યા.

સુક્કી, નિસ્તેજ ચૌલા, મોટી કાળી આંખો વડે પતિને ભયથી જોતી, ધીમે સ્વરે આવકાર આપી રહી, 'મહારાજ.'

'અરરરર! તું છેક આવી થઈ ગઈ છે, મને શું ખબર, ચૌલા? તું સારી થઈ જા. તારી તબિયત સારી નથી નહીં તો પાટણ બોલાવી લેત. પણ હમણાં તારાથી મુસાફરીનો શ્રમ નહીં વેઠાય, ચૌલા! છેલ્લું વર્ષ તો અદ્ભુત ગયું. યાદ છે, વહાલી, આપણે લગ્ન કર્યાં તે દુઃખના દિવસો? ને ક્યાં આજનો દહાડો! મેં હમ્મીરને પણ એવો હંફાવ્યો. ને ખબર છે ચૌલા? સપાદલક્ષ, મારવાડ ને સ્થાનકે મને ખંડણી મોકલી આપી છે. પાટણ હવે એવું સુંદર બનશે. ને મેં તારે સારૂં એક એવો સુંદર મહેલ ચણાવ્યો છે. તું આવે ત્યારે જો જેની.! ચૌલા! તારે માટે મેં દેશદેશથી આભુષણો મંગાવ્યા છે.'

ભીમદેવ મહારાજની ઉત્સાહભરી વાગ્ધારા વહીજ ગઇ, અને મોટી ફીકકી આંખો ભીમદેવ પર ઠારી ચૌલા જાણે આ ધારા ઓગળેલા હિમની હોય એમ ગાત્રે ગાત્રે કળી ગઈ.

'ચાલા, પંદર દહાડામાં તને છૂટાછેડા થશે. પુત્ર આવે તો બહુ સારું. મારા ભાગ્યમાં એટલી જ ખામી છે. પછી તું આવજે, હું તેડવા આવીશ. નહિ તો વિમલને મોકલીશ. એને તારે માટે ઘણું હેત છે, હું તો વખત છે ને માલવાના ભોજપર સ્વારીએ કરું. એ બહુ ગડબડ કર્યા કરે છે. એને પણ એવો સ્વાદ ચખાડવો છે.'

અને ભોળા પ્રેમઘેલા ભીમદેવને ભાન પણ ન રહ્યું કે આ જાતના શબ્દો એની પ્રિયતમાના અંતર પર ઘા પર ઘા કરી રહ્યા છે.

પછી ઉમળકો આવવાથી મહારાજ પાસે આવ્યા, ચૌલાનું મુખ બે હાથમાં લીધું ને તેમણે ચુંબન કર્યું.

આખું જગત ચૌલાને ડોલતું લાગ્યું. તે મુખ ને પરસેવાની વાસ, તે ઓળેલી સુવાસિત દાઢીનો સુંવાળો સ્પર્શ, તે મોટી આંખોની વિલાસભુખ કોઈ પારકાનાં, અપરિચિત, અકારાં લાગ્યાં. તે આંખો મીચી, થરથર કાંપતી, આ લાડ સહન કરી રહી....

'અરે ભોળાનાથ, મને આમ રઝળતી નાખી ક્યાં ગયા? શે વિસર્યા, મારા નાથ,' તેણે માનસિક આક્રંદ કર્યું.

'ને ચૌલા,' ભીમદેવ મહારાજ કહેતા હતા, 'પેલો સામંત ચૌહાણ હમણાં આવશે, અજબ છોકરો છે. મારી સાથે ઠાઠથી આવવાને બદલે સાંજનાં ચોરની માફક આવશે. પણ ચૌલા! એક વાત કહું: કોઈને કહેતી નહીં: જો હમ્મીર ભાગ્યો હોય તો મારે લીધે નહીં, એ ચૌહાણને લીધે. રાતને દિવસ એ દેશદેશ રખડયો છે, રાજાએ રાજાઓને સમજાવ્યા છે. દામોદર મહેતા તો એનાજ વખાણ કરે છે. એ ન હોત તો ક્યારના આપણે પાટણમાં કપાઈ મર્યા હોત.'

'અને ચૌલા! આપણે બંને જીવતાં રહ્યાં તે પણ એને જ લીધે. એ ન હોત તો પ્રભાસમાંથી કોણ આપણને લઈ આવત? પણ એ છેક મૂર્ખ છે. મેં એને સોરઠનો દંડનાયક નીમવાનું કહ્યું. અરે, આખરે મેં એને નાનું સરખું રાજ્ય પણ આપવાને કહ્યું. પણ એકનો બે થતો જ નથી. કહે છે કે 'હવે મારુ કર્તવ્ય પુરું થયું. હું જાઉં છું ઘોઘાગઢ.' ને ત્યાં તો કાગડાએ નથી ઉડતા. તારી પાસે મોકલી આપીશ. તું સમજાવજે. આપણે ત્યાં રહેશે તો આપણા ગુજરાતની કીર્તિ ઉજ્જવલ કરશે.

'મહારાજ,' આખરે જે પ્રશ્ન એ ક્યારની પૂછવા માંગતી હતી તે પુછવાની ચૌલાએ હિંમત કરી, 'પ્રભાસ ક્યારે બંધાઈ રહેશે?'

'આઠેક મહિના લાગશે,'

'તો હું પરવારું એટલે ત્યાં જાઉં ?'

'અરે એમ તે હોય? તારે તો પાટણ આવવું છેને ? ત્યાં આપણે મજા કરીશું.'

'મારો જીવ પ્રભાસમાં છે. મારા ભોળાનાથની મારે પૂજા કરવી છે.'

'અરે એવું શોભિતું મંદિર હું બંધાવું છું. પછી નવા બાણની સ્થાપના કરીશું ત્યારે જઈશું.'

'નવું બાણ ! મારા ભગવાનનું શું થયું ?'

'એતો બાણ હમ્મીરે તોડી નાખ્યું, અને તેના કકડા ગરજન લઈ ગયો.'

ચૌલાની આંખો સ્થિર થઇ ગઇ. બેબાકળી તે ગાંડા જેવી ચારે તરફ જોવા લાગી. એની ચક્કર ચક્કર ફરતી આંખો જોઇ મહારાજ ગભરાયા. દાસીઓને બોલાવી. દાસીઓ આવી ત્યારે ચૌલા બેભાન થઇ પડી હતી.

બીજે દહાડે સામંત મળવા આવ્યો : સુક્કો, કાળો ને સખ્ત; બબ્બે ઘાએ અનાકર્ષક : સતત સેવેલી ઝનૂનથી ભયંકર. ખંડમાં આવતાં તે પલવાર ઉભો રહ્યો, અને ક્ષીણ બનેલી ચૌલાને જોઇ રહ્યો.

'દેવી, મારા પ્રણામ,' કહી સામંત દૂરથી પગે લાગ્યો.

'ચૌહાણ, તમે પણ !' આક્રંદ કરીને ચૌલાએ કહ્યું અને તેનાથી રડી દેવાયું.

'શું છે ? શું છે ?'

'કે' નહીં ?' અકળાએલી ચાલા બોલી.

'ચૌહાણ, તમે પણ ચૌલાને ભુલી ગયા ?' સામંતના મુખપર મૃદુતા આવી. તે પાસે આવ્યો ને હાથ જોડી બોલ્યો, 'હું કેમ ભુલું ? પણ જગત બધું ફેરવાઈ ગયું છે. શું કરું ?'

'ખરી વાત છે, સામંત ! પ્રભાસ ગયું–ગંગા ગઈ–ગુરુદેવ ગયા–ભગવાનના કકડા થયા અને હું ભગવાનની દાસી શામાટે જીવતી રહી ?' ચૌલાની છાતી ધ્રુસકાંથી ઉભરાઈ ગઈ.

સામંતના હૃદયના તાર ઝણઝણ્યા. તેનું હૃદય પણ સંવાદી વેદનાથી ગુંજી રહ્યું. તે ચૌલાની વ્યથા સમજ્યો.

'ચૌલા,' તેણે ધીમેથી કહ્યું. 'સમજું છું. બધું સમજું છું. મારૂં એ બધું ગયું–ઘોઘાગઢ, ઘોઘા બાપાનું કુલ, ગુરુદેવ, બધું.'

સમદુઃખીયા એક બીજાને સમજે છે તે ઊંડી સમજથી બંને એકમેક જોઈ રહ્યા.

'સામંત,' ચૌલાએ આક્રંદ ભર્યે અવાજે કહ્યું. 'તમે પણ જતા રહો છો.'

'શુ કરું ? હું તો ઘોઘાબાપા ને ગુરુદેવના સમય છું. આ નવા યુગમાં હું પરાયો, અજાણ્યો, અણસમજાએલો છું.'

'ચૌહાણ, હું–હું પણ આ લોકની નથી. એક વખત–એ પૂર્વ જન્મમાં, તમે મારે હાથે વિજય તિલક કરાવ્યું હતું. તેને બદલે એક યાચના કરૂં–આપશો ?'

'બોલ, બહેન, બોલ !'

'મારો ભોળોનાથ પાછો પ્રભાસમાં આવે ત્યાંસુધી અહીયાં રહેશો ?— જો હું જીવતી હોઉં તો ?' સામંતને વિજય તિલક યાદ

ાવ્યું. તે રાતે કરેલી મીઠી ગોષ્ઠિ યાદ આવી. તે રાતે એણે ભાઇ
ી કન્યાદાન દીધું હતું તે યાદ આવ્યું.

'ઠીક, ચૌલા, કબૂલ. પછી કૈં.'

'સામંત, સો વર્ષના થજો, મારા વીર.'

ચૌલાના મુખ પર મંદ હાસ્ય રમી રહ્યું; જે સામંતે મહિનાઓ
ી સુખ, હર્ષ કે શાતા જોઇ નહોતી તે પણ જવાબમાં હસ્યો;
ને બે એકલવાયાને જગતનો ભાર હલકો લાગ્યો.

· ૫ ·

મહિનો રહીને પરમભટ્ટાર્ક શ્રી ભીમદેવ મહારાજની ચૌલાદેવીને
: પાટવી કુંવર અવતર્યા. ખંભાતે, પાટણે, ગુજરાતે આનંદ
કોત્સવ ઉજવ્યો. મહારાજના સુખનો પાર રહ્યો નહિ. તે ખંભાત
ાવ્યા, પુત્રરત્નને રમાડયો ને દાસદાસીઓને શિરપાવ આપ્યા ચૌલા
મની પ્રિય રાણી હતી. એને પહેલો પુત્ર થયો હતો. એના સુખ
ને વિજય ઉપર કળશ ઢળ્યો હતો.

જ્યારે પ્રસવકાલની વેદનામાંથી ચૌલા મુક્ત થઈ, અને તેને ભાન
ાવ્યું ત્યારે પણ તેને પુત્ર સામે જોવાનું મન થયું નહિ. અને
ારે તેણે પુત્રને જોયો, જ્યારે તેની વિશાળ છાતી, સિંહસમ કટી ને
ટી આંખો જોઈ ત્યારે તે થર થર કાંપી. તેજ છાતી, તેજ કટી, તેજ
ંખો–પણ વધારે મોટી, વધારે પાકટ, વધારે જબરી-તેને યાદ આવ્યાં,
ણે હૃદયભેદક સ્વપ્નામાં કોઈ બીહામણા રાક્ષસના જોયાં હોય તેમ.
તેને ચક્કર આવ્યાં.

દેવના દેવ મહાદેવજીની વચનદત્તા આ બાલકને પાર્થિવ અધમતાની
ખલારૂપ માનતી. જ્યારે તેને જોતી ત્યારે તેના દુઃખનો પાર
ંતો નહીં.

બે મહિને વિમલમંત્રી એને પાટણ લઈ જવા આવ્યા. ના કહેવાય તેમ હતું નહિ એટલે તે તૈયાર થઇ, અને મેનામાં પડ્યા પડ્યા ધીમે ધીમે એણે પાટણનો રસ્તો કાપ્યો.

આખરે તે ગુજરાતના પાટનગરમાં પહોંચી ને રાજગઢના અંતઃપુરમાં રહી. રાણી ઉદયમતી આવી ને મળી ગયાં, તીણા નાકવાળાં, સ્વરૂપવાન ઉંચા રજપૂતાણી–ભીમદેવને અનુરૂપ અર્ધાંગના. દાસદાસીઓની દોડાદોડ થઈ રહી. ચૌલારાણીને સગવડ કરી આપવા રાજગઢ ઉપર તળે થઇ ગયો.

ચૌલાની તબિયત જરા સુધરી હતી, પણ આ ભભકાભર્યા મહાલયમાં એને ખંભાતમાં હતું તેટલું પણ ચેન ન પડયું. ખંભાતમાં સામે સમુદ્ર હતો, તેને પેલે તીરે ભગવાન બીરાજતા હતા. ત્યાં રાજગઢમાં થોડા માણસો હતા. શોક નહોતી, દાસીઓના ઝુંડ નહોતા.

આવીને પહેલે જ દિવસે એને લાગ્યું–કોણ જાણે કેવી રીતે તે સમજાયું નહિ કે–આ બધાં બહારના માન છતાં તેને પારકી ને અધમ લેખતા હતા !

ખરી વાત છે–દાંત ભીડી તેણે વિચાર્યું–હું નથી રાજકન્યા, નથી રજપૂતાણી– હું તો મારા દેવની નર્તકી ! મને અહીયાં શો અધિકાર !

અને રડતા તેના હૃદયમાં અસહ્ય આઘાતો થયા.

ભીમદેવ મહારાજે આજે ઘણા ઉત્સાહથી પોતાનું કામ પરવાર્યું. એમની રગોમાં નવા સંગીતના આલાપો ગુંજતા હતા. એમની કલ્પના પેલી ભયંકર ને રમણીય રાતના ચિત્રો ખડાં કરી રહી. તે અગાશી, તે ચંદ્રિકા, તે સેજ–સાંકડી, નાની ને સગવડ વિનાની; સામંતની વાતચીત, લગ્નવિધિ; અને એ બધાના ઉપર રાજ્ય કરતી ચંદ્રકિરણોની

ાની હોય એવી ચૌલા, ઉછળતી, કલ્લોલતી, રસથી છલ્લોછલ્લ ! આવા ાાવા વિચાર કરતા મહારાજ અંતઃપુરમાં આવ્યા.

ચૌલા, બેઠી બેઠી, પોતાનાં નૃત્યનાં કપડાંમાં મોતી ગુંથતી હતી. ાત્યારે પણ ખંડના અંધારામાં કાળા વાદળમાં લપેટેલો ાંદ્રિકા રસ્યો નિર્મળ આકાશનો ભાગ હોય એવી લાગતી.

'ચૌલા ! શું કરે છે ?'

ચૌલાએ ઉચું જોયું ને મહારાજ પર થાકેલી. નિસ્તેજ દૃષ્ટિ ઠારી.

'મારાં કપડાંમાં મોતી ભરું છું.'

'કપડાં ! દાસીઓ કયાં ગઈ ? ને આ કપડાં ?'

'આ તો મારાં નૃત્યના કપડાં. દાસીઓ અડે તો એને અભ- ાવી મારે.'

'અંહ,' હસીને મહારાજે કહ્યું 'મેં સાંભળ્યું છે કે તું રોજ ાતે નવાં કપડાં બનાવે છે તે જ આ કે ?'

ચૌલાએ ડોકીવતે હા કહી.

'પણ આશું ગાંડું લાગ્યું છે ? તું તો હવે પાટણની દેવી. તને ાા નર્તકીઓના વેશની ન પડી હોય.'

ચૌલા ઉભી થઇ ગઇ. રતાશથી જ્વલંત એના ગાલ એના ાકઠા સુંદર મુખને અનુપમ બનાવી રહ્યા.

'મહારાજ, હું તો નર્તકી હતી ને રહેવાની—મારા દેવની.'

એના અવાજમાં કંપ હતો.

ભીમદેવ મહારાજને આવી રળીઆમણી રાત ખોટી તકરારમાં ાળવી નહોતી. તે તરત શરણે ગયા. 'ચૌલા, મારી ભુલ થઇ ગઇ. દેવની

નર્તકીએ તો મારું સિંહાસન ઉજળું કર્યું છે. આવ,'–આમ કહી તેમણે હાથ લંબાવી તેને હાથમાં લેવા માંડી.

ચૌલાએ પ્રેમવશ મહારાજને આવતા જોયા અને થોડીવાર તો ગુસ્સાભરી આંખોએ તે જોઈ રહી. એટલામાં મહારાજનો હાથ એને અડક્યો. જેમ કોઇ નાગ ડંખવા આવ્યો હોય તેમ ચૌલા પાસે આવતા હાથો તરફ ફાટી આંખે ને ફીક્કે મુખે જોઈ રહી. એનાં રુંવાં ઉભાં થઇ ગયાં. એનું આખું ભયત્રસ્ત શરીર સંકોચાઇ ગયું. તે પાછી હટી. આવતી ફણાઓ વારવા તેણે બને હાથો આગળ ધર્યા, અને તેના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઇ.

'ચૌલા, ચૌલા, શું કરે છે ?'

'ના.. ના...ના' તેણે જેમ તેમ કરી પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

'શું થયું છે ? કેમ ?' આ અસ્વાભાવિક વર્તન ન સમજાવાથી ભીમદેવે ચિન્તાતુર અવાજે પૂછ્યું.

ચૌલાના હાથો આક્રંદમય પ્રાર્થનામાં ભેગા મળ્યાં અશ્રુપૂર્ણ ગુંગળાતે અવાજે તેણે કહ્યું 'મહારાજ ! નહીં, નહીં, આજે નહી'

'કેમ, આજે શું છે ?'

'ભગવાન સોમનાથ...' અને ધ્રુસકાં પર ધ્રુસકાં આવવાથી એ વધુ બોલી શકી નહીં.... 'ભ-ભગવાન...'

'શું કૈં વ્રત લીધું છે ?'

'હા,' એ રસ્તો દેખાતાં ચૌલાએ એને લઇ લીધો. 'હજી ભગવાનની પ્રતિષ્ઠા થઇ નથી.'

'અંહ,' ભીમદેવે હસીને કહ્યું, 'હવે સમજાયું. પણ એવું તે વ્રત લઇએ ? જરા મારો તો વિચાર કરવો હતો ? મને તો પૂછવું હતું ?' મહારાજ શાંત થઇ પાછા હઠયા.

ચૌલાને જરા શાંતી વળી. 'મહારાજ ! ભગવાનની છાયા નીચે આપણે મળ્યાં અને ભગવાનના કકડા થઇ ગયા,' ને બોલતાં બોલતાં તે છાતીફાટ રડવા લાગી.

'ચૌલા, જરા ચિંતા નહીં કરતી. હું એવું સરસ મંદિર બંધાવું છું—અને ભગવાનની પ્રતિષ્ઠા પણ એવા ભભકાથી કરાવું છું. તું જોજે તો ખરી. આખો ભરતખંડ જોવા બોલાવીશ.'

'ક્યારે થશે ?'

'બધું બંધાઇ રહે ત્યારે ને ?'

ડૂબતી ચૌલાના હાથમાં આશાની નાવ આવી. 'મહારાજ, મને ત્યાં મોકલો. હું બંધાવીશ.'

'તું ?'

'હા. હું ભગવાનની નર્તકી છું,' ચૌલાએ જરાક ઉત્સાહથી કહ્યું.

'ગાંડી ! તું તો ગુર્જરભૂમિની મહાદેવી છે. તારે ને હવે નૃત્યને શો સંબંધ !' મહારાજે હસીને કહ્યું.

એમણે તો માત્ર એક સામાન્ય ડહાપણનું સૂત્ર ઉચ્ચાર્યું પણ જાણે જગત દેખતાં કોઇએ તમાચો માર્યો હોય તેમ ચૌલા માનભંગ, હતાશ, કચરાએલી ઉભી.

'મને પ્રભાસ મોકલો !' આંસુભરી આંખો વડે તેણે આજીજી કરી.

'ચૌલા, તું જશે તો મને અહીંયાં કેમ ગમશે ?'

'પણ મારું વ્રત...'આવેલી આશા જતી રહેતી હોય એવે ડરે તેણે ફરી હાથ જોડયા.

ભીમદેવનું પ્રચંડ પુરૂષત્વ ચૌલાના આકર્ષણને વશ હતું ખરૂં પણ સાથે એને આ કુસુમસુકુમાર નવવધૂ તરફ નિઃસીમ પ્રેમ હતો. એ પ્રેમ ચૌલા તરફ ઉદાર થવા તેને પ્રેરી રહ્યો. મહારાજ હસ્યા.

'ગાંડી, તું માગે ને હું ના કહી કેમ શકું? જા, તારું વ્રત પુરું કર. તે રાતે જીત મેળવી આપણે ભેગા મળ્યાં હતાં તેમ જ્યારે ભગવાનની પ્રતિષ્ઠા ભરતખંડના રાજવીઓના દેખતાં હું કરાવીશ ત્યારે પાછા આપણે ભેગા મળીશું.' અને તેમણે આશા ભર્યા પ્રણયીની ઊર્મિ વ્યક્ત કરી, 'ત્યારે ઘણા દિવસનો ખંગ એક રાતમાં વાળીશું.'

'મહારાજ,' ચાલા પગે પડી. 'આપતો કૃપાનિધિ છો. આ ઉપકારનો બદલો કેમ વાળી શકીશ? હું તો માત્ર એક કિંકરી છું'

તેણે ઉભરાતાં આંસુઓ જેમ તેમ ખાળ્યાં.

· ૬ ·

પરમ ભટ્ટાર્ક શ્રી ભીમદેવ મહારાજની પ્રિય પત્ની ભગવાન સોમનાથનું મંદિર બંધાવવા પ્રભાસ ગયાં. સાથે દાસીઓ અને થોડુંક સૈન્ય પણ ગયું. થોડેક સુધી ભીમદેવ મહારાજ મંત્રીઓ સહિત વળાવવા ગયા. પ્રભાસ સુધી દામોદર મહેતા પોતે સાથે ગયા, કારણકે સોમનાથના ભક્ત એ ભાવિક બ્રાહ્મણને પણ ભગવાનની પ્રતિષ્ઠા કરવાની ઉતાવળ હતી. કુંવર ક્ષેમરાજને રખે કૈં થાય તેથી રાજવૈદ્ય પણ સાથે ગયા.

પ્રભાસ તરફ પગલાં માંડતાં ચૌલાને કૈંક ઉત્સાહ જેવું આવ્યું, પણ તે ઝાઝો ટકયો નહીં. ત્યાં પહોંચતાં એણે ઊંચો,

મોટો, નવો કોટ ચણાતો જોયો; નવા રસ્તાઓ ને વાવ કુવા થતાં જોયાં; થોડી વસ્તીવાળાં ચૌટાઓ જોયાં; નવા ઘાટનાં, નવા પ્રકારના અડધાં બંધાતા શિખરોવાળાં મંદિરો જોયાં; રાજમહાલય જેવો ગગનરાશિનો મઠ જોયો; પાટણના રાજમહેલની આછી અનુકૃતિ હોય એવો મહારાજનો પ્રાસાદ જોયો. જ્યાં નર્તકીઓનો આવાસ હતો ત્યાં બ્રાહ્મણો માટે નવો વગો બંધાતો હતો અને ભગવાનનું મંદિર શિખર ઘણું મોટું પણ જુદીજ આકૃતિનું, એ બેસતી તેવી અટારીયો વિનાનું, અર્ધ બંધાએલું, પડ્યું હતું.

આ તો નવી ને સુંદર સૃષ્ટિ હતી, અપરિચિત કોઇ વિશ્વકર્માએ ઘડવા માંડેલી: એના ભગવાનનું એ ધામ નહોતું! એ પ્રાસાદમાં આવી; ભીમદેવ મહારાજે તેને માટે ખાસ કરાવેલા અંતઃપુરમાં ગઇ; અને અપરિચિતતાના વાતાવરણથી ગુંગળાતી અશ્રુ સારી રહી.

ગ્લાનિ, હિમ પડે ને જમીન આચ્છાદે તેમ, એના હૃદયને આચ્છાદી રહી; અને તેનો એકરંગી વિસ્તાર એના દરેક ભાવો, ઊર્મિઓ ને કૃત્યોને તેનુંજ સ્વરૂપ દઇ રહ્યો.

ગયા જન્મમાં રહેલી અપૂર્ણ વાસનાઓથી પ્રેરાઇ કોઇ પ્રેતલોકવાસી આ લોકમાં ભટકે તેમ તે, મહાદેવીની મર્યાદામાંથી જેટલું છટકાય એટલું છટકી, અધુરા પથ્થરો, ઈંટ ને છો, કારીગરો ને લાકડાં વહેરતા મજૂરો વચ્ચે ફરતી; અને અપરિચિત ને પરાઇ એવી બંધાતી ઇમારતોમાં પોતાના હૃદયમાં કોરાએલી નષ્ટ પણ અવિસ્મરણીય સૃષ્ટિ ઉભી કરતી.

અહીંયાં તે નાનપણમાં રમી હતી; અહીંયાં ગંગાએ એને બરોબર તાલ ન રાખવા માટે ચુંટી ખણી હતી. અહીંયાં બેસી તેણે આલાપ લીધા હતા; અહીંયાં તેને ગુરુદેવે ઠપકો દીધો હતો. અને ત્યાં તે કુંડલા જોડે લઢી હતી. પેલી તરફ—હવે ત્યાં દીપમાળ બંધાતી હતી—એ ભીમદેવથી છુટી પડી હતી, ત્રિપુરસુંદરીનું નાનું મંદિર જ્યાં

બંધ ભીંતો વચ્ચે ઊભું હતું–જ્યાં તેને શિવરાશિ લઈ આવ્યો હતો ત્યાં મહામાયાનું મોટું મંદિર ખુલ્લા ચોક વચ્ચે ઊભું થતું હતું. અને પરકોટમાં–જ્યાં ગગનસર્વજ્ઞનો મઠ ઊભો થતો હતો ત્યાં–પેલી ઓસરી હતી, જેની અગાશી પર ભગવાન પિનાકપાણીને વરવા માટે તે પાટણના ધણીને વશ થઇ હતી...

અને જ્યારે તે ભગવાનના નવા બનતા ગર્ભગૃહ આગળ આવી ત્યારે તેની આંખે અંધારાં આવ્યાં. ઈંટ, ને પથ્થર અદૃશ્ય થઇ ગયાં: મણિમઢયો સભામંડપ હતો તેવો થઇ ગયો : અને ગંગાને અને ગુરુદેવને તેની ચિતા તૈયાર કરતાં જોયાં...

...તેથી એ કારમું દર્શન જ્યારે એને ભાન આવ્યું ત્યારે એ થયું. જ્યાં એના પ્રિયતમ દેવના દેવ મહાદેવ વીરાજતા ત્યાં અત્યારે ખાલી ખંડ બંધાતો હતો : સૃષ્ટિસમે જે એના નાથે બ્રહ્માને વિષ્ણુનો કલહ શમાવ્યો હતો તે ત્યાં ન હતા...

....અને પ્રલયકાળે વિનાશ પામતી સૃષ્ટિની ભયંકર નિર્જનતામાં અવશેષ રહેલી છેલ્લું માનવી પોતે હોય તેમ નિરાશામય દૃષ્ટિ ચારે તરફ નાખતી તે આક્રંદથી હૈયું ફાડી રહી......

• ૭ •

સૂર્ય ઉગે છે ને આથમે છે; પથ્થરનાં મંદિરોને મકાનો ધીમે ધીમે ઉંચાં બંધાતાં જાય છે; હાટો ને ચોકોમાં માણસોની વસતી થાય છે.

પણ જાણે પ્રેતલોકમાં વસતી હોય તેમ ચૌલા દહાડે દહાડે અંતરમાં ને અંતરમાં ઉંડી જ ઉતરતી જાય છે. આ બધામાં કશું જ એનું કે એના જગતનું નથી. આ માણસો એને એનાં નથી લાગતાં, એની ઇમારતો એની નથી લાગતી. આ એનું પ્રભાસ, આ

એના દેવનું ધામ, નથી. ગગનરાશી—ગગનસર્વજ્ઞ પણ એનો નથી. એતો જાડો, ધૃષ્ટ, રેશમી કપડામાં વરણાગીયો સાધુ છે.

એનું જગત માત્ર એના હૈયામાં છે. ત્યાં પૂર્વકાલના મંદિરના ઘંટનાદ થતા; ત્યાં ગંગસર્વજ્ઞ હજી ગૌરવમાં આરતી કરતા; ત્યાં ગંગા હજી નર્તકીઓને ગીત ને નૃત્ય શીખવતી. ત્યાં હજી એ નાચતી, કૂદતી ને ગાતી; હસતી હસતી એના ભોળાનાથને રીઝવતી; ને પ્રણય-ઘેલી અભિસારિકા સમી બિલિપત્રે એના પ્રભુની પૂજા કરતી.

આ એની ખરી દુનિયા, જ્યાં એ જાગતી ને જગત સુતું. જ્યાં જગત જાગતું ત્યાં એ યંત્રવત્ ખાતીપીતી ને નછુટકાની વાત કરતી, અને દિવસ ને રાત એનાં કપડાં ભર્યાં કરતી. હીરા, મોતી ને માણેકની તેના પર અદ્ભુત કારીગરી કર્યાં સિવાય એને જીવનમાં રસ નહોતો.

દાસ ને દાસીઓએ આ મહાદેવીની ઘેલછામાં રસ રાખવો છોડી દીધો. એ ગાંડી હતી કે નહીં તેનો એ નિશ્ચય ન કરી શક્યાં. પણ બધાં એને જોઈ ડરતાં. એ જ્યાં જતી ત્યાંથી મૃત્યલોકની ઉષ્મા ચાલી જતી. એ જે જગ્યા છોડીને જતી ત્યાં થોડીવાર સુધી બધાને કમકમાં આવતાં.

જ્યારે સાંજ પડતી, અને ભગવાનની આરતી થતી હતી તે સમય આવતો ત્યારે ચૌલા ઝબકીને જાણે જાગતી, અને તેને જગતનું ભાન થતું. તે અનહદ કોડથી પોતે તૈયાર કરતી હતી તે વસ્ત્ર પોતાના ખાટલા પર પથારતી, ને ક્યાં સુધી તેને જોયા કરતી.

આ વસ્ત્ર પહેરી પ્રિયતમને કોઈવાર રીઝવવાની, તેની ક્ષમા યાચવાની આશાઓ તેના હૈયામાં ઉભરાતી.

તેને પેલી પ્રબોધિની એકાદશી યાદ આવતી, જ્યારે એણે નૃત્ય વડે ભોળા શંભુને વશ કર્યા હતા.

કોઈ દહાડો ફરી—ફરીથી—ગંગસર્વજ્ઞનાં દેખતાં એ ભગવાનને ફરીથી સર્વસ્વ સમર્પણ કરશે.

થોડીવાર તે જોઈ રહેતી, જો દૂર શંખ ફુંકાતો કે કોઈ બળદનો ઘુઘરો સંભળાતો તો તેનું હૈયું કૂદી ઊઠતું. તે પાછી કોડીલી બાલિકા થઈ જતી. તે ચારે તરફ જોતી, થોભતી, જો કૈં ન સંભળાતું તો ક્યાં સુધી વાટ જોતી, અને આખરે રડી પડતી.

'નહિ આવે, નાથ ફરી નહિ આવે !' એમ કાલાઘેલા શબ્દો બોલી તે પડતી, વાળ ખેંચતી, ધ્રુસકાં ખાતી. નિરાશાના શીત તેને અંગે અંગે વ્યાપી જતાં. તે ભ્રષ્ટ હતી, તેણે તેના પ્રિયતમને છોડી મનુષ્ય જોડે વ્યભિચાર કર્યો હતો. એના નાથ હવે ગુસ્સે થયા હતા, કદી નહિ આવે ! એને કદી ક્ષમા નહિ કરે !

એની અધોગતિ પૂર્ણ હતી. તેનાં તીવ્રભાનમાં તે તડફડતી અને ઘણીવાર બેભાન પણ થઇ જતી.

રોજનું આ એનું જાગ્રત જીવન. તેમાં પણ કોઇ વાર કુંવર ક્ષેમરાજને લેતી ત્યારે તેમાં વિષનું બિંદુ પડતું. દિવસે દિવસે તે ભીમદેવ મહારાજને માટે થતો જતો હતો, અને એ એનો પાર્થિવ પાશ એનું ગળું ફાંસતો હતો.

આમ રોજ સાંજ પડતી ને સવાર થતી. અને ચૌલા પોતાની પ્રણય ઘેલછામાં ભાનહીણી એક જ પળની વાટ જોઇને જીવતી કે જ્યારે તેના નાથ ફરી આવશે. તેને ક્ષમા કરીને પોતાને ઉછંગે પાછા લેશે.

આમ દિવસ ગણતા મહિનાઓ ગયા. શિયાળો ગયો, ઉનાળો આવ્યો. ઉનાળો ગયો ને વરસાદ આવ્યો.

નન્દીના ઘંટનાદની વાટ જોતાં તેની ધીરજ ખુટી. સેજ સમારી ને લૂગડાં પાથરી પાથરી નિશા વેરણ બનવા માંડી. પણ ન આવ્યા ભોળાનાથ ને ન આવી એ પલ. એના મનના કોડ મનમાં જ રહ્યા.

• ૮ •

આસો માસ આવ્યો. શરદની ઉલ્લાસપૂર્ણિમાએ ભગવાનની પ્રતિષ્ઠા કરવાનો વખત આવ્યો.

પરમભટ્ટાર્ક શ્રી ભીમદેવ મહારાજનાં નિમંત્રણો ફરી વળ્યાં ને દેશ દેશના રાજવીઓ પ્રભાસમાં આવ્યા. એની શેરીઓમાં પૂર્વે હતું તેનાથી વધારે ચેતન પ્રસર્યું. બજારે બેઠા બજારી ને ઘેરે ઘેરે વેદોચ્ચાર સંભળાયા. ચોકે ચોકે સમસ્ત ભરતખંડથી આવેલા યાત્રાળુઓએ ધામા નાખ્યા ને લકુલેશ મતના આધિષ્ઠાતા ગગનસર્વજ્ઞે મહારુદ્ર આરંભ્યો.

પ્રભાસગઢ પર ડંકા ગગડયા ને નિશાન ફરકયાં અને ધામ, મ્લેચ્છવિમર્દન બાણાવલિ ભીમને પ્રતાપે, હતું તેનાથીય ભવ્ય, ભગવદ્‌ભકિતનો વિજય દુંદુભી વગાડી રહ્યું.

પોતાના મહાલયની અટારી પર ઉભી રહી, સમુદ્ર પર નજર ટેકવી, ચૌલા સ્વપ્નાં જોઇ રહી, ને ચારે તરફ થતી 'જય સોમનાથ'ની વિજય ઘોષણા તેના સ્વપ્નાને નવો વેગ ને અનેરી જીવંતતા આપી રહ્યા.

ભીમદેવ મહારાજ પધાર્યા, સામંતચક્રથી સંવૃત, વિજયનશામાં ચકચૂર બનેલી સેનાને લઇને. ગામ આખું ગાંડું થયું. ગગનસર્વજ્ઞે વિજેતાને સત્કાર દીધો ને ચાલુકય શિરોમણિએ ચારે હાથે દાન દીધા. પણ ચૌલાના સ્વપ્નના ગઢ તો હતા તેવાજ અભેદ્ય રહ્યા.

પ્રભાસના રાજમહાલયમાં ભીમદેવ મહારાજનું હૈયું ગર્વથી ફાટતું હતું. આજે એમની વૈભવ ને કીર્તિને સીમા રહી નહીં. મ્લેચ્છ વિમર્દન ને

અપ્રતિરથ વીર્યનાં બિરદો કવિઓએ એમને આપ્યાં હતા. એમને પ્રતાપે નવું પ્રભાસ–અનુપમ સૌંદર્યથી શોભતું, કૌસ્તુભ મણિસમ તેજસ્વી, સાગરમાંથી તરી આવતું હતું.

સોમે સત્યયુગમાં, રાવણે ત્રેતામાં ને દ્વાપરમાં શ્રી કૃષ્ણે આ મંદિરની સ્થાપના કરી હતી તેમ કલિયુગમાં એ ચાલુક્યશ્રેષ્ઠ કરી રહ્યા હતા.

ભીમદેવ મહારાજ અંતઃપુરમાં આવ્યા, ગર્વમાં હરખાતા, કિર્તિએ તેજસ્વી, હતા તેવા ભોળા, રસિક ને શૂર. ભગવાનની પ્રતિષ્ઠા થવાની, ચૌલારાણી પોતાનું વ્રત પુરુ કરવાનાં અને તે યુદ્ધની રાત્રે માણેલો ક્ષણિક આનંદ હવે આમરણ વિસ્તરવાનો.

તે પ્રિયતમાને મળવા ગયા પણ ચૌલાની અવિસ્મરણીય આકૃતિમાં કોઇ પરલોકવાસિની હોય એવી રાણીને જોઈ આભા બની ગયા.

'ચૌલા, આજે મારા જીવનની ધન્ય ઘડી છે. આજે હું ભગવાન સોમનાથની પ્રતિષ્ઠા કરાવીશ. ને આખું ભરતખંડ મારી કીર્તિ ગાશે. ચંદ્રે સ્થાપેલું મંદિર મારે હાથે ફરી સ્થપાશે'. એમણે હસવાનો પ્રયત્ન કર્યો.

'મહારાજ,' ખેદયુક્ત, અપરિચિત અવાજે ચૌલાએ કહ્યું. 'હું પણ એજ પળની વાટ જોઉં છું. કયારે મારા નાથ બીરાજે, કયારે એમની આરતી ફરી થાય, અને ક્યારે એમની આગળ પાછું નૃત્ય થાય!'

'નૃત્ય!' ભીમદેવે કહ્યું, 'હજી તું તે વીસરી નથી. તારે કયાં હવે નૃત્ય કરવું છે?'

ચૌલાની આંખમાં ભયની બીહામણી છાયા આવી. ભીમદેવ મહારાજે ખંભાતમાં આવી આંખો જોઇ હતી, તેવીજ ફરી આજે જોઇને તે ધ્રુજી ઉઠયા.

તેમને અથાગ કામ હતું, પ્રતિષ્ઠાનું મુહૂર્ત પાસે આવતું હતું, તેમના હૃદયમાં રમી રહેલો આનંદ જતો રહે તે તેમને ગમતું નહોતું. તે ખડખડ હસી પડયા.

'અરે જોજે તો ખરી !' તેમણે ઉત્સાહ જીવતો રાખવા પ્રયત્ન કર્યો. 'આજે રાતે તારૂં વ્રત પુરું થશે કે હું આવીશ. તારી સેજ તૈયાર કરજે, તે દહાડે કરી હતી તેમ,' કહી તે ફરીથી, ક્ષોભ અનુભવતાં છતાં, હસ્યા.

અને અસહ્ય વેદનાથી ગુંગળાતી હોય તેમ ચૌલાએ પોતાને ગળે હાથ મૂકયા. તેના હોઠ થરથર કાંપતાં હતા.

'આ જ રાતે... આજ રાતે...હા, આજ રાતે,' તેના ગળામાંથી ક્રમે કર્યો ધીમો સાદ નીકળ્યો ને ભીમદેવ મહારાજ પોતાને કામે ચાલી ગયા.

· ૯ ·

નમતો પહોર થવા આવ્યો હતો. પોતાના ખંડમાં ચૌલા ને સામંત સામા સામા બેઠાં હતા. બંનેની દૃષ્ટિ બારીની બહાર કૈં કૈં દૃશ્યો જોતી હતી.

'ચાહાણ !' ચોલા ધીમે સાદે કહેતી હતી, 'આજે મારા હૈયામાં કૈં કૈં હુડા ઉઠે છે. મારા કાનમાં કૈં કૈં અવાજો સંભળાય છે. ગુરુદેવ ને ગંગા આજે સવારનાં મને બોલાવે છે. બંને મને કહે છે કે મારો ભગવાન્ મને—નહીં છોડે. મારો પ્રાણ—જેવી છું તેવી મને—પાછી લેશે...

'...હું ભોળી છું. મારો ભોળાનાથ મને નહીં ભુલે. હું એની છું, એના ચરણની રજ છું. જેવી છું તેવી ભ્રષ્ટ ને પાતકી. છતાં

ચૌહાણ વીર ! આજે નવી આશા મારે હૈયે વસી છે. આજે મને શાંત વળશે. ...સવારથી મને નન્દીનો ઘંટનાદ સંભળાય છે...

'...આજે એ આવશે,' ચૌલાએ રડી દીધું, 'ને મને ક્ષમા કરશે. મને-જેવી છું તેવી પોતાની કરશે.' અને તે ચોધાર આંસુએ રડવા લાગી.

'...મેં કશું એવું નથી કર્યું કે મને મારો નાથ તરછોડી દે ચૌહાણ ! એ તો દયાના સાગર છે. ને હું તો છું એમની કિંકરી. એ મારો હાથ નહિ સહાય તો કોણ સહાશે?...'

'ચૌલા ! મને પણ આજે મારો ઘોઘાગઢ નજરે દેખાય છે. આજ હું પણ કૃતકૃત્ય થયો.'

'મારું આટલું કરી આપો ! ચૌહાણવીર ! ભવે ભવે હું ઋણી રહીશ.'

સામંત થોડીવાર રડતી ચૌલા તરફ જોઈ રહ્યો. પલવાર એ દુઃખી-યારીની દુઃખની રેખાઓ જતી રહી ને વિજયતિલક કરનારી બાલનર્તકીની સુંવાળી, રેખાઓ તેની નજર આગળ તરી આવી. તેણે વિજય મેળવ્યો હતો, દેવને ઉગાર્યા હતા, પણ પોતાની જાતને કચરી નાંખી હતી.

અત્યારે જીવનની સાથે એને બાંધતો આ નાનકડો તાર કરગરીને યાચના કરતો હતો. એ યાચનાનો અસ્વીકાર કરવો ? શું તેના હૃદયમાં વસેલી આ અદ્‌ભુત સુંદરીની વાંછનાને તરછોડવી? શું દુનિયાને, પ્રતિષ્ઠાને ભીમદેવ મહારાજની કીર્તિને પ્રિય કરી આ દુઃખી જીવને છેહ દેવો ?

પલવરમાં તેણે નિશ્ચય કર્યો. એ તો આખી અવનિપર એકલો હતો. એક મરેલી જેવી ચૌલાનો સ્નેહ એજ એનું એક પુરું ધન હતું. એને કોઈની શી પરવા? એને પ્રતિષ્ઠાની શી પરવા? ભીમદેવની એને શું? કીર્તિ ધન ને રાજ્ય એને શાં? એ તો રણની રેતીનો એક કણ, દેવકૃપાએ

ક્ષણનો કૈલાસ બન્યો હતો; દેવ પાછા બેસે એટલે પાછો ક્ષણનો ક્ષણ. એની સાંઢણીઓ તૈયાર હતી. સાંજનાં આરતી થાય એટલે એ તો રણમાં ચાલ્યો જવાનો—જે રસ્તે એના પૂર્વજો ગયા હતા ત્યાં. શા માટે ચૌલાની પ્રાર્થના ન સ્વીકારવી ?

તે ઊભો થયો, અને કેડે બાંધેલી ભેટ સખત કરી,

'ચૌલા !' અને એના અવાજમાં જીવનભરનો પ્રેમ ઉછળી આવ્યો. 'ચૌલા ! હું તારો દાસ છું. તારી આજ્ઞા માથે ઉઠાવીશ. હું આરતી વખતે આવીશ.'

ચૌલાનું મોં રાતું થઈ ગયું.

'ચૌહાણ ! ત્યારે હું તૈયાર રહીશ.'

· ૧૦ ·

સાંજના આરતીનો સમય થાય છે. સભામંડપ ઝાગઝમાળ શોભે છે. સેંકડો મણિમય સ્તંભોમાંથી હઝારો દિવાઓના તેજ પાછાં મારે છે. પહેલાંથી સરસ ને વિશાળ ગર્ભદ્વારમાંથી ભગવાનનાં દર્શન થાય છે, હતા તેવાજ સુંદર, ચંદનચર્ચિત, બિલિના ઢગમાં શોભતા. ઉપર સુવર્ણની જલાધારિ લટકે છે; નીચે ખૂણે ખૂણે સુવર્ણની દિવિઓ બળે છે.

બહાર સભામંડપમાં રાજાઓની બેઠક છે. જમણે હાથે ભીમદેવ મહારાજ બેઠા છે. સાથે ઝાલોરના વાગપતિરાજ ધરડી મુછોને જુવાનીના જોરથી ખેંચે છે ને સપાદલક્ષનો બલદેવ ચૌહાણ—હઝાર રણોનો ખેલનાર—ગર્વથી હસે છે. આબુના ધૂંધીરાજ ને સ્થાનકના મુકુંદદેવ પાસે બેઠા છે. ને પછી કચ્છ ને સોરઠના ધણી અને સામંતો ખુશ મીજાજમાં બેઠા છે.

હમ્મીરને હરાવવા આપેલી આહૂતિઓનાં આજે બધા ફળ ચાખે છે. આખરે ભગવાન, અનાદિ ને અનંત, પોતાને ધામે બેઠા એ ખ્યાલે સહેલાં દુઃખો આજે સુખદ સ્મરણો બની ગયાં છે.

શંખ વાગે છે ને બધા ઉભા થાય છે. ગગનસર્વજ્ઞ, પાવડીએ ચઢી, ચિનાંશુકપર વ્યાઘ્રચર્મ બાંધી, કાળી જટાને જરા ક્ષોભથી પંપાળતા આવે છે. ગુરુદેવની ચાલવાની ને બોલવાની કૈંક ઢબ એમનામાં દેખાય છે.

એ બધાનાં 'નમ : શિવાય' ઝીલતા મંદિરમાં જઈ તે પલવાર ધ્યાન કરે છે, બિલિ ચઢાવે છે, ને ઘંટ વગાડે છે.

રત્નજડિત આરતી જે કાશ્મીરના રાજવીએ ભગવાનના ચરણમાં મોકલી હતી તે ગગનસર્વજ્ઞ હાથમાં લે છે.

બધા સાથે આરતી ગાય છે.

પછી પોતે 'જય સોમનાથ'ની ઘોષણા કરે છે અને સભા મંડપમાં બેઠેલા મહારાથીઓ એ ઉપાડી લે છે. આકાશમાં ધીમેથી પ્રસરતી ગર્જનાની માફક ઘોષણા પરકોટમાં, તેની બહાર, નગરમાં પ્રસરે છે. નગારાં વગડે છે. નગરજનોને સૈનિકો બધા ઘોષણા ઉપાડી લે છે. પ્રભાસ આખું, પૂર્વે થતું તેમ, સોમનાથમય બને છે. બધા એકે આવાજે 'જય સોમનાથ'ની ગર્જનાથી ગગન ગજવે છે.

બધા શાંત થાય છે. ગગન સર્વજ્ઞ પોતાને સ્થાને બેસી આજ્ઞા કરે છે, 'નૃત્ય થવાદો !'

શિષ્યો પોકાર કરે છેઃ નૃત્ય શરુ કરો. કોઈ પોકાર કરે છેઃ 'પણ નર્તકી તૈયાર નથી ને નથી તૈયાર વાજીંત્રવાળા.'

એક પલ–બે પલ–પાંચ પલ !

રાજવીઓ અજાયબ થઇ એકબીજાની સામે જુએ છે. ગગનસર્વજ્ઞના કપાળ પર ભ્રૂભંગ સ્પષ્ટ દેખાય છે....

પણ ઝાંઝર ખખડે છે, મૃદંગનો અવાજ આવે છે.

નર્તકી સભામંડપમાં આવે છે.

હિરા મોતી ને રત્નોથી ઝળકતી દિવ્ય કો દેદીપ્યમાન અપ્સરા, દિવાઓનાં તેજ તેના વસ્ત્રો ને આભુષણુમાં સહસ્ત્રધા થતાં, બધાને આંજે છે.

તે ધીમેથી આવે છે, જાણે ચલાતું નહોય તેમ. તેણે મોઢું ઢાંકી નીચે સુધી ઓઢયું છે.

તેના પગમાં જોર વધે છે. મૃદંગના ડેકાની સાથે પગ પણ ઉપડતો જાય છે. અને ગાનારીઓ પાર્વતીની તપશ્ચર્યાનો ખંડ શરુ કરે છે. મંદ, કંપાયમાન સ્વરે નર્તકી પોતે પણ ગાય છે, છેક ધીમેથી, ભાગ્યેજ કોઇ સાંભળી શકે એમ.

ગીત વાધે છે.

મૃદંગના પડઘા મંડપમાં પડે છે, ને નર્તકી થનગનતી ફૂલ વીણે છે, માલ ગુંથે છે, ચંદન ધસે છે, બિલિ સાથે લે છે.

ધમક ધમક તે પૂજા કરવા જાય છે. તે ગર્ભદ્વાર આગળ જાય છે, કર જોડે છે, નમન કરે છે, સાષ્ટાંગ કરે છે.

પછી તે શિવની પૂજા નૃત્ય ને અભિનયથી કરે છે.

મોઢું જોવાની લાલસામાં અધીરા રાજવીઓ અધીરાઇ ભુલી જાય છે. આ કયા પ્રકારનું નૃત્ય છે તે જાણવાને તલસતી ગાનારીઓ ગીત બંધ કરે છે. માત્ર મૃદંગ વગડે છે ને સાથે નર્તકીના પગની ઘુઘરીઓ તાલ દે છે.

આખી મેદની પર અણુકલ્પ્યો જાદુ ફેલાઇ જાય છે. આ નૃત્ય કે નહિ તેનું પણ કોઇને ભાન નથી રહેતું. બધા એકી ટશે આ અદ્‌ભૂત નૃત્ય જોઇ રહે છે.

અભિસારિકા સમી નર્તકી પૂજા પૂરી કરે છે. પછી તે શિવને વિનવે છે, વળી, વળી, તે ગોળને ગોળ ફરતી પ્રાર્થે છે. તેના અંગમાંથી લાલિત્યની સરિતા વહે છે. તેનું કરૂણગીત આસ્તે વાજતાં નુપૂરો ગાય છે....

....તે શંકર રીઝવવા મથે છે. તે હસાવવા પ્રયત્ન કરે છે. તે ક્ષમા યાચે છે. નિરાશ થયેલી તે પાછી પડે છે. લથડતે પગે તે પાછી આવે છે.

ભીમદેવ મહારાજ ગાંડા જેવા, ફાટે ડોળે, હાલવાને અશક્ત આ આકૃતિ, આ નૃત્ય, આ અભિનય જોઇ રહે છે.

ગગનસર્વજ્ઞની આંખોમાં ભય વ્યાપી રહે છે.

નર્તકી શંકર રીઝાવવાનો છેલ્લો પ્રયત્ન કરે છે; તે જાણે આક્રંદ કરતી હોય તેવું નૃત્ય કરે છે. રુદન તેના ઝાંઝરમાંથી નીતરે છે. ધ્રસકું મૃદંગમાંથી બોલે છે કે નર્તકીનાં ગળામાંથી તે કોઈ કહી શકતું નથી.

જોનારા ને સાંભળનારાઓના હૈયાં રડવા લાગે છે.

નર્તકી ગર્ભદ્વાર આગળ આવે છે. શંકર રીઝવવાનો છેલ્લો પ્રયત્ન કરે છે. નિરાશાની મૂર્તિ સમી તે શીર પટકે છે. અભિનય ને પગના ઠેકા સાથે તે ભગવાનના પગ આગળ સર્વસ્વ સમર્પે છે.

નૃત્ય મંદ પડે છે. નર્તકીનું મસ્તક નમે છે. મૃદંગ ને ઝાંઝર પણ મંદ પડે છે....અટકી જાય છે.

નર્તકી પ્રણિપાત કરે છે. મૃદંગ વિપલવાર થંભે છે......

...ને ઝણુઝુણુ કરતી નર્તકી ઊભી થઇ જાય છે. શિવ પ્રસન્ન થયા હોય એમ એના ઠમકા પરથી લાગે....

તે ઉછળી, છેલ્લો તોડો હોય તેમ ઝાંઝરના જોરદાર ઝઝણાટ સાથે વિજયોલ્લાસ દેખાડે છે.....

મૃદંગ ધમધમે છે. ધાધાકીટધા–ધાધાકીટધા–ધાધાકીટધા...

ચિત્રવત્ બનેલી મેદની ગાંડી બની જોઇ રહે છે....

...અને એક મહા પ્રયત્ન કરી વિજય દર્શાવતો તોડો લેતાં નર્તકીના મુખ પરનું લૂગડું ખસી જાય છે....

સુક્કા, સ્વરૂપવાન મુખ પર દિવ્ય સુખનું અમર તેજ તપે છે. એની આંખોમાં પ્રણયની વિદ્યુલ્લેખા ચમકે છે.

તોડો પુરો થાય તે પહેલાં તે ગર્ભદ્વાર તરફ છલંગ મારે છે. ઉમરા પર માથું ઉપર ટેકવે છે...

...મૃદંગ અટકે છે...ઝાંઝર પણ અટકે છે.

માથું ઉમરા પરથી, નિશ્ચેતન, બાજુપર ઢળે છે. શરીર, શિથિલ બની, ઢગલો થાય છે.

તરવાર કાઢતા ભીમદેવને હાથવતી અટકાવી ગગનસર્વજ્ઞ ઉઠી નર્તકી પાસે દોડતા જાય છે.

આ ધન્ય પલે, ચૌલાએ એના ભોળાનાથને ચરણે સર્વસ્વ સમર્પણ કરી દીધું હતું.

* * *

ચારે તરફ પ્રસરી રહેલી અભંગ શાંતિમાં એક ફુરકું સંભળાય છે. એક યોદ્ધો ઝપાટાબંધ લોકો વચ્ચેથી ધસતો, અંધારામાં અદૃષ્ટ થઇ જાય છે.



## શ્રી. રમણુલાલ વસંતલાલ દેસાઈ રચિત પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | જયંત | (નવલકથા) | ૨—૦—૦ |
| ૨ | શિરીષ | ,, | ૨—૮—૦ |
| ૩ | કોકિલા | ,, | ૨—૮—૦ |
| ૪ | હૃદયનાથ | ,, | ૨—૮—૦ |
| ૫ | સ્નેહયજ્ઞ | ,, | ૨—૮—૦ |
| ૬ | દિવ્યચક્ષુ | ,, | ૨—૮—૦ |
| ૭ | પૂર્ણિમા | ,, | ૨—૮—૦ |
| ૮ | ભારેલો અગ્નિ | ,, | ૩—૦—૦ |
| ૯ | ગ્રામલક્ષ્મી ભા. ૧ | ,, | ૨—૮—૦ |
| ૧૦ | ગ્રામલક્ષ્મી ભા. ૨ | ,, | ૨—૮—૦ |
| ૧૧ | ગ્રામલક્ષ્મી ભા. ૩ | ,, | ૨—૮—૦ |
| ૧૨ | ગ્રામલક્ષ્મી ભા. ૪ | ,, | ૩—૦—૦ |
| ૧૩ | બંસરી | ,, | ૨—૮—૦ |
| ૧૪ | પત્ર લાલસા | ,, | ૨—૮—૦ |
| ૧૫ | ઠગ | ,, | ૨—૮—૦ |
| ૧૬ | ઝાકળ | (નવલિકા સંગ્રહ) | ૨—૮—૦ |
| ૧૭ | પંકજ | ,, | ૨—૮—૦ |
| ૧૮ | શંકિત હૃદય અને સંયુક્તા | (નાટકો) | ૨—૮—૦ |
| ૧૯ | નિહારિકા | (કાવ્ય સંગ્રહ) | ૨—૦—૦ |
| ૨૦ | જીવન અને સાહિત્ય ભા. ૧ | સાહિત્ય વિષયક લેખો | ૨—૮—૦ |
| ૨૧ | જીવન અને સાહિત્ય ભા. ૨ | ,, | ૨—૮—૦ |
| ૨૨ | સુવર્ણ-રજ | (શ્રી. રમણલાલ દેસાઈનું વિચારમંથન / સંગ્રાહક—શ્રીમતી બાળા મજમુદાર) | ૩—૦—૦ |
| ૨૩ | પરી અને રાજકુમાર | (સામાજીક છ નાટકો) | ૧—૮—૦ |
| ૨૪ | ક્ષિતિજ પૂર્વાર્ધ | (નવલકથા) | ૨—૮—૦ |
| ૨૫ | ક્ષિતિજ ઉત્તરાર્ધ | (નવલકથા) | (છપાય છે) |
| ૨૬ | અંજની | (નાટક) | ૨—૦—૦ |
| ૨૭ | શોભના | (નવલકથા) | ૨—૮—૦ |
| ૨૮ | ગ્રામોન્નતિ | (ગ્રામજીવનની ઉન્નતિ સંબંધી વિવેચન) | ૨—૦—૦ |
| ૨૯ | કલાપી : તેનું જીવન અને કવન | | (છપાશે) |



# સંસ્કાર ગ્રંથાવલિ

| | | | |
|---|---|---|---|
| ૧ | ભારેલો અગ્નિ | ર. વ. દેસાઈ | ૩-૦-૦ |
| ૨ | ભૈરવી | શરદ્‌બાબુ | ૨-૮-૦ |
| ૩ | કુમુદિની | ટાગોર | ૩-૦-૦ |
| ૪ | પંકજ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |
| ૫ | સાવકી મા | શરદ્‌બાબુ | ૨-૮-૦ |
| ૬ | પ્રેમાશ્રમ પૂર્વાર્ધ | પ્રેમચંદજી | ૩-૦-૦ |
| ૭ | પ્રેમાશ્રમ ઉત્તરાર્ધ | પ્રેમચંદજી | ૨-૮-૦ |
| ૮ | વિપ્રદાસ | શરદ્‌બાબુ | ૩-૦-૦ |
| ૯ | ઠગ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |

